# નિવેદન

"ચંદ્રહાસ આખ્યાન" પ્રેમાનંદનુ પ્રારંભકાળનુ આખ્યાન છે, છતાં તેની મોટા ભાગની લાક્ષણિકતાઓ અને મર્યાદાઓનુ તેમાં દર્શન થાય છે. આ આખ્યાનના સંપાદનમાં અમે સામાન્ય રીતે 'બૃહત કાવ્યદોહન'નો પાઠ સ્વીકાર્યો છે. છતાં કેટલેક સ્થળે વધુ અર્થપોષક અને રસલક્ષી પાઠાન્તરો અન્યત્રથી લીધાં છે. અન્ય પાઠાન્તરો ટિપ્પણમાં નોંધ્યાં છે, અને આવશ્યક જણાયુ ત્યા પાઠાન્તરને અનુલક્ષીને પણ વિવરણ કર્યું છે. ઉપોદ્‌ઘાતમાં વિશ્લેષણાત્મક પદ્ધતિ સ્વીકારી છે. કવિનુ સાચું સ્વરૂપ અભ્યાસીઓ સમક્ષ રજૂ કરવા તેના જીવન અને કવન વિશે પણ લખવુ યોગ્ય ધાર્યું છે. અશ્વમેધ પર્વમાંની મૂળ આખ્યાયિકા અને નાકરના આખ્યાન સાથે આ કૃતિની તુલના પણ શકય અંશે કરી છે. નાકરના આખ્યાનમાથી તેમ પ્રેમાનંદની પોતાની અન્ય કૃતિઓમાથી આ કૃતિના કાઈ પાત્ર, પ્રસંગ આદિના નિરૂપણ સાથે સામ્ય ધરાવતુ નિરૂપણ જણાયુ ત્યા અવતરણો ટાંકી ચર્ચા કરી છે. આખ્યાનના પ્રત્યેક અંગને અનુલક્ષી ઉપોદ્‌ઘાતમા તેમ ટિપ્પણમા વિગતવાર ચર્ચા કરવાનો પ્રયાસ કર્યો છે, જે અભ્યાસીઓને સહાયભૂત થશે એવી અપેક્ષા.

પ્રેમાનંદના અભ્યાસી મુ. શ્રી કે. કા. શાસ્ત્રીને પ્રસ્તુત આખ્યાનનુ સંપાદન કરવાનો અમારા વિચાર જણાવી માર્ગદર્શન માગતા તેમણે તરત જ પોતે સંપાદિત કરેલી વાચના મોકલી આપી અમારુ કામ ઘણુ સરળ બનાવી દીધુ, જે માટે અમે તેમના ઋણી છીએ.

આ સંપાદન નિમિત્તે અમે કેટલીક હસ્તપ્રતો જોઈ તેમા વડોદરા યુનિ.ના 'પ્રાચ્ય વિદ્યાભવન'ના સૂચિપત્રમા પ્રેમાનંદને નામ ચઢેલી બે પ્રતોમાંથી એક નિશ્ચિત રીતે સૂરતના ભોજ કવિની અને બીજી સ્પષ્ટ રીતે પ્રેમાનંદની તો નહિ જ એમ જણાયુ. આના

અનુસંધાનમાં સૂરતના 'ચૂનીલાલ ગાંધી વિદ્યાભવન'માંની 'ચંદ્રહાસ આખ્યાન'ની હસ્તપ્રત જોઈ, જે પણ સૂરતના ભોજ કવિની છે. 'બૃહત્ કાવ્યદોહન'માં ભોજનું 'ચંદ્રહાસ આખ્યાન' છપાયું છે પણ તેનો સમયનિર્ણય થઈ શકયો ન હતો. સૂરતની પ્રત ઉપરથી ભોજ કવિ પ્રેમાનંદનો સમકાલીન હોવાનું અનુમાન થઈ શકે છે. ટિપ્પણમાં આ વિષયમાં અલ્પ ચર્ચા કરી છે. પોતાની સંસ્થાઓમાંની પ્રતો લેવાની સગવડ આપવા માટે અમે તે સંસ્થાના નિયામકોનો આભાર માનીએ છીએ.

આ સંપાદનના પ્રકાશન માટે સૂરતના 'શ્રી પોપ્યુલર બુક સ્ટોર'ના ઉત્સાહી સંચાલક શ્રી નટવરલાલ ગાંધીના અમે કૃતજ્ઞી છીએ.

ભાવનગર ઈ. ર. દવે
૧-૫-૬૧ ર. મ. શુક્લ

# અ નુ ક્ર મ

## ઉપોદ્‌ઘાત

# ભક્તિસાહિત્ય અને આખ્યાન

નરસિંહના સમયથી—પંદરમા સૈકાથી (૧૪૧૪) ગુજરાતી ભાષા અને સાહિત્યમાં એક નિર્ણાયક તબક્કો આરંભાયો અને ૧૬૨૩–૨૭મા એના સુભગ પરિણામ રૂપ પ્રેમાનંદી આખ્યાનપરંપરા સાંપડી. તે જ સમાણે ૧૪૧૧થી ૧૭૦૭નો સમય ગુજરાતના રાજકીય પરિવર્તનનો હતો, જેની અસર ગુજરાતના સમાજ, સંસ્કાર તેમ સાહિત્ય ઉપર સવ્ય અને અપસવ્ય બન્ને પ્રકારની થઈ. ૧૪૧૧મા અહમદશાહ ગુજરાતની રાજધાની પાટણથી અમદાવાદ લઇ આવ્યો. મુસલમાન આતંકવાદીઓના આક્રમણો પછી પહેલીવાર મુસલમાન અમલ નીચે ગુજરાને કંઈક અમનનો શ્વાસ લીધો. ૧૫૭૩મા અકબરે ગુજરાતને મોગલ સામ્રાજ્યમા ભેળવી દીધુ અને ગુજરાતના જીવનમાં સમૃદ્ધિ અને સ્થિરતા આવ્યા. પરંતુ વિધર્મીઓના રાજ્ય પ્રત્યે હિંદુ જનતામાથી અસંતોષ દૂર થયો એમ ન કહી શકાય. ધાર્મિક ક્રિયાકાંડો આદિ મુક્ત રીતે આદરી શકાય એવુ વાતાવરણ સ્થાપી શકાયું ન હતુ. એ અરસામા ભક્તિયુગનો ઉદય ગુજરાતમાં થયો અને તેની અસર સારસ્વત પ્રવાહ ઉપર પણ થઈ. ૧૫૩૧ના સમયે દરમ્યાન શ્રીમદ્ વલ્લભાચાર્ય અને તેમના પુત્ર વિઠ્ઠલનાથે ધર્મપ્રચારાર્થે ગુજરાતમાં અનેક પ્રવાસો કર્યા હતા. ત્યારથી ગુજરાતમા પુષ્ટિ સંપ્રદાય પ્રવર્ત્યો. ચૈતન્યની પ્રેમલક્ષણા ભક્તિની અસર પુષ્ટિ સંપ્રદાય ઉપર થઈ તેમ સાહિત્ય ઉપર પણ થઈ. નરસિંહ ઉપર પણ ચૈતન્યની અસર હશે એમ કેટલાક વિદ્વાનોનું માનવુ છે. ગોપીભાવે કૃષ્ણની પ્રેમોપાસના આદર્શ ભક્તિ ગણાઈ. ગીતા, ભાગવત અને પુરાણોની પરંપરા ગુજરાતમાં તો હતી જ. તેમાના ભગવાનના ગુણાનુવાદે અને પ્રભુકૃપાના માહાત્મ્યે ગુજરાતની સંતોષી અને શાન્તિપ્રિય પ્રજાને આકર્ષી અને તેમાથી

સંભની મધ્યકાલની ભક્તિકવિતા. મીરાંએ તો સાભાવે કૃષ્ણની ભક્તિ ગાઈ છે. નરસિંહે પણ પુરુષપણું ભૂલી જઈ કૃષ્ણને ભજ્યા, કૃષ્ણભક્તિનાં પદો ગોપીભાવે રચ્યાં અને એ રીતે ભક્તિસાહિત્યની પરંપરા આરભાઈ. ક્રિયાકાંડ અને જ્ઞાન વૈરાગ્ય કરતાં મુમુક્ષુઓને ભક્તિ સહજ અને સરળ લાગી, તેમ ભક્તોની ચરિત્ર ગાથાઓએ પણ લોકોને આકર્ષ્યા. ભક્તોનાં ચરિત્રનિરૂપણમાં પણ ભક્તિનો મહિમા દર્શાવાનો તેથી તે પણ ભક્તિસાહિત્યનો જ એક પ્રકાર ગણાય.

પ્રેમાનંદ ભક્ત હતો કે નહિ તે પ્રશ્ન અપ્રસ્તુત છે. તેણે પદો રચ્યાં નથી, ઉદરનિમિત્તે આખ્યાનો લખ્યાં, એ સાચું, પણ તેણે ભક્તિનો મહિમા જાણ્યો અને ગાયો પણ છે. નરસિંહના જીવનમાંથી પ્રસંગો લઈ, 'શામળશાનો વિવાહ,' 'હૂંડી,' 'મામેરુ' તેણે રચ્યાં; સુદામા, ચંદ્રહાસ, સુધન્વા જેવા સનિષ્ઠ ભક્તોનાં ચરિત્ર ગાયાં, અને 'દશમસ્કંધ'માં તો પ્રભુની લીલા જ તેણે વર્ણવી છે. એ દૃષ્ટિએ જોતાં પ્રેમાનંદ ભકતપરાયણ અને ભકિતપરાયણ કવિ હતો એમ નિઃસંકોચ કહી શકાય.

જે સમયમાં પ્રેમાનંદ થઈ ગયો તેમાં ભક્તોની ચરિત્ર ગાથાઓએ પ્રજાને ઘણુ બળ આપ્યું છે. સત્તરમાં સૈકામાં રાજકીય ક્ષેત્રે ઘેરી છાયાઓ ફરી વળી હતી. ૧૬૦૯ની મલિક અંબરની સૂરતની લૂંટ, ૧૬૪૪–૪૬ની ઔરંગઝેબની ગુજરાતની સુબાગીરી અને ૧૬૬૪ અને તે પછી શિવાજીની લૂંટો એ બધાને લીધે તત્કાલીન ગુજરાની સમાજનું ખમીર ઘવાયું. મુસલમાનોની કટ્ટર ધર્માંધતા અને મરાઠાઓના હુમલા સામે ટકી રહેવાનું બળ ધર્મ જ આપી શકતો. રાજકીય અસ્મિતા જેની ઘવાઈ હતી તે પ્રજાએ પોતાની વ્યકિતતા ટકાવી રાખવા ધર્મનો આશરો લીધો અને એ સમયે આ ભક્ત ચરિત્રો પ્રજા માટે સૌથી વધુ અસરકારક આશ્વાસન બન્યા હશે. એ આખ્યાનોએ પ્રજાનાં પ્રાણને, ઉત્સાહને ટકાવી રાખવામાં સબળ ફાળો આપ્યો હશે.

ભક્તિકવિતાનો એક આવિષ્કાર પદબંધ ઊર્મિકવિતા છે, તેમ બીજો આવિષ્કાર ભક્તોના ચરિત્ર આલેખતાં આખ્યાનો છે. જૈન રાસયુગમાં કથાનકોનાળાં કાવ્યો રચાતાં, જેને રાસાઓ કહેવામાં આવતા. નરસિંહ પહેલાં રાસાઓ તરીકે ઓળખાતા આ કથાનકો સવૈયા, દોહરા, ચોપાઈ વગેરે દેશીઓમાં રચાયેલા અને એમાં પણ ઠવણી, કડવક જેવા વિભાગો આવતા. રાસ શબ્દ એ ધાર્મિક કથાનક માટેની એક સંજ્ઞા બની ગયો. જૈનેતર કવિઓએ પણ કથાનકના અર્થમાં રાસ શબ્દ પ્રયોજ્યો છે.

અજાણુના મિ કિધો રાસ,

કહી નાકર હું હરિનો દાસ.

રાસ, પ્રબંધ વગેરે વિશિષ્ટ પ્રકારોને જૈન આખ્યાનો તરીકે ઓળખાવી શકાય. હેમચંદ્રાચાર્ય અને તેમની પછીના નરસિંહ સુધીના સમયમાં 'આખ્યાન' શબ્દ પ્રયોજાયલો જોવા મળતો નથી. છતાં જુદે જુદે નામે અને સ્વરૂપે ચરિત્રો લખાયાં છે. નરસિંહે કૃષ્ણલીલા, દાણલીલા, સુદામા ચરિત વગેરે લખ્યાં તેમાં પણ કથાનું તત્ત્વ તો છે જ, પણ કૃષ્ણમાંની તન્મયતાને કારણે તેમાં પરલક્ષિતાને સ્થાને આત્મલક્ષિતા આવી. આમ છતાં તેના ઉપરના અને 'ચાતુરી ષોડશી'ના કાવ્યોમાં આખ્યાનના તત્ત્વો છે. પરંતુ કડવાબદ્ધ આખ્યાન પદ્ધતિનો સૌ પ્રથમ વિકાસ તો પંદરમી સદીના ઉત્તરાર્ધમાં થયેલા સંસ્કૃત મહાકાવ્ય અને પુરાણોના અભ્યાસી ભાલણે કર્યો.

સંસ્કૃત કઠિણ તે કોણ તે બૂઝે
સાંભળવા કરે મન,
મુગધ રસિક સાંભલવા ઈછિ
પણિ બૂઝિ નવિ જાય.

—એ પ્રમાણે સંસ્કૃતથી અનભિજ્ઞ પ્રાકૃત જનોને સંસ્કૃત પુરાણ અને કાવ્યનો આસ્વાદ આપવા તેણે સંસ્કૃતમાંથી પ્રાકૃત

રચનાઓ આપવા માંડી. માર્કંડેય પુરાણ ઉપરથી સપ્તશની,/ શિવપુરાણ ઉપરથી મૃગીઆખ્યાન, મહાભારતમાંથી 'નળાખ્યાન', દુર્વાસા આખ્યાન, ભાગવતમાંથી દશમસ્કંધ, ધ્રુવાખ્યાન એ તેની નોંધપાત્ર કૃતિઓ છે. આખ્યાન–સ્વરૂપનો વિધાયક ભાલણ હતો તેમ તેના સ્વરૂપને સ્થિરતા આપનાર નાકર હતો. ઉથલો કે વલણવાળાં આખ્યાનોનો પ્રારંભ કરનાર નાકર ગણાય છે. ભાલણના આખ્યાનોમાં આત્મલક્ષિતાનો અંશ છે તો નાકરનાં આખ્યાનો સંપૂર્ણ પરલક્ષી કથનાત્મક શૈલીનાં છે. હરિશ્ચન્દ્રાખ્યાન, ચંદ્રહાસ આખ્યાન, નળાખ્યાન, ઓખાહરણ એ તેની કૃતિઓ ઉલ્લેખનીય છે.

નાકર પછી અને પ્રેમાનંદ પહેલાંના આખ્યાનકારોમાં વિષ્ણુદાસ, વજિયો, વિશ્વનાથ જાની મુખ્ય છે. ઊર્મિપ્રધાન પદોના નરસિંહયુગ પછી આખ્યાન કાવ્યોનો નાકરયુગ શરૂ થયો. નરસિંહ પહેલાના યુગને જેમ રાસયુગ તરીકે ઓળખવામા આવે છે તેમ તેની પછાના યુગને નાકરયુગ અથવા આખ્યાન યુગ તરીકે ઓળખાવવામાં આવે છે. નાકર પછી આખ્યાન યુગના ઉત્તરાર્ધને પ્રેમાનંદની પોતાની નૈસર્ગિક શક્તિ અને નવનવોન્મેષશાલી પ્રતિભાના બળે તેના નામથી ઓળખવામા આવે છે. પ્રેમાનંદ સૌ આખ્યાનકારોનો મુકુટમણિ છે.

## મધ્યકાલીન યુગનો કવિશિરોમણિ

પ્રેમાનંદ એટલે મધ્યકાલીન યુગનો કવિશિરોમણિ. એક બાજુ પ્રેમાનંદના સઘળા પુરોગામીઓનુ સર્જન મૂકો, અને બીજી બાજુ એકલા પ્રેમાનંદનું જ વિશાળ સાહિત્ય મૂકો તો પ્રેમાનંદે સાધેલી ગુજરાતી સાહિત્યની સેવાની પ્રતીતિ થશે. શ્રી વિજયરાય વૈદ્ય કહે છે તેમ, માત્ર કાવ્યપ્રદેશની દૃષ્ટિએ જોતાં, હરકોઈ વર્ગના ગુજરાતી સાહિત્યનો અદ્વિતીય વસ્તુલક્ષી કવિ પ્રેમાનંદ છે. આજના સહિત્યમાં જે લોકપ્રિયતા નવલકથાના સ્વરૂપની છે તેવી લોકપ્રિયતા મધ્યકાલીન યુગમાં આખ્યાનના સ્વરૂપની હતી અને તેમાં પ્રેમાનંદની રચનાઓ

ઉત્કૃષ્ટ પ્રકારની છે. આખ્યાન દ્વારા મધ્યકાલના કવિઓએ ગુજરાતની પ્રજાની ધાર્મિકતા, રસિકતા અને સંસ્કારિતાનું જે પોષણ કર્યું છે તેમાં પ્રેમાનંદનુ અર્પણ સર્વથી વિશેષ છે. પ્રેમાનંદની કૃતિઓએ વર્ષો સુધી આપણા સમાજમાં લોકપ્રિયતા મેળવી છે. શ્રી બ. ક. ઠાકોર સૂચવે છે તેમ, પહેલાના પ્રમાણમાં પ્રેમાનંદની લોકપ્રિયતા આજે ઓછી લાગે છે, તેનું કારણ કદાચ સમાજની પલટાતી પરિસ્થિતિમાં હોઈ શકે. જનસ્વભાવનું એનું જે માર્મિક નિરૂપણ છે તેમાં તેની કલાશક્તિની વિશેષતા છે. પ્રેમાનંદની કૃતિઓ જેટલો ને જેવો રસાભિષેક ભાગ્યે જ બીજા કોઈ મધ્યકાલીન કવિની કૃતિઓ કરાવી શકે છે.પૌરાણિક સૃષ્ટિને જાણે તેણે ગુજરાતી ભૂમિમાં અવતરિત કરી છે. પૌરાણિક પ્રસંગો અને પાત્રોના માધ્યમ દ્વારા તેણે વસ્તુતઃ ગુજરાતી સમાજ અને સ્વભાવની કેટલીક લાક્ષણિકતાઓ પ્રકટ કરી છે. દેવ અને માનવ એ બંનેને તેણે એકબીજાની નજીક લાવીને મૂક્યા છે. ચિત્રાત્મકતા, નાટ્યત્વ, વર્ણનસામર્થ્ય અને ભાષાની પ્રાસાદિકતા આદિ અન્ય તત્ત્વોએ તેનાં આખ્યાનોને આકર્ષક બનાવ્યા છે. પ્રેમાનંદને હાથે મધ્યકાલનું ગુજરાની આખ્યાન આકારનુ સૌષ્ઠવ અને રસનું સંજીવન પ્રાપ્ત કરે છે.

## પ્રેમાનંદ :

### જીવનવિષયક સામગ્રીની સંદિગ્ધતા

પ્રાચીન અને મધ્યકાલીન પરંપરા પ્રમાણે પ્રેમાનંદે પણ પોતાને વિશે વિગતવાર માહિતી આપી નથી. તેથી તેના જીવન તેમ કવન વિશે અનેક કિંવદંતીઓ પ્રવર્તે છે, જેમાંની કેટલીક તો પાછળથી ઇરાદાપૂર્વક ઉપજાવી કાઢવામાં આવી હતી તેમ જણાય છે. ઉદરલ નિમિત્તે પોતે આખ્યાન લખ્યાં છે એવુ જણાવનાર અને પોતાની કવિપ્રતિભા વિશે અત્યંત વિનમ્રશીલ પ્રેમાનંદને સ્વપ્ને ય ખ્યાલ ન હોય એવો કવિયશ અપાવવાના પ્રયાસો 'પ્રાચીન કાવ્યમાળા'ના

સંપાદકોએ પોતે સંશોધક તરીકેનો યશ મેળવી જવાના અને વડોદરા સરકારના પ્રાચીન સાહિત્યના પ્રકાશન અંગેના ફંડનો ઉપયોગ કરવાના હેતુથી કર્યા એ માટેની કેટલીક ભૂમિકાઓ નર્મદાશંકર અને નવલરામના ભિન્ન સંદર્ભમાંના વિધાનોમાં મળી ગઈ અને કેટલીક ઉપજાવવામાં આવી આ કિંવદંતીઓના અને સંદિગ્ધ અસંદિગ્ધ કૃતિઓના જાળાંઝાંખરામાંથી પ્રેમાનંદના જીવનની ખરી વિગતો તેમજ તેના કર્તૃત્વની સાચી છાપ ઘડવાનું કામ શોધવું દુ:સાધ્ય થઈ પડે છે

## સમય

પ્રેમાનંદે શ્રુતિપ્રોક્ત શત શરદનું આયુષ્ય (૧૬૯૨ થી ૧૭૯૦) ભોગવ્યું હતું એમ માનવામાં આવતું તેના જન્મ કે મૃત્યુના વર્ષ વિશે ચોક્કસ નિર્દેશ તેની પોતાની કોઈ કૃતિમાંથી મળતો નથી પરંતુ તેની કૃતિઓની રચના સંવત ઉપરથી તેનો જીવનકાળ અનુમાની શકાય તેની અસંદિગ્ધ કૃતિઓમાં સૌથી વહેલી રચનાસંવત 'ચંદ્રહાસ આખ્યાન' અને 'અભિમન્યુ આખ્યાન'ની છે આ બન્ને કૃતિઓ સં ૧૭૨૭માં રચાઈ છે 'ઓખાહરણ'ની રચનાસંવત ૧૭૨૩ શંકાસ્પદ છે સં ૧૭૨૦માં રચાયેલું 'લક્ષ્મણાહરણ' પ્રેમાનંદનું ન હોવાના અનેક પ્રમાણો મળે છે તેથી સં ૧૭૨૭ તેના સર્જનનો પ્રારંભકાળ હશે તે પહેલાં વીશ બાવીશ વર્ષે, સં ૧૭૦૫માં તેનો જન્મ અનુમાની શકાય પ્રેમાનંદની છેલ્લી કૃતિ 'દશમસ્કંધ' છે, જેની રચના દરમ્યાન જ તેનું અવસાન થયું અને સુન્દરે તે સં ૧૭૯૬માં પૂરું કર્યું, એમ કેટલીક હસ્તપ્રતો ઉપરથી જણાય છે પરંતુ એક હસ્તપ્રતમાં સં ૧૭૭૩માં સુન્દરે 'દશમસ્કંધ' પૂરો કર્યાનો સુસ્પષ્ટ નિર્દેશ મળે છે પ્રેમાનંદના સમકાલીન સૂરતના વલ્લભ ભટ્ટે દશમ સિવાયના પહેલા નવ સ્કંધો ૧૭૯૩ થી ૧૭૯૫ના સમય દરમ્યાન રચ્યા છે અગિયારમો અને બારમો એ બે સ્કંધ પણ તેણે રચ્યા છે

દશમસ્કંધ તેણે રચ્યો નથી નેત્ર કારણ કદાચ એ હશે કે આ સમય પહેલા (૧૭૬૫) પ્રેમાનંદના દશમસ્કંધની એવી ખ્યાતિ થઈ ગઇ હશે (ભરત સાથેનો પ્રેમાનંદનો સંપર્ક તો સિદ્ધ છે,) તેથી વલ્લભે તે સ્કંધની રચના ન કરી હોય, અને પ્રેમાનંદનો જ દશમ ગાયો હશે. એથી અનુમાની શકાય કે ૧૭૬૫ પહેલા પ્રેમાનંદનુ અવસાન થયુ હશે. દશમને આવી ખ્યાતિ મળતાં ચાર પાંચ વર્ષ તો સહેજે થયાં હશે. એથી સંભવતઃ સં. ૧૭૬૦માં પ્રેમાનંદનુ અવસાન થયુ હશે. અને સુન્દરે ત્યાર પછી સં. ૧૭૭૩ (કે ૧૭૯૬)મા દશમ પૂરો કર્યો હશે. સુન્દરે પ્રેમાનંદના મૃત્યુ પછી તરત જ દશમ પૂરો કર્યો એમ માનવુ અનિવાર્ય નથી.

જો ૧૭૬૦ના અરસામાં પ્રેમાનંદનુ અવસાન ગણીએ તો ૧૭૪૬ ના 'રણયજ્ઞ' પછી આ સમય દરમ્યાન રચાયેલી બીજી કોઈ કૃતિ મળતી નથી. પ્રેમાનંદ જેવો પ્રતિભાશાળી સર્જક આ સમય દરમ્યાન નિષ્ક્રિય રહ્યો હશે ?

**ગુરુ રામચરણ બાવા :**

પ્રેમાનંદ બાલ્યાવસ્થામા જડ અને બાઘો હતો અને કોઈ સિદ્ધ પુરુષના કૃપાપ્રસાદથી તેની પ્રજ્ઞા ખીલી; જો તેની માતા તેને વહેલો સિદ્ધ પાસે લઈ ગઈ હોત તો તે સંસ્કૃતમા કાવ્યો લખી શકત. આવી કિંવદંતીઓ જેવી કાલિદાસ માટે છે તેવી પ્રેમાનંદ માટે પણ ઉપજાવી કાઢી હોય તેમ જણાય છે. 'દશમસ્કંધ'માની 'રામચરણ મકરંદ સેવા ઇચ્છે પ્રેમાનંદ' એ પંક્તિને આધારે આ રામચરણ પ્રેમાનંદના ગુરુ હશે એમ કહેવામા આવે છે. કોઇક વિદ્યાગુરુ પાસે પ્રેમાનંદે સંસ્કૃત કાવ્ય પુરાણનુ વધતુ ઓછુ જ્ઞાન મેળવ્યુ હશે. પણ રામચરણ નામના સિદ્ધ પુરુષની વાતમા વજૂદ નથી. 'રામચરણ મકરંદ' શબ્દ તો પ્રેમાનંદના ઇષ્ટદેવ રામનો નિર્દેશ કરે છે. (જુઓ ટિપ્પણ પૃ. ૬૭)

## ભાષાભક્તિ અને શિષ્યમંડળની કિંવદંતી :

ગુજરાતીની કિંમત 'શું શાં પૈસા ચાર' જ હતી, **गुर्जराणाम् मुखम् भ्रष्टं** એવા આક્ષેપો પણ થતા હતા તેથી ગુજરાતી સમૃદ્ધ ભાષા ન ગણાય ત્યાં સુધી પાઘડી ન પહેરવાની—નર્મદ છાપની—પ્રતિજ્ઞા પ્રેમાનંદે લીધી હતી એવું કહેવાય છે. જે સમયમાં ગુજરાતી ભાષા હજી સાહિત્યિક સ્વરૂપનું ઘડતર પામી રહી હતી, ને હજુ તો "અપભ્રષ્ટ ગિરા" તરીકે ઓળખાતી તે સમયમાં નર્મદના સમય પછીનું આવું ભાષાભિમાન ઉદરનિમિત્તે આખ્યાનો લખનાર વિનમ્ર ભટ પ્રેમાનંદમાં અશક્ય લાગે છે. પ્રેમાનંદની ભાષાભક્તિ, તેનું શિષ્યમંડળ અને વલ્લભ એકબીજા સાથે સંકળાયેલાં છે. શામળની 'અંગદવિષ્ટિ' ની સ્પર્ધામાં 'પ્રેમાનંદસુત વલ્લભે' જેમાં રખીદાસના આશ્રિત શામળ (શામ લક્ષણવતા—શામલ ક્ષણવંતા) ની નિંદા કરી તે 'કૃષ્ણવિષ્ટિ' કાવ્યથી પ્રેમાનંદને ગુજરાતી ભાષાનો ઉદ્ધાર થઈ ગયો લાગ્યો અને એક ક્ષણ માટે વીરજીએ આણેલી પાઘડી પહેરી. પરંતુ શામળે ૧૭૮૫માં 'સુડાબહોતેરી'ની પંદર વાર્તાઓ પૂરી કરી સિંહુજના રખીદાસને સૌ પહેલીવાર મળી સંભળાવી, તો ૧૭૭૭ ના કુંતિપ્રસન્નાખ્યાનમાં શામળ અને રખીદાસના સબંધની વાત વલ્લભે કયાંથી કરી ? શામળે અંગદવિષ્ટિ સં. ૧૮૦૮માં રચી, ત્યારપછી વલ્લભ કૃષ્ણવિષ્ટિ રચે તો તે સમયે પ્રેમાનંદ જીવતો હશે ? શ્રુતિપ્રોક્ત સો વર્ષનું આયુષ્ય ગણીએ તો પણ ૧૭૯૯ના અરસામાં તેનું અવસાન થયુ જ હશે.

ભારોભાર ફારસી શબ્દો, બિનારસ જેવા અંગ્રેજોએ બેહૂદા બનાવેલા ઉચ્ચારણવાળા શબ્દો, અંગ્રેજી વાકયરચનાની છાયા વગેરે અનેક કારણોએ વલ્લભની કૃતિઓ તો તરકટી પૂરવાર થઈ છે અને ઉપર બતાવ્યું તે પ્રમાણે વલ્લભ અને તેણે ઉપજાવેલી પ્રેમાનંદની ભાષાભક્તિ તેમ તેનું શિષ્યમંડળ પણ કપોલકલ્પિત જ પૂરવાર થાય છે. પ્રેમાનંદને અનેક શિષ્યો હતા અને તેમને તેણે જુદી જુદી ભાષાઓમાં કાવ્ય રચવાનું કહ્યું હતું એમ કહેવાય છે. પ્રેમાનંદના શિષ્ય

વીરજીએ લખેલું 'સુરેખાહરણ' ૧૭૨૦ નું રચાયેલું છે. પ્રેમાનંદની અસંદિગ્ધ કૃતિ સૌ પહેલી ૧૭૨૭મા રચાયેલી મળે છે, ઓખાહરણની શંકાસ્પદ સંવત ૧૭૨૩ છે, અને સંદિગ્ધ કૃતિ 'લક્ષ્મણાહરણ' ની સંવત ૧૭૨૦ છે. ગુરુ કરતાં શિષ્યે પહેલી રચના કરી હશે! અથવા પ્રેમાનંદે કવિસિદ્ધિ મેળવી ને પહેલાં વીરજીએ તેને ગુરુ કર્યો હશે! વીરજી અને પ્રેમાનંદ સમકાલીન હતા પણ ગુરુશિષ્ય નહિ. એ જ રીતે બીજા શિષ્યો વિશે પણ નિઃશંક પુરાવાઓ મળતા નથી.

### પ્રેમાનંદ-શામળ ઝઘડો :

નર્મદ અને દલપતરામ વચ્ચે જે પ્રકારની જાગ્રત સ્પર્ધા હતી તેવી પ્રેમાનંદ અને શામળ વચ્ચે કલ્પવામા આવી છે. 'અષ્ટાવક્રાખ્યાન'મા સુજાતાનું વિદ્યાવિનોદિની નામ શામળની વિદ્યાવિલાસિની હરીફાઈમા છે એમ કહેવાય છે, પણ વિદ્યાવિલાસિની વિનેચટની વાર્તા શામળની નહિ પણ કોઈક જૈન કવિની છે શામળના 'ઉદ્યમ કર્મ સંવાદ' પર 'હવે ઉદ્યોગ હિમ યતી, કરવો કરણ ઉપાય' એવો મોઘમ પ્રહાર તેમ 'કવિઓ નૃપના કે શ્રીના, હળધર બળધર ત્રાસ' જેવી પંક્તિમા રખીદાસની વિડંબના 'દ્રૌપદી હરણ' જેવી સંદિગ્ધ કૃતિમાં મળે છે. શામળે નારીની નિંદા કરી છે એ વાતનો નિર્દેશ 'અષ્ટાવક્રાખ્યાન'મા 'નિંદે નારી નકામી' એ રીતે કરી શામળ ઉપર વક્રોક્તિ કરી છે, શામળે પણ પ્રેમાનંદના આ પ્રહારનો ઉત્તર 'મદનમોહના'ને અંતે આપ્યો છે એમ કહેવાય છે. પરંતુ આ બધું સાચું માનતા પ્રેમાનંદ અને શામળ બન્નેને સમકાલીન માનવા પડે.

શામળની સૌ પહેલી કૃતિ 'શિવપુરાણ' સં. ૧૭૭૪ની મળે છે. અને 'સુડાબહોતેરી' જે સંભવત અંતિમ કૃતિ છે તે સં. ૧૮૨૧ ની છે. શામળનો સર્જનકાળ સ. ૧૭૭૪ થી ૧૮૨૧ અને પ્રેમાનંદનો સર્જનકાળ સ. ૧૭૨૭ થી ૧૭૬૦. પ્રેમાનંદના અંતિમ દિવસોમા શામળ બાલ્યાવસ્થામા હશે બન્નેનો સર્જનકાળ સમાન નથી જ.

પચાસ સાઠ વર્ષના પ્રેમાનંદ અને પાંચ દશ વર્ષના શામળ વચ્ચે આવો બૌદ્ધિક ઝઘડો સંભવી શકે?

## પ્રેમાનંદ-પુરાણી ઝઘડો :

સંસ્કૃત પુરાણોમાંથી કથા કહેવાની પરંપરા તો અતિ પ્રાચીન છે. મધ્યકાલીન ગુજરાતમાં પુરાણીઓ અને માણભટ્ટોની સંસ્થા હતી એમ મનાય છે કે તે બન્ને વચ્ચે ધંધાદારી વૈમનસ્ય હોય. પરંતુ પ્રેમાનંદને પુરાણીઓ સાથે ઝઘડો હતો એમ કહેવું તેની વિરલતા સાથે મેળ ધરાવતું નથી. પુરાણીઓના ત્રાસે રત્નેશ્વરને કમોઈ છોડવું પડ્યું અને તે પ્રેમાનંદનો શિષ્ય બન્યો. ગુરુએ પુરાણીઓ સાથે આ કારણે વેર વહોરી લીધું અને પુરાણીઓની ઉઘાડેછોગ નિંદા આરંભી એમ 'માર્કંડેયપુરાણ' ને આધારે કહેવામાં આવે છે. પરંતુ 'માર્કંડેય પુરાણ' જ એક તરકટ સાબિત થયું છે.

કહેવાય છે કે પ્રેમાનંદ પણ પહેલાં મૂળ સંસ્કૃત પુરાણોમાંથી કથા કરતો પણ એક દિવસ બીજા પુરાણી સાથે બેસવાના સ્થળ વિશે તકરાર થતાં, તે સ્થળ તેને છોડવું પડ્યું. આ સમયનો ડંખ મનમાં રાખી પુરાણીઓની રોજી તોડવા તેણે લોકભોગ્ય રીતીમાં આખ્યાનો રચી ગાવા માંડ્યાં. આવી આખ્યાયિકાઓ પ્રેમાનંદની 'માર્કંડેયપુરાણ' 'સ્વપ્નાખ્યાન' જેવી સંદિગ્ધ કૃતિઓમાં જ મળે છે, ઓખાહરણ, ળાખ્યાન જેવી અસંદિગ્ધ રૂપની પ્રેમાનંદીય કૃતિઓમાં તેનો નિર્દેશ માત્ર પણ મળતો નથી.

'તમારી દયિતા દૈત્યને દઈ સુધરાવી સેજે સાર રે' અથવા 'ત્યમ પુરાણી પિતા સુતા કેરું હરો યૌવન તેજ' જેવી અભિન્ન પંક્તિઓ પ્રેમાનંદની હોઈ શકે નહિ.

પુરાણીઓ સાથેના ઝઘડાના સમર્થનમાં 'દશમસ્કંધ' માંની પંક્તિઓ ટાંકવામાં આવે છે.

"તે મધ્યે સાર છે દશમસ્કંધ, કથા જોડું પ્રાકૃત પદબંધ,
કથા પ્રસંગ એકુ નવ પડે, ચાલ્યો જાઉં સૂધે સેરડે,
આ પાસા વ્યાસ વાચે સંસ્કૃત, આ પાસા માહારું પ્રાકૃત,
આ પાસા અંક્યા શ્લોક સંબંધ, આ પાસા કડવાં ચોપાઈબંધ
બાંધ્યો ગ્રંથ જોડ સમાન, કરેશે લોક કીધુ અભિમાન,
નથી વાદ વચન કીધું પ્રકાશ, જેમ શ્રોતાને આવે વિશ્વાસ.
વ્યાસવાણી જાણી મેં જથા, તેરી પ્રાકૃત જોડી કથા "

'માર્કંડેયપુરાણ'મા આને મળતી પંક્તિઓનો નિર્દેશ કરી આ ઝઘડો સમજાવવામા આવે છે 'દશમસ્કંધ'ની ઉપરની પંક્તિઓમા સંસ્કૃત અને પ્રાકૃત વચ્ચેનો ભેદ સમજાવી, સંસ્કૃત સાથે કોઈ વાદ કે વિતંડા નથી એવી સ્પષ્ટ વાત છે અને આ પંક્તિઓમા પુરાણી સાથેના ઝઘડાનુ શમન અને સમાધાન છે એમ પણ કહેવું યોગ્ય નથી કારણ સં ૧૭૬૫મા રચાયેલ કહેવાતા 'માર્કંડેય પુરાણ'માનો ઝઘડો સં. ૧૭૬૦ના અરસામાં અપૂર્ણ રહેલ 'દશમસ્કંધ'મા શમી કેવી રીતે જાય ? અનેક બાહ્ય તેમજ આતર પ્રમાણોને આધારે 'માર્કંડેય પુરાણ' વીસમી સદીની અસરવાળી રચના પૂરવાર થઇ છે એટલી પ્રેમાનંદ–પુરાણી ઝઘડો પણ નિરાધાર પૂરવાર થાય છે

## પ્રેમાનંદનાં નાટકોનુ કર્તૃત્વ .

પ્રેમાનંદના નાટકોનુ સંશોધન (?) કરી 'પ્રાચીન કાવ્યમાળા'ના સંપાદકોએ પ્રેમાનંદમા સર્વતોમુખી પ્રતિભાનુ આરોપણ કરવાનો પ્રયાસ કર્યો પરંતુ એ સંપાદકોમાથી કોઈમા પ્રેમાનંદી પ્રતિભા ન હતી, જેથી પ્રેમાનંદને નામે જેટલી કૃતિઓ તેમણે ચઢાવી તે સર્વમા અપ્રેમાનંદી લક્ષણો સૌથી વધુ જણાય છે 'દ્રૌપદીહરણ' જેવા આખ્યાનો પ્રેમાનંદને નામે પ્રકાશિત થયા ત્યાં સુધી તો તેમનુ કાર્ય બાધે ભારે રહ્યુ પણ જ્યારે પ્રેમાનંદે નાટકો પણ લખ્યા હતાં એનુ પૂરવાર કરવા ચેષ્ટા કરી ત્યારે તો બધુ પોકળ બહાર આવ્યુ

પ્રેમાનંદના સમયમાં—અઢારમી સદીમાં, શિષ્ટ ગુજરાતીમાં નાટક લખાય એ જ પહેલું આશ્ચર્ય. મધ્યકાલીન ગુજરાતીમાં રંગભૂમિ ન હતી અથવા નાટ્ય લેખનની પ્રવૃત્તિ ન હતી એમ તો ન કહી શકાય. ભવાઈ, રામલીલા વગેરે પણ રંગભૂમિનો જ એક પ્રકાર છે. રંગભૂમિ અને નાટ્યલેખન વચ્ચે અવિનાભાવ સબંધ સ્થાપી શકાય પણ નહિ. મધ્યકાળમાં સંસ્કૃત નાટકો પણ લખાયાં છે. નાટકોની પરંપરા તો ભાસ પહેલાંથી—ભરતમુનિના સમયની યે અગાઉથી ભારતમાં તેમ ગુજરાતમાં અવિછિન્ન રીતે ચાલી આવી છે. પરંતુ જે સમયે ગુજરાની ભાષાની પ્રથમ ભૂમિકા ઘડાઈ રહી હતી ત્યારે, આ પ્રકારનાં શિષ્ટ ભાષાનાં, સંસ્કૃત કરતાં વિશિષ્ટ પ્રકારની પડદા યોજનાવાળી રંગભૂમિની આવશ્યકતાવાળાં નાટકો શકય ખરાં ? 'સત્યભામારોપદર્શિકાખ્યાન', 'પાંચાલીપ્રસન્નાખ્યાન' અને 'તપત્યાખ્યાન' એ ત્રણ નાટકો પ્રેમાનંદનાં ગણાવાયાં હતાં. પરંતુ અનેક બાહ્ય અને આભ્યંતર પ્રમાણોને લીધે તે નિઃશંક રીતે અપ્રેમાનંદી, એટલું જ નહિ પરંતુ અર્વાચીન લેખકોએ, સંભવતઃ પ્રા. કા. માળાના સંપાદકો અને એમનાં સહાયકોએ લખી કાઢયાં છે, તે સિદ્ધ થઇ ચૂકયું છે.

એક દશ્ય ભજવાતું રહે અને પડદા પાછળ બીજું ગોઠવાતું જાય એની વિશિષ્ટ પડદા યોજના, ચાલુ અંકે પાત્રો ચાલ્યાં જાય અને બીજા પાત્રો આવે અને નાટકનો પ્રવાહ વહેતો રહે એવી પદ્ધતિ તેમ નાટકમાં ગીત અને નૃત્યની અનિવાર્યતા એ ઓગણીસમી વીસમી સદીની ધંધાદારી રંગભૂમિની અસર સૂચવે છે.

'તપત્યાખ્યાન'માંનો બલાત્કારે કુચમર્દનનો પ્રસંગ અપ્રેમાનંદી છે એટલું જ નહિ પણ સંસ્કૃત સાહિત્યના શૃંગારની મર્યાદાને પણ ઉલ્લંઘી જાય છે.

સૌથી વધુ નિર્ણાયક મુદ્દો ભાષાનો છે. ગુજરાની સાહિત્યમાં ગદ્ય પ્રયોજવાનું નર્મદાશંકરના સમયથી શરૂ થયું એમ મનાય : ને

પહેલાં સ્વામીનારાયણ સંપ્રદાયના ગ્રંથોમાં ગુજરાતી ગદ્યના નમૂનાઓ મળે છે. એ સ્વામીનારાયણી ગદ્ય અને નર્મદાશંકરના ગદ્ય કરતાં પણ શિષ્ટ અને સંસ્કારી, પ્રૌઢિયુક્ત ગદ્ય ૧૮ મી સદીમાં, જે સમયે ગુજરાતી ભાષાની પ્રાથમિક ભૂમિકા હજુ તો ઘડાઈ રહી હતી ત્યારે લખાતું હશે? આ નાટકોનું ગદ્ય તો ગોવર્ધનરામની અને પંડિતયુગના બીજા સાક્ષરોના ગદ્યશૈલીની બરોબરી કરે એવું છે.

'પરેડ' જેવા અંગ્રેજી શબ્દપ્રયોગો, અંગ્રેજી અસરવાળી વાક્યરચનાઓ, 'પિતાશ્રી' જેવા અર્વાચીન શબ્દપ્રયોગો, તજવીજ કરવી, ખર આવવું, મોજ માણવી જેવા અર્વાચીન રૂઢિપ્રયોગો, હાલીમવાલી, જેબ, ખરેખાત, સરકારી, ખંદોબસ્ત, દુર્મિલ, જેવા પ્રેમાનંદની અસંદિગ્ધ કૃતિઓમાં ક્યાં યે ન મળતાં શબ્દો, કૃત્રિમ અનુપ્રાસો અને યમકો, ગુજરાતી ભાષાભક્તિ અને અન્ય ભાષાભાષીઓનો દ્વેષ એ સહુ પ્રેમાનંદના જમાનાની પેદાશ નથી જ એમ નિઃશંકપણે કહી શકાય.

## અપ્રેમાનંદી આખ્યાનો:

અનેક નવાં જૂનાં આખ્યાનો પ્રેમાનંદને નામે પ્રગટ કરી, તેને આખ્યાનવીર બનાવી દેવાયો છે. પરંતુ 'નળાખ્યાન', 'ઓખાહરણ' જેવી અસંદિગ્ધ રીતે પ્રેમાનંદી કૃતિઓમાં જે લાક્ષણિકતાઓ વરતાય છે તેનાથી અપ્રેમાનંદી આખ્યાનો જુદાં પડી જાય છે. એમાંનાં કેટલાંક આખ્યાનો સાચે જ પ્રાચીન છે, જેનું કર્તૃત્વ નક્કી ન થઈ શકતાં,આખ્યાન છે માટે પ્રેમાનંદનાં ગણાયાં છે.'ચંદ્રહાસ આખ્યાન'નુ સંપાદન કરતાં આવી એક હકીકત અમારા જાણવામાં આવી છે. વડોદરાના 'પ્રાચ્ય વિદ્યા મંદિર'માં પ્રેમાનંદના 'ચન્દ્રહાસ આખ્યાન'ની હસ્તપ્રતો છે એવી તે સંસ્થાની છાપેલી યાદીમાંની નોંધ પરથી અમે (ર. મ. શુ.) તે જોઈ તો જણાયું કે પ્રતો પ્રેમાનંદના આખ્યાનની નથી. આ આખ્યાન છે, માટે પ્રેમાનંદનુજ એ રીતે એ પ્રતો

પ્રેમાનંદને નામે નોંધાઇ ચૂકી હતી. એ પ્રતો તપાસીને એનું કર્તૃત્વ નક્કી કરવામાં આવ્યું ન હતું અને એ નોંધ આજ સુધી ચાલુ રહી. અપેક્ષા રાખીએ કે એ નોંધ હવે બદલાશે.

(ટિપ્પણ પૃ. ૧૮૪, ૧૮૫, ૧૮૬)

આવી રીતે અનેક આખ્યાનો જાણેઅજાણે પ્રેમાનંદનાં ગણાયાં છે. ક્યારેક લહિયાની શરતચૂકથી નામ, રચના, સંવત વગેરે બદલાઈ ગયાં હશે. હારમાળા, લક્ષ્મણાહરણ, સપ્તમસ્કંધ, સુભદ્રાહરણ, દ્રૌપદીસ્વયંવર, નાસિકેતાખ્યાન, પાંડવાશ્વમેધ, ભીષ્મપર્વ, વિરાટ પર્વ, સભાપર્વ, બભ્રુવાહન આખ્યાન—આ કૃતિઓ પ્રાચીન છતાં પ્રેમાનંદની ગણી શકાય એવી નથી. જુદી જુદી હસ્તપ્રતોમાં ભિન્ન ભિન્ન કર્તાઓના નામનિર્દેશ, નિરૂપણલાઘવ, રસનિરૂપણ ઇત્યાદિ વિષયમાં પ્રેમાનંદી પ્રતિભાનો અભાવ, ભાષાભિન્નતા વગેરે અનેક પ્રમાણો ઉપરથી આ આખ્યાનોના કર્તા પ્રેમાનંદ તો નથી જ એવો નિર્ણય થાય છે.

'ઋષ્યશૃંગાખ્યાન'માની પુનરુક્તિઓ, રતિકેલીનાં બીભત્સ અને અતિ લાંબા વર્ણનો, મોહલેખા અને સખીઓની સજાતીય કૃત્રિમ કામતૃપ્તિનાં વર્ણનો, 'અષ્ટાવક્રાખ્યાન' માં પણ દુર્બોધતા, પુનરુક્તિ, ઉદ્દાલકપુત્રી અને મહારાજાની સુજાતાની કામલોલુપતા અને રતિક્રિયાનાં દીર્ઘ વર્ણનો, આખ્યાનમાં નૃત્ય, 'પઈ'નો ચલણ તરીકે પ્રયોગ, શામળ અને પુરાણીઓના ઝઘડાનો નિર્દેશ, 'માંધાતા આખ્યાન'માં મરાઠી અભંગનો પ્રયોગ વગેરે પ્રસ્તુત કૃતિઓ પ્રેમાનંદ જેવા શિષ્ટ વિનમ્ર અને પ્રાસાદિક કવિની નથી એટલું તો પૂરવાર કરે છે. ભાષાનાં પ્રમાણો એ કૃતિની અર્વાચીનતા સિદ્ધ કરે છે.

'માર્કંડેયપુરાણ'ને સાહિત્યિક બનાવટ અને છેતરપીંડીના નમૂના ભરેલાં પ્રયાસ તરીકે ગણાવી શકાય. પ્રેમાનંદ–પુરાણી ઝઘડાની વાતનાં મૂળ આમાં છે. ઈર્ષાળુ પુરાણીઓએ 'માર્કંડેયપુરાણ' ની બધી ય પ્રતો બાળી નાખી અને એમાંના 'મદાલસા આખ્યાન' નો ભાગ જ

બચ્યો. પુરાણીઓના આ હુમલામાથી એકે પ્રત ન બચી એમ માની શકાય નહિ. કુલ સત્તા ધરાવનારું વર્તમાન રાજયતંત્ર પણ પ્રબંધિત પુસ્તકોની બધી ય પ્રતોનો કબજો મેળવી નાશ કરવામાં સફળ થતુ નથી તો એ પુરાણીઓ સફળ થયા હશે ? કદાચ થોડી પ્રતો બાળી નાખવામાં તેઓ સફળ થયા હોય તો આ પછીની કૃતિઓમા, વિશેષ કરી 'દશમસ્કંધ'માં, જેમાં પુરાણીઓ સાથે સમાધાનનો ધ્વનિ જોવાય છે—આનો નિર્દેશ નથી. 'માર્કંડેયપુરાણ' બળી ગયુ પણ એમાંનુ 'મદાલસા આખ્યાન' બચી ગયુ એ પણ પ્રતીતિકર લાગતું નથી. પ્રેમાનંદનાં મૂળ 'મદાલસા આખ્યાન' અને 'માર્કંડેયપુરાણ' ના 'મદાલસા આખ્યાન' વચ્ચે ઘણો ફેર છે. 'મદાલસા આખ્યાન' પહેલુ લખાયુ અને પછી 'માર્કંડેયપુરાણ' લખી તેમા ગોઠવી દેવાયુ અને તેમ કરતાં થોડા ફેરફારો કરવા પડ્યા. પણ એ ફેરફાર કરતાં ૩૫ ના ૪૮ કડવાં કર્યાં, જેમા નિરર્થક પુનરુક્તિ, દીર્ઘસૂત્રિતા, પિષ્ટપેષણ જેવાં અપ્રેમાનંદી દૂષણો જણાય છે. આ કૃતિમા પાત્ર-લેખનની પ્રેમાનંદની લાક્ષણિકતા, ગુજરાતી સમાજનુ પ્રતિબિંબ કયાય દેખાતુ નથી. દલપત શૈલીની પ્રહેલિકાઓ, કૃત્રિમ પ્રાસ યોજના, આનન્દવુ, મદવું જેવાં નામધાતુઓનો પ્રયોગ, 'વર' બુદ્ધિ', 'સ્વધાભક્ષક' જેવા અતિ સંસ્કૃત શબ્દોનો પ્રયોગ. ગધાળુ અને દુરાકૃષ્ટ સંદર્ભવાળી પંક્તિઓ, કેટલીક કૃત્રિમ પ્રકારની સંસ્કૃત કહેવતો અને વીસમી સદીના ઉદ્યોગીકરણનો સૂચક 'મીલ' શબ્દ અને કેવળ ભક્તોના ચરિત્ર ગાવાની વૃત્તિવાળા અને ઉત્તરનિમિત્તે આખ્યાન રચ્યુ છે એવું વિનમ્રપણે કહેનાર કવિની કાવ્યચર્ચા—જે નર્મદ પછીના સમયમાં જ આટલી જાગ્રત રીતે ગુજરાતી સાહિત્યમાં થઈ છે—આ કૃતિ અપ્રેમાનંદી અને વીસમી સદીના કોઈ સંશોધન ચરાવાંછુએ લખી હોવાતુ સ્થાપિત કરે છે.

'દ્રૌપદીહરણ' પણ સાહિત્યિક બનાવટનો એક નાદાર નમૂનો છે. આ કૃતિના પહેલા જ કડવામા શામળના 'ઉદ્યમકર્મ સંવાદ'

સામે કટાક્ષ છે, કાવ્યને અંતે શામળના આશ્રયદાતા રખીદાસની મરકઠી પણ છે. આગળ જોયું તેમ શામળ પ્રેમાનંદ–સંઘર્ષ એક ઉપજાવેલી વાત છે અને 'દ્રૌપદીહરણ' સં. ૧૭૪૫માં રચાયું માનીએ તો ત્યારે શામળનો જન્મ પણ નહિ થયો હોય.

મધ્યકાળના કોઈ આખ્યાનમાં અને નિર્વિવાદ રીતે પ્રેમાનંદના આખ્યાનોમાં પણ સંસ્કૃત છંદો યોજાયા નથી. આ કૃતિમાં સંસ્કૃત છંદો છે, જે તેનાં કર્તૃત્વની શંકા દૃઢ કરે છે. સ્થળે સ્થળે યતિભંગ, ક્લિષ્ટ વાક્યરચના; 'આપ દાસી' 'આપદાશી' જેવા કૃત્રિમ શ્લેષો, અંતર્લાપિકાઓ, ખડ્ગબંધ જેવી ચિત્ર કાવ્યની રચનાઓ કરર, ખરર, ફરર જેવું પ્રાસ વૈચિત્ર્ય ઉપરાંત, સ્તુતિમાં ઇષ્ટદેવની હાંસી, ગણેશની ઈર્ષ્યા દર્શાવતી પાર્વતીના મુખમાં મુકેલ વિવેકહીન અને બેહૂદા શબ્દો વગેરે દોષવાળી આ કૃતિ જેમને માટે ખાસ રચવામાં આવી છે તે 'ભારતી વૃત્તિના રસિયા પંડિતજન' ને કેમ સંતોષી શકી હશે ? માર્કંડેય પુરાણ અને બનાવટી વલ્લભની કૃતિઓ સાથે સામ્ય ધરાવનાર આ કૃતિ પણ તરકટી પૂરવાર થઈ છે. આ બધી કૃતિઓમાંથી કોઈની હસ્તપ્રત ઉપલબ્ધ નથી.

પ્રેમાનંદના જીવન અને સાહિત્ય વિશેની સંદિગ્ધતાઓનું છેવટનું નિરસન કરવાનો સુયશ શ્રી કે. કા. શાસ્ત્રી અને ડૉ. પ્રસન્ન વકીલને ફાળે જાય છે.

**પ્રેમાનંદનું અસંદિગ્ધ જીવન અને કવન :**

> "વીરક્ષેત્ર વડોદરા નામે ગુજરદેશ ગુજરાત જી,
> કૃષ્ણસુત કવી પ્રેમાનંદ ચોવીશા નાત જી."

આ પ્રમાણે નળાખ્યાનમાં પોતાનો પરિચય આપનાર પ્રેમાનંદ મૂળ વડોદરાના ચોવિસા જ્ઞાતિના કૃષ્ણારામનો પુત્ર હતો. તેનો જીવનકાળ સં. ૧૭૦૫ થી ૧૭૬૦ના અરસાનો હતો. તેનો કુટુંબગત વ્યવસાય પુરાણીઓનો હશે જેથી તે પોતાને 'ભટ પ્રેમાનંદ' તરીકે ઓળખાવે છે. સંસ્કૃત ભાષાનો તે વિદગ્ધ પંડિત તો નહોતો જ.

છતાં તેનું ઠીક ઠીક જ્ઞાન હતું અને પુરાણોની સંસ્કૃત ભાષા ઉપયોગ પૂરતી સમજી શકતો હતો તે નિર્વિવાદ છે.

કથાવાર્તાના વ્યવસાય દરમ્યાન તે સૂરત, નંદરબાર અને બહરાનપૂર સુધી જતો એવો નિર્દેશ તેણે પોતે કર્યો છે. 'નળાખ્યાન' રચવાનો પ્રારંભ તેણે સૂરતમાં કર્યો અને નંદરબારમાં પૂરું કર્યું :

મૂરત કીધું સૂરત મધ્યે થઉ પૂરણ નંદરબાર જી,
કથા નળદમયંતીજીની સંશાર માંહાં શાર જી.

પ્રેમાનંદની ઉત્કૃષ્ટ કૃતિઓ–હૂંડી, સુદામાચરિત, સુધન્વા આખ્યાન, નળાખ્યાન, વામનકથા અને રણયજ્ઞ નંદરબારમાં રચાઈ છે. નંદરબારમાં કોઈક શંકરદાસ દેસાઈનો આશ્રય તેને મળ્યો હતો એમ 'રણયજ્ઞ'ની 'દેસાઈ મહેતા શંકરદાસે મુજને આગના કીધી જી', એ પંક્તિ ઉપરથી જણાય છે.

જીવનનાં પાછલાં વર્ષોમાં ઉદરનિમિત્ત ગૌણ બની ગયુ જણાય છે. કદાચ ઠીક ઠીક દ્રવ્યપ્રાપ્તિ તેણે કરી લીધી હશે અને તેથી 'દશમસ્કંધ' તેણે પ્રભુપ્રીત્યર્થ લખ્યો છે.

નિઃશંક રીતે પ્રેમાનંદની કહી શકાય તેવી કૃતિઓ આ પ્રમાણે છે. : (૧) રામાયણ પરથી રચાયેલી કૃતિ : 'રણયજ્ઞ' (૨) ભાગવતને આધારે રચાયેલી કૃતિઓ : 'દશમસ્કંધ', 'સુદામાચરિત' 'ઓખાહરણ', 'રુકિમણીહરણ' (૩) મહાભારત પરથી રચાયેલી કૃતિઓ: 'નળાખ્યાન', 'ચંદ્રહાસ આખ્યાન', 'સુધન્વા આખ્યાન', અને 'અભિમન્યુ આખ્યાન' (૪) નરસિંહ મહેતાના જીવન વિશે લખાયેલી કૃતિઓ : 'મામેરુ', 'હૂંડી', અને 'શ્રાદ્ધ'.

### આખ્યાન—સાહિત્ય પ્રકાર :

જૈન સમાજ પરત્વે રાસ સાહિત્યનું જે કાર્ય છે તેવા જ પ્રકારનું કાર્ય લોકશિક્ષણ, લોકરંજન અને પરધર્મી શાસન હેઠળના

વિપરીત વાતાવરણમાં ધૈર્યરક્ષણનું, જૈનેતર સમાજ પરત્વે આખ્યાન સાહિત્યનું છે. હિન્દુ ધર્મમાં કર્મકાંડથી બીજે ક્રમ પુરાણ કથાના શ્રવણનો છે. અને એને લીધે કથાકારોનો એક વર્ગ ઊભો થયો હતો, જે કથાના વ્યવસાયથી પોતાનું યોગક્ષેમ ન્નળવતો. આ વ્યવસાયમાંથી માણભટ્ટોની નવી સંસ્થા અસ્તિત્વમાં આવી. મૂળ સંસ્કૃત પુરાણોની સીધેસીધી કથા નહિ, પરંતુ તે ઉપરથી સમકાલીન લોકભાષામાં ગેય રચનાઓ કરવામાં આવતી અને તે શ્રોતાઓ સમક્ષ રજૂ થતી. આખ્યાનનો પ્રકાર રાસમાંથી ઉદ્ભવ્યો એવો મત પ્રતીતિકર નથી. રાસ અને આખ્યાન એકબીજાથી અત્યંત ભિન્ન પ્રકારો છે. રાસ એ અનેક વ્યક્તિઓને ફરતાં ફરતાં અભિનય સાથે ગાવાનો નૃત્યકલ્પ સાહિત્યપ્રકાર છે. આખ્યાનકાર તો બેઠાં બેઠાં સાધારણ અભિનય સાથે બહેલાવી બહેલાવીને કથા કરતો હોય છે. બન્નેમાં કથાનક હોય છે એટલું જ સામ્ય છે.

અજાણતાં મિં કિધા રાસ
કહી નાકર હું હરિનો દાસ

એ પંક્તિમાં 'રાસ' શબ્દ કથાનકના વિશાળ અર્થમાં સમજવાનો છે. આખ્યાનમાંની અભિનેયતા રાસના અનુકરણમાં હશે એ સંભાવના ખરી.

આખ્યાનને સાહિત્ય પ્રકાર તરીકે દૃઢ કરવામાં ભાલણ, નાકર અને પ્રેમાનંદ એ ત્રણ કવિઓએ મુખ્ય ફાળો આપ્યો છે (જુઓ પૃ. ૩). આ આખ્યાનો રચવા પાછળ કોઈ ઉત્કટ સિસૃક્ષા કે સર્જકકીર્તિની અભિલાષા ગૌણ હતી અને ઉદરનિમિત્ત પ્રધાન હતું. છતાં આ કવિઓ આખ્યાનને તે સમયના સૌથી વધુ લોકભોગ્ય સાહિત્ય પ્રકાર બનાવી શક્યા તેનો યશ તેમની નૈસર્ગિક શક્તિ અને પ્રતિભાને ઘટે છે.

આખ્યાન શબ્દમાં જ આ સાહિત્યસ્વરૂપનું લક્ષણ સ્ફુટ થાય છે. **आख्यानं पूर्ववृत्तोक्तिः** । પૂર્વે બની ગયેલા પ્રસંગનું કથન તે

આખ્યાન. આખ્યાનનુ કથાવસ્તુ પૂર્વખ્યાત અથવા લોકખ્યાત હોવુ જોઈએ એ તેની મુખ્ય શરત છે. શ્રોતાઓ આ પૂર્વવૃત્તની પ્રધાન વિગતોથી માહિતગાર હોય તેથી વિષયપ્રવેશ સાહજિક અને એક પ્રકારની અંગતતાવાળો હોય. પૂર્વવૃત્તનું કથન હંમેશા કંટાળાભરેલું હોય છે એમ નથી.જાણીતી વાતને પણ બહેલાવી બહેલાવી લોકમનરંજન સાથે ધર્મનો બોધ આપવામા આખ્યાનકારોની કલાની કસોટી થતી. જેમ 'આખ્યાન' શબ્દમા પૂર્વવૃત્તકથનનો અર્થ છે તેમ વક્તા અને શ્રોતાની પરસ્પર પ્રત્યક્ષતાની પણ અપેક્ષા સમાયેલી છે. અને એ દૃષ્ટિએ આખ્યાન પાઠ્ય નહિ પણ શ્રાવ્ય સાહિત્ય પ્રકાર હતો. (જે સમયમા મુદ્રણ નહોતુ ત્યારે સ્વાભાવિક રીતે મોટાભાગની સાહિત્ય કૃતિઓ શ્રાવ્ય હોય.) આખ્યાન શ્રાવ્ય કાવ્ય પ્રકાર હોવાથી અભિનયનુ તત્ત્વ પણ આવતુ. આખ્યાન એટલે સાભિનય કથન. માણભટ્ટોએ આ પ્રકારની સાભિનય કથનકલા કેળવી હતી. હેમચન્દ્રાચાર્ય પણ કહે છે :

**आख्यानसंज्ञात् तद् लभते यद् अभिनयन् पठन् गायन्** ...... । આખ્યાન પદ્યમા જ હોવુ જોઇએ એ શરત પણ આ સાથે આવી જાય છે. સંસ્કૃતમા આખ્યાયિકાઓ ગદ્યમા પણ છે, જેની સાથે મધ્યકાળના આ ગુજરાતી આખ્યાનોને સામ્ય નથી. મહાભારત વગેરે ઇતિહાસ પુરાણના ગ્રન્થોમા આવતા ઉપાખ્યાનો આખ્યાનના વસ્તુ તરીકે નિરૂપણ પામતા હોય છે. હેમચન્દ્રાચાર્યે પણ આ ઉપાખ્યાન અને આખ્યાન વચ્ચેનો ભેદ દર્શાવતા કહ્યુ છે તેમ, મહાભારત જેવા ગ્રન્થોમા નળ વગેરેના કથા પ્રસંગો તે ઉપાખ્યાનો અને તે ઉપાખ્યાનોને અભિનય સાથે કોઈ કથે તે આખ્યાન.

### આખ્યાનનાં ઘટક અંગો :

**समाप्तिकामो मंगलमाचरेत्** એ સંસ્કૃત પ્રણાલિને અનુસરી આખ્યાનની અવિઘ્ન સમાપ્તિ માટે આખ્યાનકાર ગણપતિ ને સરસ્વતીનુ

સ્તવન કરી પોતાના ઇષ્ટદેવનું પણ સ્મરણ કરતો. ગુરુનું પણ નામ-સ્મરણ કેટલાક આખ્યાનકારો કરતા. આ સ્તુતિ નાકરની જેમ આખું કડવું રોકતી નો કેટલાક આખ્યાનકારો બેત્રણ કડીથી જ સંતોષ માનતા. પ્રત્યેક આખ્યાનની સાથે તેની ફલશ્રુતિ અવશ્ય આવતી. ફલશ્રુતિ એટલે આખ્યાનના કથન અને શ્રવણનું મહિમા-વર્ણન. આ આખ્યાન સાંભળવાથી અમુક પાપ નષ્ટ થાય છે, પુણ્ય સંપાદન થાય છે એવું કથન કરી ભાવિક શ્રોતાવર્ગમાં શ્રદ્ધા ઉત્પન્ન કરી ને સાંભળવા તેને અભિમુખ કરવો એ તેનો હેતુ હતો. આ શ્રદ્ધા પરંપરાગત હતી. કૃતિના આરંભમાં કે અંતમાં આખ્યાનકાર પોતાનો સ્વલ્પ પરિચય પણ આપતો, જેમાં પોતાના માતાપિતાના અને ગુરુના નામનો ઉલ્લેખ તેમ જ્ઞાતિ અને ગામનો નિર્દેશ કરી સંતોષ માનતો. નિવાસસ્થળ અને રચનાસ્થળ જુદાં હોય તો પ્રેમાનંદ જેવા આખ્યાનકારો તે બન્નેનો નિર્દેશ કરતા. આખ્યાનના આરંભમાં પ્રસ્તુત આખ્યાનનું વસ્તુ કયાંથી લીધું છે તેનો પણ નિર્દેશ કરી આખ્યાનકાર ઋણસ્વીકાર કરતો લાગે છે. આખ્યાનને અંતે કયા વર્ષમાં તે પૂરું કર્યું, આખ્યાનમાં કેટલાં કડવાં છે, કેટલી કડીઓ છે તેનો પણ નિર્દેશ આખ્યાનકાર કરતો આ સંવત રચયિતાના સમય નિર્ણયમાં સહાયભૂત થાય છે. પરંતુ કયારેક આ સમય નિર્દેશ ભૂલ ભરેલો પણ જણાયો છે. કેટલીકવાર આખ્યાનકારના સમય પછીના લહિયાઓ અને કથાકારોએ પ્રસ્તુત કૃતિઓમાં કરેલા પ્રક્ષેપોને લીધે કડી અને કડવાંની સંખ્યા પણ ઓછી વધતી જણાય છે.

આખ્યાનનું માળખું કડવાબદ્ધ હોય છે. મુખબંધ, ઢાળ અને વલણ એનાં ઘટકો છે (ટિપ્પણ પૃ. ૬૩, ૬૪, ૬૫). કડવાંની દેશીઓ ભાવ પ્રમાણે બદલાતી રહેતી. આનંદ અને શોકની ઉત્કટતા દર્શાવવા ટેક અથવા ધ્રુવપંક્તિ યોજનામાં આવતી. (ટિપ્પણ પૃ.૬૫).

વસ્તુ

આગળ નોંધ્યુ છે તેમ આખ્યાનનુ વસ્તુ પૂર્વખ્યાત હોવુ જોઈએ. આની પૂર્વોક્ત કથાવસ્તુઓ પૌરાણિક અને અપૌરાણિક એવા બે વર્ગની રહેતી. મહાભારતમાથી નળાખ્યાન વગેરે, રામાયણમાથી સીતા સ્વયવર, ગણયજ્ઞ વગેરે, ભાગવતમાથી ધ્રુવાખ્યાન, દશમસ્ક ધ, પ્રહ્લાદ આખ્યાન વગેરે, માર્કેંડેયપુરાણ ઉપરથી ચ ડીઆખ્યાન વગેરે પૌરાણિક કથાવસ્તુઓના વર્ગના છે. પુરાણમાથી વસ્તુ લઈ ભાલણ જેવા આખ્યાનકારો મૂળને પ્રામાણિક રીતે અનુસરવાનો પ્રયાસ કરતા તો પ્રેમાનદ જેવા મોટાભાગના આખ્યાનકારો પોતાની નૈસર્ગિક શક્તિ અને મૌલિક પ્રતિભાને મુક્તપણે વિહરવા દેતા એમા પ્રધાનપણે શ્રોતાવર્ગની રુચિ લક્ષ્યમા રહેતી ઘણીવાર તો આ ફેરફારો એટલા વિપુલ પ્રમાણમા થતા કે આખ્યાનો લગભગ સ્વતત્ર કોટિના બની જતા આમ છતા તેમા વક્તા અને શ્રોતાની જોડી તો મૂળમાની જ કાયમ રહેતી (ટિપ્પણ પૃ ૬૭,૬૮) મૂળ પુરાણો ઉપરાત પુરોગામી આખ્યાનકારોની રચનાઓમાથી પણ પ્રેમાન દ જેવા અનુગામી આખ્યાનકારો ઘણ લેતા એથી શ્રી મુનશીએ પ્રેમાન દને 'A prince of plagiarist' તરીકે ઓળખાવ્યો છે શ્રી ઉમાશકરે અવલોક્યુ છે તેમ, તેણે વિશ્વનાથ, વિષ્ણુદાસ અને નાકરના ખજાનામાથી લખલૂટ ચલાવી છે પણ જેમ ખબરદાર આ પ્રકારની લૂટને બાદશાહી લૂટ કહેતા તેમ પ્રેમાનદને પણ એમા કોઈ સ કોચ દેખાતો નથી આમ છતા તેની નિરૂપણની વિશિષ્ટ રીતિ, પ્રસ ગ સ યોજના, રસનિરૂપણ અને સ ક્રમણની તેની આગવી શક્તિ અને પાત્રાલેખન તેમ વાતાવરણનુ ગજગતીપણ પુરોગામીઓના ઋણ છતા તેના આખ્યાનોને પ્રેમાનદીયતા સમર્પે છે

સગાળશા આખ્યાન, મામેરુ, હૂડી, શામળનો વિવાહ વગેરે આખ્યાનોની જેમ પુરોગામી ભક્તોના ચરિત્ર પણ આખ્યાનવિષય બનતા

સ્તવન કરી પોતાના ઇષ્ટદેવનું પણ સ્મરણ કરતો. ગુરુનું પણ નામ-સ્મરણ કેટલાક આખ્યાનકારો કરતા. આ સ્તુતિ નાકરની જેમ આખું કડવું રોકતી તો કેટલાક આખ્યાનકારો બેત્રણ કડીથી જ સંતોષ માનતા. પ્રત્યેક આખ્યાનની સાથે તેની ફલશ્રુતિ અવશ્ય આવતી. ફલશ્રુતિ એટલે આખ્યાનના કથન અને શ્રવણનું મહિમા-વર્ણન. આ આખ્યાન સાંભળવાથી અમુક પાપ નષ્ટ થાય છે, પુણ્ય સંપાદન થાય છે એવું કથન કરી ભાવિક શ્રોતાવર્ગમાં શ્રદ્ધા ઉત્પન્ન કરી ને સાંભળવા તેને અભિમુખ કરવો એ તેનો હેતુ હતો. આ શ્રદ્ધા પરંપરાગત હતી. કૃતિના આરંભમાં કે અંતમાં આખ્યાનકાર પોતાનો સ્વલ્પ પરિચય પણ આપતો, જેમાં પોતાના માતાપિતાના અને ગુરુના નામનો ઉલ્લેખ તેમ જ્ઞાતિ અને ગામનો નિર્દેશ કરી સંતોષ માનતો. નિવાસસ્થળ અને રચનાસ્થળ જુદાં હોય તો પ્રેમાનંદ જેવા આખ્યાનકારો તે બન્નેનો નિર્દેશ કરતા. આખ્યાનના આરંભમાં પ્રસ્તુત આખ્યાનનું વસ્તુ કયાંથી લીધું છે તેનો પણ નિર્દેશ કરી આખ્યાનકાર ઋણસ્વીકાર કરતો લાગે છે. આખ્યાનને અંતે કયા વર્ષમાં તે પૂરું કર્યું, આખ્યાનમાં કેટલાં કડવાં છે, કેટલી કડીઓ છે તેનો પણ નિર્દેશ આખ્યાનકાર કરતો આ સંવત રચયિતાના સમય નિર્ણયમાં સહાયભૂત થાય છે. પરંતુ કયારેક આ સમય નિર્દેશ ભૂલ ભરેલો પણ જણાયો છે. કેટલીકવાર આખ્યાનકારના સમય પછીના લહિયાઓ અને કથાકારોએ પ્રસ્તુત કૃતિઓમાં કરેલા પ્રક્ષેપોને લીધે કડી અને કડવાંની સંખ્યા પણ ઓછી વધતી જણાય છે.

આખ્યાનનું માળખું કડવાબદ્ધ હોય છે. મુખબંધ, ઢાળ અને વલણ એનાં ઘટકો છે (ટિપ્પણ પૃ. ૬૩, ૬૪, ૬૫). કડવાંની દેશીઓ ભાવ પ્રમાણે બદલાતી રહેતી. આનંદ અને શોકની ઉત્કટતા દર્શાવવા ટેક અથવા ધ્રુવપંકિત યોજવામાં આવતી. (ટિપ્પણ પૃ.૬૫).

આખ્યાનકારના પાત્રો જીવંત અને સ્વાભાવિક લાગે આખ્યાનો સાધારણ રીતે અમુક વ્યક્તિનું ચરિત્ર, માહાત્મ્ય નિરૂપવા આલેખતા હોય છે એથી તે વ્યક્તિનું અતિશયોક્તિભર્યું નિરૂપણ થવાની સંભાવના ખરી પ્રેમાનંદની પાત્રસૃષ્ટિ આખ્યાન સાહિત્યમાં એક અભિનવ ઉન્મેષ પ્રકટાવે છે પ્રેમાનંદના પાત્રો અતિમાનવ નથી તેના પાત્રો ગુણદોષયુક્ત છે દેવોને પણ તે માનવની કોટિએ લાવીને મૂકી દે છે મત્સ્ય પ્રસંગે દમયંતી પર આરોપ મૂકતો નળ, પ્રેમઘેના ઉષા અને અનિરુદ્ધ, પુત્રઘેના નંદ–યશોદા કે દેવકી–વસુદેવ, નમાઈ કુંવરબાઈ કે તેની જમાના ખાધેલ વડસાસુ, સાસુ અને નણંદ, યુદ્ધ ઘેલો અભિમન્યુ કે ધષ્ટબુદ્ધિ જેવો કુટિલ પ્રધાન એ સૌ પ્રેમાનંદના જીવંત અને સ્વાભાવિક માનવ પાત્રો છે

## વાતાવરણ અને સમકાલીન રંગપૂરણી

વાતાવરણ અને સમકાલીન રંગપૂરણી પછીના સમયના આખ્યાનોનું એક લક્ષણ બને છે લોકમનરંજન આખ્યાનકારનો એક હેતુ હોવાથી તેના સમયના રૂઢિરિવાજો, સમાજની લાક્ષણિકતાઓ, પહેરવેશ, આચારવિચાર, વહેમ, શુકન અપશુકન વગેરેનું નિરૂપણ થતું હોવાથી શ્રોતાવર્ગને પોતાના જ સમયનું અને સમાજનું કથન લાગતું પ્રેમાનંદના આખ્યાનોમાં તો સમકાલીન રંગપૂરણી એટલી તાદશ છે કે તે સમયનો ગુજરાતી સમાજ એમાંથી સ્ફુટ થાય છે

## શૈલી અને વર્ણનકલા

છટાદાર શૈલી અને વર્ણનકલા આખ્યાનકલાનું આવશ્યક અંગ છે આખ્યાનકારમાં પાત્ર અથવા પ્રસંગની વેધક ચિત્રણશક્તિ ન હોય તો તેની રચના કંટાળાભરેલી બની જાય એથી ઊલટું પ્રસંગો ભલે નિઃસત્ત્વ હોય પણ આખ્યાનકારમાં સમર્થ ચિત્રશક્તિ હોય તો તેને પણ સત્ત્વશીલ બનાવી શકે વર્ણનછટા, તાદશ ચિત્રો ઉપજાવવાની કલા ઉપરાંત ભાષાની પ્રૌઢિ, વાક્છટા–શબ્દની વિવિધ

શક્તિઓને પ્રયોજવાની સૂઝની અપેક્ષા આખ્યાનકારમાં રહેતી. મોટાભાગનાં આખ્યાનોમાં પાત્ર અને સ્થળનાં વર્ણનો પરંપરાગત જોવા મળે છે, જે દોષમાંથી પ્રેમાનંદ પણ મુક્ત નથી. શબ્દાલંકારો અને અર્થાલંકારો બહુલતાથી પ્રયોજાતા. મોટાભાગના અલંકારો પરંપરાગત જ જણાય છે.

## ચંદ્રહાસ આખ્યાન અને પ્રેમાનંદની આખ્યાનકલા :

### ૧. ચંદ્રહાસ આખ્યાનનું મૂળ વસ્તુ, પ્રેમાનંદે કરેલા ફેરફારો અને તેનું પ્રયોજન તથા ઔચિત્ય :

'ચંદ્રહાસ આખ્યાન'નું વસ્તુ 'જૈમિનિ અશ્વમેધ'માંથી લેવામાં આવ્યું છે. 'જૈમિનિ અશ્વમેધ' વ્યાસના શિષ્ય અને મીમાંસક જૈમિનિએ રચેલ ભારતનું બચેલું એક માત્ર પર્વ છે. બાકીનાં પર્વો યોગ્ય કક્ષાનાં ન હોવાથી વ્યાસે જલમાં ડુબાવી દીધાં હતાં.

અશ્વમેધ પર્વમાંના ચંદ્રહાસ આખ્યાનનું મૂળ વસ્તુ આ પ્રકારનું છે :

ચંદ્રહાસ કેરળના સુધાર્મિક રાજાનો સર્વગુણસંપન્ન પુત્ર હતો. તેનો જન્મ મૂળ નક્ષત્રમાં થયો હતો અને ડાબા પગને છ આગળીઓ હતી. તેથી તેના પિતા ઉપર વિપત્તિ આવી પડી અને શત્રુઓએ તેને મારી નાખ્યો. માતા પણ પતિની સાથે સતી થઈ. નિરાધાર ચંદ્રહાસને તેની ધાવ કૌંતલકા નગરીમાં લઈ ગઈ, જ્યાં તે લોકોનું ઘરકામ કરી પોતાનો અને ચંદ્રહાસનો નિર્વાહ કરવા લાગી. આ ધાવનું પણ અકસ્માત મૃત્યુ થયું. અને બાળક ચંદ્રહાસ ફરી નિરાધાર થયો.

એક દિવસ પ્રધાન ધૃષ્ટબુદ્ધિને ત્યાં બ્રહ્મભોજન હતું, ત્યાં તે રખડતો રખડતો અન્ન માગવા જઈ પહોંચ્યો, અને વ્યવસ્થાપકોએ તેને જમવાનું આપ્યું. બ્રાહ્મણોએ તેનાં લક્ષણો જોઈ ધૃષ્ટબુદ્ધિને કહ્યું

કે તું આ બાળકનું પાલન કર. તેથી તારું કલ્યાણ થશે ભવિષ્યમાં આ બાળક તારો સ્વામી થશે. આ સાભળી ધૃષ્ટબુદ્ધિને આ બાળક પ્રત્યે દ્વેષ થયો. અને ચાડાલોને બોલાવી તેને મારી નાખવાની આજ્ઞા કરી

ચાડાલો તેને મારી નાખવા અરણ્યમા લઈ ગયા. બાળકે પ્રભુની પ્રાર્થના આરંભી. તેનુ રૂપ જોઈ ચાડાલોના મનમા પણ દયા ઉપજી અને તેની છઠ્ઠી આગળી કાપી તેને મારી નાખવાની નિશાની લઈ છોડી મૂકયો.

અપલક્ષણ રૂપ છઠ્ઠી આગળી કપાઇ જવાથી તેના ભાગ્યની આડેનો પડદો ખસી ગયો. કુલિંદ દેશનો અધિપતિ મૃગયા કરવા અરણ્યમા આવ્યો હતો તેણે આ બાળક જોયો અને પોતે નિ:સંતાન હતો અને પરમેશ્વરે જ આ બાળક મેળવી આપ્યો છે એમ માની પોતાની રાજધાની ચંદનાવતી લઈ જઈ મેધાવિની રાણીને સોપ્યો. ચદ્રહાસ મોટો થયો અને વેદવેદાગ ધનુર્વિદ્યા વગેરેમા પ્રવીણ થયો. અને આજુબાજુના પ્રદેશો પોતાના પરાક્રમથી જીતી લઈ પિતાને અર્પણ કર્યા. કુલિંદરાજાને પણ આ પુત્રથી સતોષ થયો અને તેને રાજ્યાભિષેક કર્યો.

કુલિંદ રાજા કુંતલ રાજાને પ્રતિવર્ષે ખડણી આપતો હતો. તેથી તેના કહેવાથી ચંદ્રહાસે નિયમ પ્રમાણેનો કર ઉપરાત રત્નો, વસ્ત્રાલકાર વગેરે સેવકો સાથે મોકલ્યા સેવકોએ ધૃષ્ટબુદ્ધિને ખડણી અર્પણ કરતા કહ્યુ કે અમારા રાજા ચદ્રહાસે આ વાર્ષિક ખડણી મોકલી છે સેવકો પાસેથી ચદ્રહાસની વિગતો જાણ્યા પછી ધૃષ્ટબુદ્ધિને તેને જોવાનું કુતૂહલ થયુ અને પુત્ર મદનને રાજકાર્ય સોંપી તેણે ચંદનાવતી તરફ પ્રયાણ કર્યું

કુલિંદ અને ચદ્રહાસે તેનો સારો સત્કાર કર્યો વાર્તાલાપ ઉપરથી ધૃષ્ટબુદ્ધિએ જાણ્યું કે કુલિંદને ચંદ્રહાસ અરણ્યમાથી મળ્યો છે ત્યારે એ પેલો જ બાળક હશે એવો તર્ક તેણે કર્યો બ્રાહ્મણોની

વાણી સાચી નીવડશે તો મદનનું અને અમલનું ઇષ્ટ નહિ થાય એમ તેણે વિચારી તેને વિષ આપી મારી નાખવાનો પેંતરો મનમાં ગોઠવ્યો. બહાર ઉપર ઉપરનો આનંદ બતાવી કૌંતલપુરમાં ગુપ્ત કામનું બહાનું બતાવી ચંદ્રહાસને ત્યાં મોકલવાનું સૂચન કર્યું. સરલ હૃદયનો ચંદ્રહાસ ધૃષ્ટબુદ્ધિનો મહોરબંધ પત્ર લઈ કુંતલપુર પ્રતિ ગયો અને મધ્યાહ્ન સમયે બહારની વાટિકામાં મુકામ કર્યો. સ્નાન-સંધ્યા અને ઉપહારથી પરવારી તે આરામ માટે સૂતો અને સેવકો પણ આજુબાજુના સ્થળોએ વિખેરાઈ ગયા. આ દરમિયાન રાજકન્યા ચંપકમાલિની ધૃષ્ટબુદ્ધિની પુત્રી વિષયા અને અન્ય સખીઓની સાથે ઉદ્યાનમાં પુષ્પ વીણવા અને આનંદપ્રમોદ કરવા આવી. ચંપકમાલિની અને અન્ય સખીઓ તો ચંદ્રહાસને ન જોઈ શકી, પણ વિષયાએ તેને જોયો અને તેના સૌન્દર્ય પર મુગ્ધ થઈ. ચંદ્રહાસને નિકટથી નિહાળતાં તેના વસ્ત્રમાંથી સહેજ બહાર નીકળેલો કાગળ તેણે જોયો. સ્ત્રી જાતિ અને નાની ઉમર, તેથી પત્રમાં શું હશે એ જાણવાની ઉત્કંઠા તે રોકી શકી નહિ. અને સાવધાનીથી તે કાગળ ખેંચી લીધો, અને સફાઈથી તે ફોડયો. પિતાએ પત્રમાં મદનને લખ્યું હતું: **विषमस्मै प्रदातव्यम्**। આ વાંચી વિષયાને આશ્ચર્ય થયુ, આઘાત પણ લાગ્યો. પિતાની કંઇક શરતચૂક થઇ હશે. આવા સુંદર યુવકને વિષ શા માટે આપવું પડે ? તેથી તેણે ઝાડનો રસ કાઢી તેમાં પોતાની આંખનું કાજળ મેળવી પોતાની બુદ્ધિ અને રુચિ અનુસાર **विषयाऽस्मै प्रदातव्या** એવો ફેરફાર કરી પત્ર પૂર્વવત્ બીડી મૂળ સ્થળે યથાવત્ મૂકી દીધો અને સખીઓ સાથે પોતાને ઘેર ગઈ.

વિષયાના ગયા પછી ચંદ્રહાસ જાગ્યો અને દિવસ અસ્ત થવાનો સમય થયો જોઇ, સેવકો સાથે પ્રધાનપુત્ર મદનને મળ્યો. મદને તેનો સત્કાર કરી પિતાનો પત્ર વાંચ્યો. એમાં લખ્યા પ્રમાણે મુહૂર્ત જોવડાવી તત્કાળ તેની સાથે વિષયાનું લગ્ન કર્યું.

કૌંતલપુરમાં આમ લગ્ન થયું ત્યારે ચંદનાવતીમાં ધૃષ્ટબુદ્ધિએ

કુલિંદ અને મેધાવિનીને કારાગૃહમાં પૂર્યાં અને તેમની સંપત્તિ લઇ કૌંતલપુર આવવા નીકળ્યો. માર્ગમાં લગ્ન સમારંભમાંથી પાછા ફરી રહેલા બ્રાહ્મણો તેને સામા મળ્યા અને આવો સુલક્ષણો જમાઇ મેળવવા વધાઇ આપી અને આજ્ઞાંકિત પુત્રે યોગ્ય રીતે વિવાહવિધિ સંપન્ન કર્યો છે એવા સમાચાર આપ્યા. આ સાંભળી ધૂંધવાયેલો ધૃષ્ટબુદ્ધિ ઘેર આવ્યો, મદન ઉપર ગુસ્સે થઈ ન કહેવાના વેણ કહ્યા. મદનને આથી આશ્ચર્ય થયું. પિતા ગાંડા તો નથી થયા! તેણે પેલો પત્ર આપ્યો અને કહ્યું કે તેણે તો આજ્ઞા પ્રમાણે જ બધું કર્યું છે. પત્ર વાંચી ધૃષ્ટબુદ્ધિને થયું કે વિધિનિર્માણ આગળ કોઇનો ઉપાય નથી. તેથી મદન ઉપરનો ગુસ્સો દૂર કરી શાંત થયો અને બહારથી આનંદ દર્શાવ્યો.

પરંતુ તેના મનમાં તો દ્વેષ પ્રજ્વળતો હતો અને પુત્રીને વૈધવ્ય આવે તો ભલે પણ ચંદ્રહાસને તો મારી જ નાખવો એવો નિશ્ચય તેણે કર્યો. પેલા ચાંડાલોને ફરી બોલાવ્યા અને આગળ જેવો દગો કરેલો તેમ ન કરવા તાકીદ કરી કહ્યું કે ગામ બહારના અંબિકાના મંદિરે રાત્રે જે પુરુષ પૂજા માટે આવે તે કોણ છે તેની ચિંતા કર્યા વિના કાપી નાખવો.

ચંદ્રહાસને બોલાવી ધૃષ્ટબુદ્ધિએ કુળરિવાજને અનુસરી રાત્રે અંબિકાની પૂજા કરવા જવા અનુરોધ કર્યો. અને સસરાની આજ્ઞાને શિરોમાન્ય કરી ચંદ્રહાસ પણ રાત્રી થતાં અંબિકાપૂજન કરવા જવા પ્રવૃત્ત થયો.

બીજી તરફ કુંતલપુરના રાજા ગાલવ ઋષિ પાસે અધ્યાત્મ્ય સાંભળતા હતા, ત્યારે તેના મનમાં આવ્યું કે મારો અંતકાળ નજીક છે. તેને પુત્ર ન હતો, તેથી રાજકન્યા ચંપકમાલિનીને ચંદ્રહાસ સાથે પરણાવી તેને રાજપાટ સોંપી વાનપ્રસ્થી થવાનો નિર્ણય કર્યો. વિષયાના લગ્ન વખતે તેણે ચંદ્રહાસને જોયો હતો અને તે મનમાં ગમી ગયો હતો. તેની સેવામાં રહેલા પ્રધાનપુત્ર મદનને ચંદ્રહાસને

ઊનાની નાવના આજ્ઞા કરી મદ । ચ દ્રહામને તેડના ગયો ત્યારે તે પૂજ ાનો થાળ લઈ અબિકાને મંદિરે જતો હતો મદને ચદ્રહાસને ગજા પાસે મોકલ્યો અને તેને બદલે તે પોતે પૂજા સાહિત્ય લઈ મંદિરે ગયો ત્યા છુપાયેલા ચાડાળોએ તેના કટકા કરી નાખ્યા

ચદ્રહાસ ગજમહેલ પહોંચતા જ ગજાએ મુહૂર્ત ન જોતા સત્વર ચપકમાલિની સાથે તેનુ લગ્ન કરી ગજ્યાભિષેક કરી દીધો અને ધૃષ્ટબુદ્ધિને ઊનાવી કહ્યુ કે હવે તારી અવસ્થા થઇ છે આજથી તારો સ્વામી ચ દ્રાહાસ અને મદન તેનો પ્રધાન તુ ઇશ્વરભક્તિમા સમય વ્યતીત કર અને હુ પણ અરણ્યમા જાઉં છુ

ચ દ્રહાસ કુવરીને પરણ્યો અને ગજગાદીએ બેઠો એથી નિરૂપાય અને નિરાશ થયેલા પ્રધાને જ્યારે ચન્દ્રહાસ પાસેથી જાણ્યુ કે તેને બદલે મદ । અ બિકાને મદિરે ગયો છે ત્યારે તો તે હતબુદ્ધિ થઈ ગયો અને હાફળો ફાફળો બની દેવી ાા મદિર તરફ દોડ્યો પુત્રના શબના ટૂકડા જોઇ, સ તાપ અને શોકગ્રસ્ત થઇ તેણે મદિરના થાભલા સાથે માથુ પછાડી પ્રાણ છોડ્યા

બીજે દિવસે પ્રાત કાળે મદિરે પૂજા કરવા આવ ાાર બે શબ જોયા અને તેણે ચ દ્રહાસને વાત કરી ખબર મળતા જ નિષ્કપટ ચન્દ્રહાસ મદિરે દોડ્યો અને ત્યા જઈને જોતા જ સમજી ગયો કે ધષ્ટબુદ્ધિએ તેને માટે કરેના કાવતરાનો ભોગ મદ । થઈ પડ્યો ધૃષ્ટબુદ્ધિની પાપબુદ્ધિ જાણ્યા છતા પણ તેણે મદ ાને જિવાડવા દેવીની સ્તુતિ કરી દેવી પ્રસન્ન ન થતા તે પોતાનુ મસ્તક કાપી બલિદાન આપના તત્પર થયો તેથી દેવી પ્રસન્ન થયા અને કહ્યુ કે ધષ્ટબુદ્ધિ તો પોતાના દુરાચરણથી જ મૃત્યુ પામ્યો છે ત્યાર ચન્દ્રહાસે કહ્યુ કે તે ગમે તે હોય પણ મદનને પુનર્જીવિત કરી તેને પણ સજીવ ા કરવો જોઈએ નહિ તો મારે માથે કાળી ટીલી ચોટે દેવીએ બ નેને સજીવન કર્યા અને અ તર્ધાન થયાં ચન્દ્રહાસ બ નેને પોતાને

મહેલ લઈ ગયો અને મદનને પ્રધાનપદે નિયુક્ત કરી ધૃષ્ટબુદ્ધિને સાત્વન આપ્યુ. અને ચન્દનાવતીથી કુલિંદ રાજાને મુક્ત કરી માન સાથે કૌંતલપુર તેડાવ્યો. બે પત્નીઓ સાથે ચન્દ્રહાસે ત્રણસો વર્ષ રાજ્ય કર્યું. વિષયાથી મકરાક્ષ અને ચંપકમાલિનીથી પદ્માક્ષ એમ બે પરાક્રમી અને સુશીલ પુત્રો તેને હતા.

એક સમયે તે બન્ને પુત્રોએ યુધિષ્ઠિરના અશ્વમેધ યજ્ઞનો ઘોડો કૌંતલપુર પાસે ફરતો જોયો. આ વાત તેમણે પોતાના પિતાને જણાવી ત્યારે ચન્દ્રહાસ કૃષ્ણ અને અર્જુનને મળવા નગર બહાર આવ્યો. ચન્દ્રહાસને મળી કૃષ્ણે ચન્દ્રહાસને નમન કરવા અર્જુનને કહ્યુ પરન્તુ અર્જુનના મનમા યુદ્ધ કરવાની ઇચ્છા હતી, તેથી તેણે વંદન ન કર્યાં. ચન્દ્રહાસે કહ્યુ કે તે યુદ્ધ કરવા તૈયાર છે પણ તેથી તેમના યજ્ઞમાં વિલંબ થશે. આ પછી અર્જુન સમજી ગયો, ચન્દ્રહાસને વંદન કરી આલિંગન દીધુ. ચન્દ્રહાસે તેમને ત્રણ દિવસ પોતાને ત્યાં મહેમાન રાખી ઘણુ દ્રવ્ય આપી, પોતે પુત્ર મકરાક્ષને રાજ્ય સોંપી અશ્વના રક્ષણ અર્થે કૃષ્ણ અર્જુન સાથે જોડાયો.

ઉપર્યુક્ત કથાવસ્તુમા પ્રેમાનંદે પોતાની વિચક્ષણ અને મૌલિક સર્જકપ્રતિભા અને શ્રોતાવર્ગની રુચિ અનુસાર કેટલાક ઉપકારક અને ઔચિત્યપૂર્ણ ફેરફારો કર્યા છે.

સૌ પ્રથમ તો પ્રેમાનંદ કોઈ ચન્દ્રહાસ રાજાનુ આખ્યાન લખવા ઇચ્છતો નથી. તેને તો ભક્ત ચન્દ્રહાસનુ આખ્યાન લખવુ છે. અશ્વમેધ પર્વમાની ઉપરની આખ્યાયિકામાનો ચંદ્રહાસ પ્રેમાનંદના ચન્દ્રહાસ જેટલો પ્રસ્ફુટ રીતે ભક્ત લાગતો નથી. આખ્યાયિકાને અંતે ચન્દ્રહાસને નમન કરવા કૃષ્ણ અર્જુનને આજ્ઞા કરે છે અને ચન્દ્રહાસ પણ કૃષ્ણ જેની સાથે છે તેવા અર્જુન સાથે યુદ્ધ કરવા ઇચ્છા ધરાવતો નથી. એ ઉપરથી પ્રતીત થાય છે કે શ્રીકૃષ્ણના મનમાં ચન્દ્રહાસને માટે માન છે. એ માન ભક્ત તરીકેનુ જ છે. જે પોતાનુ બલિદાન આપી દુષ્ટ સસરાને પણ જિવાડવા તૈયાર થાય તે પ્રભુનો

ભક્ત તો ખરો અને પ્રભુની આશિષ તેના ઉપર જરૂર ઊતર પરન્તુ
તેની ભક્તિ એટલી સ્ફુટ નથી, જેટલી પ્રેમાનંદના ચન્દ્રહાસની છે.
પ્રેમાનંદે તો ચન્દ્રહાસને બાળપણથી જ શાલિગ્રામ સાથે રમતો, સ્નેહ
કરતો અને તેની ભક્તિ કરતો દર્શાવ્યો છે. પાઠશાળામા પણ તે
ભાગવતના અનુવાદની જેમ પ્રભુનામનો જ આધ્યાત્મિક ઉપદેશ
આપતો જ્ઞાનકક્કો ભણે છે અને ભણાવે છે. એ કે આ પ્રકારના
નિરૂપણ માટે નાકરાદિ પુરોગામી આખ્યાનકારોનું ઋણ પ્રેમાનંદ
ઉપર ઓછું નથી. નાકરનો ચંદ્રહાસ પણ બાળપણથી જ ભક્ત છે.
તે પણ જ્ઞાનકક્કો ભણે છે અને ભણાવે છે. પ્રેમાનંદે જ્યારે ભક્ત
ચંદ્રહાસનું પાત્ર સર્જ્યું ત્યારે તેની સમક્ષ નાકર અને અન્ય
ગૌણ આખ્યાનકારોનો ભક્ત ચંદ્રહાસ તો હતો જ. પરન્તુ તે ઉપરથી
પ્રેમાનંદે સર્જેલો ચંદ્રહાસ વધુ નિષ્ઠાવાન ભક્ત છે એવી છાપ પડે છે

મૂળ આખ્યાયિકામા અને નાકરના આખ્યાનમાં પણ સુધાર્મિકનો
પુત્ર મૂળ નક્ષત્રમા જન્મ્યો હતો અને તેને પગે છ આંગળીઓ હતી,
એથી સુધાર્મિકનું અનિષ્ટ થયું એવી કથા છે જ્યારે પ્રેમાનંદે તેમા
ફેરફાર કરી સુધાર્મિકે ઠાકરને આરાધી વાંઝિયામેણું ટળે અને
વંશવેલો ચાલુ રહે એ માટે પુત્ર માગ્યો એના ભાગ્યમા સંતાનસુખ
હતુ નહિ, એથી પુત્ર થતાં અનિષ્ટ થશે એવી ચેતવણી છતા, તે
પુત્ર વાંછે છે અનિષ્ટ ભાવિ છતા પુત્રૈષણાની ઉત્કટતાનું નિરૂપણ
કરી પ્રેમાનંદે લોકમાનસની પોતાની ઊંડી સમજનો પરિચય આપ્યો
છે. ( જુઓ ટિપ્પણ, પૃ ૭૪, ૭૫ અને ૭૬ ).

એક નાનો સરખો ફેરફાર પણ ધ્યાન ખેંચે તેવો છે ધૃષ્ટબુદ્ધિને
ત્યા બ્રાહ્મણભોજન સમયે બાળક (ચંદ્રહાસ) રખડતો રખડતો જઈ
પહોંચે છે ત્યારે મૂળમા એવુ નિરૂપણ છે કે બ્રાહ્મણોએ એવુ ભવિષ્ય
ભાખ્યું કે આ બાળક ધૃષ્ટબુદ્ધિનો સ્વામી-ઉપરી થશે પછીનો કથા
પ્રસંગ દર્શાવે છે કે ચંદ્રહાસ ધૃષ્ટબુદ્ધિનો જમાઈ તેમજ સ્વામી થાય
છે. પ્રેમાનંદનો ગાલવ ભાખે છે કે આ બાળક ધૃષ્ટબુદ્ધિનો જમાઈ

થશે અને એથી પ્રધાનને કહે છે: 'હેતે પૂજવા જેવુ છે પાત્ર'. આવો નિષ્કિંચન ભિખારા જેવો બાળક પોતાનો સ્વામી થાય એ તો કંટક જેવું લાગે જ પરન્તુ તેના કરતાં જમાઈ થાય એ વાતે ધૃષ્ટબુદ્ધિ જેવો ઘમંડી, દ્વેષી અને કપટી પ્રધાન અત્યંત ઉશ્કેરાય એ વધુ સ્વાભાવિક લાગે છે.

એવો જ એક બીજો નાનો ફેરફાર પણ કવિની ઝીણી સૂઝનુ દર્શન કરાવે છે. મૂળમા વેદવેદાંગ ધનુર્વિદ્યામા પારંગત થયેલા ચંદ્રહાસે સ્વપરાક્રમે આજુબાજુનો પ્રદેશ જીતી કુલિંદને સ્વાધીન કર્યો. એ ઉપરથી કુલિંદને વિશ્વાસ આવ્યો કે તે રાજ્ય ચલાવવા સમર્થ છે તેથી તેનો રાજ્યાભિષેક કર્યો. અહીં ઔચિત્યનો એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે. ધૃષ્ટબુદ્ધિ કુલિંદના પુત્રની ખ્યાતિ સાંભળી ચંદનાવતી આવે છે અને ચંદ્રહાસ તે જ પેલો બાળક એવુ મનમા નિશ્ચયપૂર્વક માનવાથી કોઈપણ ઉપાયે તેનુ નિકંદન કાઢવા વિચારે છે અને અગત્યના કામનુ બહાનુ બતાવી તે ચંદ્રહાસને કૌંતલપુર મોકલે છે. જો ચંદ્રહાસ રાજ્યભિષિક્ત હોય, એક રાજા હોય તો તેને આ પ્રમાણે કામ સોંપવામા ઔચિત્ય ખરું ? અને રાજા ચંદ્રહાસ તે માને ખરો ? એથી પ્રેમાનંદે ચંદ્રહાસનો રાજ્યાભિષેક કરાવ્યો નથી, અને તે ધૃષ્ટબુદ્ધિએ અગત્યના ગુપ્ત કાગળનુ બહાનુ કાઢ્યુ. ત્યારે તેના હેતુ માટે શંકા પણ ઉઠાવે છે કે : 'રે મુને મોકલો છો, વણવિચારે ભૂપ'. પરંતુ આ આજ્ઞાંકિત પુત્ર 'તાત તમારું કહ્યુ કરવુ મારે, જો નાખો અંધારે કૂપ,' એમ પિતાની આજ્ઞા શિરોમાન્ય કરી ધૃષ્ટબુદ્ધિનો પત્ર લઈ કૌંતલપુર જાય છે. આ નાનો સરખો ફેરફાર પણ કેટલી સ્વાભાવિકતા આણે છે તે નોંધપાત્ર છે.

તે જ પ્રમાણે ખંડણી ભરવા અંગેનુ અને ચંદ્રહાસ વિશેની માહિતી ધૃષ્ટબુદ્ધિએ કેવી રીતે જાણી તેનુ પ્રેમાનંદે કરેલું નિરૂપણ મૂળ આખ્યાયિકા અને નાકર કરતા વધુ સ્વાભાવિક, વાસ્તવિક અને પ્રતીતિકર જણાય છે. 'અશ્વમેધ'મા કુલિંદના કહેવાથી ચંદ્રહાસ સેવકો

દ્વારા વાર્ષિક ખંડણી મોકલે છે, ત્યારે ને સેનકો રાજા ચંદ્રહાસે ખંડણી મોકલી છે એમ કહે, એ ઉપરથી પૂછપરછ કરી ચદ્રહાસ વિશે કુતૂહલ જાગવાથી ધૃષ્ટબુદ્ધિ ચંદનાવતી આવે છે. નાકરના આખ્યાનમાં કુલિંદ જાતે ખંડણી આપવા જતો નથી એથી તે ગુસ્સે થઈ ત્યાં આવે છે, પરંતુ જે ચદ્રહાસે પોતાના પરાક્રમથી આજુબાજુના પ્રદેશ જીત્યો હોય તે ખંડિયા રહેવાનુ સ્વીકારે? નહીં જ. એથી પ્રેમાનંદનો ચદ્રહાસ ખંડણી મોકલતો જ નથી. તેથી ધૃષ્ટબુદ્ધિ કુલિંદનો દેશ 'નરદાટ' કરવા લશ્કર લઇ આવે છે. માર્ગમાં બંદીજનો મળે છે તે કુલિંદને અરણ્યમાંથી પુત્ર કેવી રીતે સાંપડ્યો તે અને તેનાં પરાક્રમ અને દાનશીલતા વર્ણવે છે. આસમત્ત પ્રેમાનંદનો કુલિંદ તો ધૃષ્ટબુદ્ધિના આગમનની વાત સાંભળી ધ્રૂજવા માંડે છે. આમ છતાં પ્રેમાનંદનું આ નિરૂપણ ઉપર જોયું તેમ મૂળ 'અશ્વમેધ' કરતાં અને નાકર કરતાં વધુ વાસ્તવિક બન્યુ છે (જુઓ ટિપ્પણ પૃ.-૧૧૩, ૧૧૪).

મૂળ અશ્વમેધ પર્વમાં તો ચન્દ્રહાસ કૌંતુલપુર જાય છે અને નગર બહારની વાટિકામાં મુકામ કરે છે. એ નિદ્રાધીન હોય છે ત્યાં વિષયા આવી પહોંચે છે, આગંતુકના રૂપથી મુગ્ધ થાય છે, વસ્ત્રોમાંથી હેખાતો પત્ર જોઈ સ્ત્રીસહજ કુતૂહલને વશ થઇ તે ચૂપકીદીથી લઇ વાંચે છે, વિષનું વિષયા કરી મૂકી દે છે. મૂળ 'અશ્વમેધ'ની અથવા નાકરની વિષયા-એક સર્વકર્તાહર્તા પ્રધાનની પુત્રી નગરની વાટિકામાં એક અજાણ્યા યુવકને જુએ અને તેના ઉપર વારી જાય, વસ્ત્રમાંથી ડોકિયાં કરતો પત્ર લઈ છેકછાક કરે એ અસંભવિત લાગે છે (વિગતે ચર્ચા માટે જુઓ પૃ. ૧૨૦, ૧૨૧, ૧૨૨). તેથી પ્રેમાનંદે આ પ્રસંગને પોતાની મૌલિક અને રસદર્શી પ્રતિભાથી સંસ્કાર્યો છે. કથાપ્રવાહને પણ સ્થગિત કરી દઈ તેણે વનવર્ણન કર્યું છે. (ઉપવન વર્ણનના ઔચિત્યની ચર્ચા માટે જુઓ ટિપ્પણ પૃ. ૧૨૦, ૧૨૧). આ ઉપવન સૂકું હતું. જે ચન્દ્રહાસના આગમને લીલું થયુ. એની પાછળ પ્રેમાનંદે દુર્વાસાના શાપની એક કથા સાંકળી લીધી. અદ્ભુત

રસનુ નિરૂપણ કર્યું. એમાથી શૃંગારમા સંક્રમણ કર્યું અને પ્રસંગને રસનો સસ્પર્શ આપી વધુ સ્વાભાવિક અને રોચક બનાવ્યો. વિષયાને દુર્વાસાના શાપ અને તેના પરિહારની માહિતી હોય, સૂકી વાડી લીલી થઇ જોઈ, પોતાનો ભાવિ સ્વામી આવ્યો હશે માની, વિમુગ્ધભાવે તેની શોધ કરે, તેને જોતા અજાણ્યાનો, કોઈ પરદેશી પંખીડાનો નહિ પણ સ્વામી તરીકેનો આત્મીયભાવ જાગે, તેના પ્રત્યે આકર્ષાય, પત્ર જોઇ કુતૂહલવશ થાય, વિષ જોઈ આઘાત અને આશ્ચર્ય અનુભવે, 'વિષ'નુ 'વિષયા' કરે એ બધુ નિરૂપણ કેટલુ વાસ્તવિક છતા મધુર અને મનોરમ લાગે છે! આ ફેરફારને કારણે જ ૧૫મા કડવામાનુ વિષયાનુ સ્વાભાવોક્તિસર્યું મુગ્ધ નિરૂપણ શક્ય બન્યુ. મૂળ 'અશ્વમેધ'મા અને નાકરમાં તો વિષયા વૃક્ષના રસમા આખનુ કાજળ મેળવી 'વિષનું' 'વિષયા' કરે છે. જ્યારે પ્રેમાનદની વિષયા એક આખનું કાજળ બીજી આખના આસુમા કાલવી 'વિષયા' કરે છે. કેટલું નાજુક, નમાણું, હૃદયંગમ અને ઋજુ નિરૂપણ! આવા ફેરફારો આખ્યાનની પ્રેમાનદીયતા પ્રકટ કરે છે.

(જુઓ ટિપ્પણ પૃ. ૧૩૭, ૧૩૮.)

ચન્દ્રહાસ અને ચંપકમાલિનીના લગ્ન સંબંધમા મૂળ અશ્વમેધ પર્વમા સ્વપ્નની વાત નથી. મૂળમા તો ગાલવ ઋષિ કુંતલ રાજાને અરિષ્ટાધ્યાય વાચી સંભળાવતા હતા તે ઉપરથી રાજાના મનમા ભિંગી નીકળ્યુ કે તેનો અંતકાળ નજીક છે. તેથી પુત્રીના લગ્ન કરી નિશ્ચિત થવાનો તેણે વિચાર કર્યો. વિષયાના લગ્નમા તેણે ચન્દ્રહાસને જોયો હતો અને તે ગમી ગયો હતો. તેથી તેની સાથે પુત્રીના લગ્ન કરવાનું નક્કી કરી ને ચન્દ્રહાસને બોલાવી લાવવા મદનને આજ્ઞા કરે છે. નાકરના આખ્યાનમા રાજા દર્પણમા પોતાનુ પ્રતિબિંબ જુએ છે, તો તે મસ્તક વિનાનું ધડ જ દેખાય છે. આનુ ફળ ગાલવને પૂછતા તે અરિષ્ટાધ્યાયમાથી કહે છે કે તેનુ

આયુષ્ય બે દિવસનુ જ છે. તેથી રાજા મદનની સલાહથી ચન્દ્રહાસ સાથે ચપકમાલિનીને પરણાવવાનો નિશ્ચય કરે છે.

આ વિષયમાં પ્રેમાનંદનુ નિરૂપણ સયુક્તિક છે. દુર્વાસાના શાપ અને પરિહારની કથા સાથે જ જેમ વિષયાનુ તેમ ચપકમાલિનીનુ ભાગ્ય પણ સંકળાયલું છે એવુ પૂર્વ સૂચન તેણે કર્યું છે. ચદ્રહાસને નિરખી, 'વિષ'નું 'વિષયા' કરી વિષયા સખીઓને જઈ મળી ત્યારે ચપકમાલિની તે કયા ગઈ હતી તે વિશે તેની ઉલટ તપાસ કરે છે ત્યારે ખોટા બહાના ન ચાલતા વિષયા ચપકમાલિનીને બાજુએ લઈ જઈ સાનમા સમજાવતા કહે છેઃ 'તારે મારે એક સ્વામી છે.' વિષયાનું લગ્ન થઈ ગયું અને પોતે કુંવારી રહી ગઇ તેથી ચપકમાલિની પણ વિહ્વળ થાય છે અને તે 'વિષયાના વરને' વરવા વિચારે છે અને તે કાર્યમા 'મૂકી મનની લાજ', મદનની સહાય માગે છે. યોગાનુયોગ કુંતલ રાજાને પણ તે રાત્રે અનિષ્ટ સ્વપ્ન આવે છે. ગાલવને સ્વપ્નનુ ફળ પૂછતા તે છઠ્ઠે માસે ગજાનું મરણ જણાવે છે. રાજાને મનમા એક મોટું દુ.ખ છે કે 'મેં દશ વર્ષ લગી પુત્રીને, ન ખોળ્યો જમાઇ જી'. (ચર્ચા માટે ટિપ્પણ પૃ. ૧૭૧, ૧૭૨.) એથી તે પણ ચપકમાલિનીને પરણાવવા મદનને ભલામણ કરે છે. અને મદન તરત જ ચોકઠું ગોઠવી દે છે. ધૃષ્ટબુદ્ધિ ચિડવાતો હોય તે કાર્ય કરવા ગાલવ તો હમેશા તૈયાર જ હોય! આ ઉપરથી કોઈ શકાશે કે મૂળ 'અશ્વમેધ' અને નાકરના નિરૂપણ કરતા પ્રેમાનંદનુ આ નિરૂપણ કેટલું રસલક્ષી અને સયુક્તિક છે.

છેલ્લો પ્રેમાનંદી ફેરફાર તે મદન અને ધૃષ્ટબુદ્ધિને જીવતદાનનો. મૂળમા તો અંબિકા પ્રસન્ન થાય છે અને બન્નેને સજીવન કરે છે. પરંતુ પ્રેમાનંદે તો ચન્દ્રહાસની ભક્તિનો મહિમા દર્શાવવા, નળાખ્યાનમા કર્યું છે તેમ અંબિકા અને વિષ્ણુને ભક્ત માટે ખેંચતાણ અને પરસ્પર હુંસાતુસી કરતા દર્શાવી નિકૃષ્ટ કોટિએ ઉતાર્યાં છે. એ દ્વારા હાસ્ય નિષ્પન્ન કરવાનુ અને ચદ્રહાસની

ભક્તિનો મહિમા દર્શાવવાનું એમ બે કાર્યો તેણે સાધ્યા છે. અહીં નળાખ્યાનનો જ કવિ જણાય છે. ચદ્રહાસ આખ્યાનમા આ પ્રકારનું નિરૂપણ લોકોને રુચ્યુ હશે, એથી નળાખ્યાનમા દેવોને પણ કોટિએ ઉતારવાને તો પ્રેમાનંદ પ્રોત્સાહિત નહિ થયો હોય !

એક બીજો નાનો એવો ફેરફાર પણ નોધીએ. મૂળમા તો ચન્દ્રહાસનો મહિમા સાભળ્યા છતા અર્જુનને તેની સાથે યુદ્ધ કરવાના ઉત્સાહવાળો દર્શાવ્યો છે. પ્રેમાનંદને લાગ્યુ હશેઃ આ એક કૃષ્ણસખા (અર્જુન) બીજા કૃષ્ણસખા (ચન્દ્રહાસે શાલિગ્રામ સાથે સખ્યભાવ કેળવ્યો હતો) સાથે યુદ્ધ કરે ! એથી પ્રેમાનંદનો અર્જુન તો પહેલેથી યુદ્ધ ન કરવાના વિચારનો છે :

સ્વામી, સાધુ સાથે યુદ્ધ કરતા, આપણને લાગે ખોડ.

## ૨ વસ્તુગૂંથણી :

મૂળ અશ્વમેધ પર્વમાની આખ્યાયિકામા પ્રેમાનદે કરેલા ફેરફારો કેટલા સયુક્તિક, સપ્રયોજન અને વસ્તુને ઉપકારક હતા તે આપણે જોયુ. મૂળ વસ્તુને આત્મસાત્ કરી, તેમા ફેરફારો કરી, યોગ્ય રીતે મઠારી, આવશ્યક લાગે ત્યા ઉમેરણો કરી વસ્તુને સ્વાદુ અને રસાળ બનાવી અભિનવ અને મનોરમ વાર્તાસ્વરૂપ આપવાની પ્રેમાનદની ઉદય પામતી પ્રતિભાનુ દર્શન તેની વસ્તુગૂંથણીમા થાય છે.

આરંભમા 'ગ્રંથ ચાલતો થાય' અને નિર્વિઘ્ને સમાપ્ત થાય એ હેતુથી ગણપતિ, સરસ્વતી અને ગુરુનુ સ્મરણ કરી કવિએ વસ્તુ-પ્રવેશ કર્યો છે. પાડવોના અશ્વમેધ યજ્ઞનો ઘોડો ચંદ્રહાસના નગર આગળ આવે છે અને તેના પુત્રો તેને પકડી લઈ જાય છે. રોષ અને વિષાદયુક્ત અર્જુનને કૃષ્ણના કહેવાથી નારદ ચંદ્રહાસનો મહિમા વર્ણવતી આખ્યાયિકા કહી સભળાવે છે.

સુધાર્મિકને શંકરના વરથી અભાગ્યવશ પુત્ર કઈ રીતે પ્રાપ્ત

થયો, તેને કારણે કેવી આપત્તિ આવી પડી, નિરાધાર બાળક કઈ રીતે ઊછર્યો તેનું નિરૂપણ કરી, આ બાળક પ્રત્યે દાસી અને તેના મૃત્યુ પછી પડોશીઓની વત્સલતાનું નિરૂપણ કર્યા પછી બીજા કડવાના ઉત્તરાર્ધમાં ધૃષ્ટબુદ્ધિ અને ગાલવનું પ્રથમ ઘર્ષણ આલેખ્યું છે 'આ બાળક તારો જમાઈ થશે' એવા ભવિષ્ય કથનથી રોષે ભરાયેલો ઘમંડી ધૃષ્ટબુદ્ધિ કઈ રીતે 'મુનિ માનને માગીને' કાઢે છે, તેનું નિરૂપણ કરી પ્રેમાનંદે હાસ્ય નિષ્પન્ન કર્યું છે 'મારી પુત્રીને અમર ઇચ્છે, કેમ પરણે ભિક્ષુક બાળ' એવા ધૃષ્ટબુદ્ધિના ઘમંડી વચન સાથે આખ્યાનનું વસ્તુ ગતિ પકડે છે તેની આજ્ઞાથી ચાડાળો બાળકની હત્યા કરવા અરણ્યમાં લઈ જાય છે ત્યાં પ્રહ્લાદે વહારે ધાવા પ્રભુને જેવી પ્રાર્થના કરી હતી તેવી આરતભરી પ્રાર્થના ચંદ્રહાસના મુખમાં મૂકવાની તક કવિ ઝડપી લે છે (ટિપ્પણ પૃ ૮૫) ચાંડાળોના હૃદયમાં હરિ વસે છે અને નિશાની તરીકે કેવળ તેની છઠ્ઠી આગળી કાપી છોડી દે છે

નિ સતાન કુલિંદ રાજા આ અરણ્યમાં મૃગયાએ આવતા તેને પુત્ર મળે છે, નિરાધાર બાળકને પિતા સાપડે છે ભક્ત બાળક ચંદ્રહાસ ઐહિક જ્ઞાન કરતા પ્રભુના જ્ઞાનને સાચું ગણે છે, એવી ભાગવતના પ્રહ્લાદની જેમ તે પણ પોતાના સહાધ્યાયીઓને હરિના નામનો જ ઉપદેશ આપે છે નાકરનુ અનુકરણ કરી પ્રેમાનંદે અહી જ્ઞાનકક્કો મૂકયો છે નાકરનો જ્ઞાનકક્કો પ્રમાણમાં દુર્બોધ છે પ્રેમાનંદના જ્ઞાનકક્કાની ૧૫, ૧૬, ૧૭ કડીનો અર્થ કઇક દુર્ગ્રાહ્ય લાગે, પરતુ સમગ્ર દૃષ્ટિએ જોતા સરળ છે મધ્યકાળના સમાજને માટે દરેક ભક્ત બાળપણમાં જ્ઞાનકક્કો ભણે જ એ પ્રકારનું નિરૂપણ પરંપરાગત અને અનિવાર્ય નહિ તોય આવશ્યક જણાયું હશે

આધ્યાત્મિક વલણ છતાં પ્રાપ્ત ઐહિક કર્મો પ્રત્યે ચંદ્રહાસ ઉદાસીન નથી અને સ્વપરાક્રમે આજુબાજુના પ્રદેશો જીતી કુલિંદને સમર્પે છે ચંદ્રહાસની ખ્યાતિ અને કુલિંદને કેવા સંજોગોમાં તેની

પ્રાપ્તિ થઇ ને બંદીજનો પાસેથી સાંભળી પોતે મારી નખાવેલ માન્યો હતો તે બાળક જીવતો છે અને ગાલવનું વચન સાચું પડશે એ ભયે કપટ ઉપાયે તેનુ નિકંદન કાઢવા નિશ્ચય કરી, તે કુલિંદનો મહેમાન થાય છે. કુલિંદનું આતિથ્ય માણતાં અગત્યના કામ મિશે પુત્ર મદનને ગુપ્ત પત્ર મોકલવા એક ચંદ્રહાસને જ તે વિશ્વાસપાત્ર ગણે છે. સરલ હૃદયનો કુલિંદ તો ભોળવાઇ જાય છે. ચંદ્રહાસને ધૃષ્ટબુદ્ધિના હેતુ માટે શંકા આવે છે, પરંતુ તે પિતા અંધારા કૂવામાં નાખે તો પણ વિરોધ ન કરે એવો આજ્ઞાંકિત પુત્ર હતો તેથી કુંતલપુર તરફ પ્રયાણ કરે છે.

અહીં પ્રેમાનંદે પુત્રને વિદાય આપતી વેળા મેધાવિનીનું-એક માતાનુ નિરૂપણ કર્યું છે. અહીં પુત્ર પરણીને આવે એવી અભિલાષા રાખવી એ અપ્રસ્તુત લાગે છે. આવી રીતે કયારેક અપ્રસ્તુતતા આવી જવા છતાં કવિ માનવહૃદયના ભાવને, તેની સનાતન આકાંક્ષાઓને નિરૂપવાની એક પણ તક જવા ન દેવી એવા નિશ્ચય-વાળા જણાય છે. ઘરમાં પુત્રવધૂ સાથે પુત્ર આનંદ કિલ્લોલ કરે, 'જી જી ' કહી પોતાનો પડ્યો બોલ પુત્રવધૂ ઉપાડી લે એવી આકાંક્ષા સેવતી સનાતન માતાનુ આરોપણ મેધાવિનીના પાત્રમાં કવિએ કર્યું છે. આ નિરૂપણ એની પછી ૧૯ મા કડવામા નિરૂપાયેલ વિલાપને-કરુણના નિરૂપણને શક્ય બનાવવા અને અદૃષ્ટની પ્રબળતા દર્શાવવા કર્યું છે ( ટિપ્પણ પૃ. ૧૧૮ ).

ચન્દ્રહાસ કુંતલપુર પહોંચે છે. નગર બહારની વાટિકામા આરામ માટે મુકામ કરે છે. આ તક ઝડપી લઇ કવિ તેનુ વર્ણન કરવા મંડી પડે છે. આ વર્ણન અહીં વાર્તા પ્રવાહને સ્થગિત કરી દે છે એમ લાગવાનો સંભવ છે. 'નળાખ્યાન'માં આવું જ વનવર્ણન આવે છે તેને વિશે શ્રી મુનશી આદિ વિવેચકોએ ચર્ચા ઉપસ્થિત કરી હતી. તે ચર્ચા કંઇક અંશે અહીં પણ પ્રસ્તુત ગણાય. આવાં વર્ણનો કરતા પ્રેમાનંદ અને અન્ય આખ્યાનકારો પણ વૃક્ષવેલીઓની

એક સવિસ્તર જંગલખાતાના ટીપ જેવી યાદી આપી દે છે. એનો ઉદ્દેશ આ. આનંદશંકરના મતે જંગલની ભયાનકતા દર્શાવવાનો હશે. 'નળાખ્યાન'માં વનવર્ણન સપ્રયોજન છે કે નહિ તેની ચર્ચા અહીં અપ્રસ્તુત છે. પરન્તુ આ આખ્યાનના સંદર્ભમાં અહીં આપેલું ઉપવનવર્ણન સર્વથા અપ્રસ્તુત અથવા નિર્હેતુક નથી. ચન્દ્રહાસ આવતાં જ સૂકી વાડી નવપલ્લવિત થઈ જાય છે તેથી તે ઉપવનની વનસ્પતિસમૃદ્ધિનું વર્ણન કરવું પ્રાપ્ત થાય છે. આ ઉપવનની સાથે દુર્વાસાના શાપની અને તેના પરિહારની કથા પ્રેમાનંદે સાંકળી છે. તે વિના ચન્દ્રહાસને જોતાં વિષયાનું વર્તન મૂળ અશ્વમેધ પર્વમાં અને નાકરના આખ્યાનમાં જેવું અસ્વાભાવિક, અપ્રતીતિકર, એક કુલિન કન્યાને ન શોભે એવું છે તેવું જ બનવા સંભવ છે. પ્રેમાનંદ તો આ ચારુ મુગ્ધાના વર્તનને સ્વાભાવિક, કુલીનતાને માટે દોષરૂપ ન થાય તેવું નિરૂપવા ઇચ્છે છે. એ માટે દુર્વાસાના શાપ અને તેના પરિહારની કથા તેણે ઉપજાવી, તે માટે નવપલ્લવિત ઉપવનનું વર્ણન પણ આવશ્યક બન્યું. આમ ઉપવન વર્ણન અને દુર્વાસાના શાપ–પરિહારની અદ્ભુત રસપોષક કથા સપ્રયોજન, સયુક્તિક અને ચમત્કૃતિ માટે ઉપકારક છે (ટિપ્પણ પૃ. ૧૨૦, ૧૨૧, ૧૨૨).

ધૃષ્ટબુદ્ધિની પુત્રી વિષયા, ચંપકમાલિની અને અન્ય સખીઓની ઉપવનમાંની જલક્રીડાનું વર્ણન પ્રેમાનંદ કરે છે. આજ સુધી સુકા રહેલા ઉપવનને નવપલ્લવિત થયેલું જોઈ વિષયાને દુર્વાસાના શાપના પરિહારની વાત યાદ આવે છે, અને પોતાનો ભાવિ સ્વામી આવ્યો હશે એવી શ્રદ્ધા સાથે તેની શોધ આદરે છે. ચન્દ્રહાસને સૂતેલો જોઈ ચૂપકીથી તેની પાસે જાય છે. અશ્વ અવાજ ન કરે માટે તેને તેમ ન કરવા પ્રાર્થે છે, પોતાના શ્વાસથી ન જાગે માટે ઊંચે શ્વાસે તેની પાસે બેસી, ઓઢેલી પિછોડી દૂર કરી તેને નખશિખ નિરખે છે, અંગરખાના કસે બાંધેલો પત્ર લઈ, આવા ફૂટડા યુવાનને વિષ આપવાનું પિતાએ લખેલું વાંચી આઘાત

અનુભવી, એક આંખનું આંસુ અને બીજી આંખનું કાજળ કાઢવી 'વિષ'નું 'વિષયા' કરી પિતાની ભૂલ સુધારે છે. વિષયાના સંચારનું સ્વાભાવોક્તિભર્યું નિરૂપણ, ચિત્રાત્મકતા અને સુકુમાર કલ્પના તથા ઋજુ હૃદયભાવના આલેખનને લીધે આ કડવું અનેક રીતે આ આખ્યાનનું શ્રેષ્ઠ કડવું ઠરે છે. ( ૧૫મા કડવાનું ટિપ્પણ પૃ. ૧૨૯ થી ૧૩૮. )

તે એકલી ક્યાં ગઇ હતી તેવા સખીઓના અનેક પ્રશ્નોના ઉત્તરમાં પ્રિયદર્શનની વાત છુપાવવા વિષયા પોપટ જોવાનું ખોટું અને તદ્દન અપ્રતીતિકર બહાનું બતાવે છે. પ્રિયના પ્રથમ ચૌર્યદર્શને મુગ્ધાને ચઢતો શ્વાસ અને પરસેવો ચંપકમાલિનીના મનમાં પ્રિયરમણ-જારગમનની શંકા ઉપસ્થિત કરે છે. વધુ ચકચાર થશે એ ભયે વિષયા ચંપકમાલિનીને બાજુએ બોલાવી સાનમાં સૂચવી દે છે કે તારે ને મારે એક જ સ્વામી છે. ચંદ્રહાસ ચંપકમાલિની સાથે પણ પરણવાનો છે એનું પૂર્વસૂચન કવિએ અહીં ખૂબીથી કરી દીધુ છે.

જાગ્રત થતાં ચંદ્રહાસ મદનને મળી ધૃષ્ટબુદ્ધિનો પત્ર આપે છે. અને પત્રમાંની 'આજ્ઞા'ને શિરોમાન્ય કરી મદન ગાલવને બોલાવી મુહૂર્ત જોવડાવે છે. ગાલવ તાત્કાલિક મુહૂર્ત આપી પોતે ભાખેલું ભવિષ્ય સાચું પાડવાની તક ઝડપી લે છે. વિધિપુરઃસર લગ્ન થાય છે. એ પ્રસંગ ઝડપી લઈ પ્રેમાનંદ સમકાલીન ગુજરાતી સામાજિક લગ્નરૂઢિઓનુ આલેખન કરે છે.

આમ ધૃષ્ટબુદ્ધિની કપટયુક્તિ કેવી રીતે નિષ્ફળ ગઈ તે દર્શાવી પ્રેમાનંદ શ્રોતાઓને ફરી કુલિંદના નગરમા લાવે છે. ધૃષ્ટબુદ્ધિએ ચંદ્રહાસને કૌંતલપુર મોકલી કુલિંદને પદભ્રષ્ટ કર્યો અને રાણી સાથે કેદ કર્યો. કુલિંદ અને મેધાવિની પોતાના સંકટ કરતાં પુત્રના ભાવિ વિશે વધારે શંકાશીલ બને છે. આ પ્રસંગે મેધાવિનીનો વિલાપ મૂકી કવિએ કરુણનું-કરુણવાત્સલ્યનુ નિરૂપણ કર્યુ છે. રસના સ્વામી

પ્રેમાનંદે પુત્ર પરણીને ઘેર આવે, પુત્રવધૂ 'જી' કહી તેનો પક્ષો બોલ ઉપાડી લે એવી અભિલાષાની દારુણ વિફલતાનું નિરૂપણ કરી કરુણની પરાકાષ્ઠા સાધી છે (ટિપ્પણ પૃ. ૧૪૯). રાણીના વિલાપની પડખે કુલિંદ કર્મફલની માન્યતામાં સમાધાન શોધે છે, તેનું નિરૂપણ કરી કવિ પોતાની અને સમકાલીન સમાજની કર્મફલમાંની શ્રદ્ધા વ્યક્ત કરી જાય છે. 'સુદામા ચરિત'માં પણ સુદામાને તેની પત્ની બાળકોની સ્થિતિ સહન ન થઇ શકવાથી મિત્રને ત્યાં જાચવા જવા કાકલુદી કરે છે ત્યારે પ્રેમાનંદનો સુદામા પણ કર્મફળની જ વાત કરે છે ને!

કુલિંદને કેદ કરી ધૃષ્ટબુદ્ધિ કુંતલપુર જઇ રહ્યો છે ત્યાં માર્ગમાં વિષયાના લગ્નમાંથી પાછા ફરતા બંદીજનો, બ્રાહ્મણો વગેરે મળે છે અને આવો જમાઈ મેળવવા માટે વધાઇ આપે છે. મેધાવિનીના વિલાપના કરુણમાંથી, પોતાના આચાર્યપદે વિષયા ચંદ્રહાસનું લગ્ન કેવું નિર્વિઘ્ન રીતે સંપન્ન થયું તેની વાત કરી ધૃષ્ટબુદ્ધિને ચીડવતા ગાલવનું અને કપટયુક્તિની નિષ્ફળતાને લીધે રાતાપીળા થતાં ધૃષ્ટબુદ્ધિનું નિરૂપણ કરી કવિએ હાસ્યમાં સંક્રમણ કર્યું છે. લોકરુચિને સંતોષવા પ્રેમાનંદે ગાલવને ઋષિની કક્ષાએથી સામાન્ય કજિયાદલાલ જેવા બ્રાહ્મણની કક્ષાએ ઉતારી પાડ્યો છે.

ચંદ્રહાસ સાથે વિષયાનું લગ્ન ધૃષ્ટબુદ્ધિ સ્વપ્ને પણ સ્વીકારી શકતો નથી. પ્રેમાનંદે આ પાત્રને પૂરેપૂરો ખલ અને ધૃષ્ટ બતાવ્યો છે. કુલિંદ અને મેધાવિનીને કેદી અવસ્થામાં લે તે પોતાને નગર લઈ જાય તો ચંદ્રહાસ સાથે ઉઘાડા સંઘર્ષમાં આવવું પડે અને જમાઈની હત્યા કરવાનો લોકાપવાદ આવે. પુત્રીને વિધવા કરતાં જરાયે ન ખંચકાય એવો ધૃષ્ટબુદ્ધિ જમાઇને કપટયુક્તિથી દૂર કરવા વિચારી કુલિંદ અને મેધાવિનીને મુક્ત કરી દે છે, પણ મદન ઉપર રોષ કાઢ્યા વિના રહી શકતો નથી. 'તેં શત્રુ કીધો જમાત્ર' જેવું શ્લેષવાક્ય યોજી મદન અને અન્ય લોકો બીજું કારણ ઘટાવે છે

એવું નિરૂપણ કવિએ યુક્તિપૂર્વક કર્યું છે. પત્ર વાંચ્યા પછી એમાં પુત્રનો દોષ નથી એમ જાણી એ બીજા કારણને બહારથી તે સમર્થે છે, પણ મનમાંના નિશ્ચયને દૃઢ કરે છે.

ચંદ્રહાસ તે જ પેલો બાળક એ કદાચ ગાલવને ખબર નહીં હોય એમ ધારી તેનુ વચન મિથ્યા થયુ છે એવુ મ્હેણું પણ પ્રધાન મારી લે છે. ત્યારે ચંદ્રહાસ એ સાંભળી ક્ષોભ અનુભવવા છતાં નીચુ જોઇ ખામોશી રાખે છે. પરંતુ ગાલવ તે સહન કરી શકતો નથી અને બ્રાહ્મણનુ વચન કેવું અટલ હોય છે તે દાખલાઓ સાથે જણાવે છે. વાત ઉઘાડી પડી જશે એ ભયે છોભીલો પડેલો પ્રધાન વાત ટાળે છે. પણ મનમાં ડંખ રાખી જમાઈ પ્રત્યે બહારથી ઉમળકો બતાવી, કુળરિવાજનુ બહાનુ બતાવી મધરાને અંબિકાના મંદિરે પૂજા કરવા મોકલી તેની પાછળ તેને મારી નાખવા ચાંડાળોને યોજે છે.

બીજી તરફ કુંતલનરેશને દુઃસ્વપ્ન આવ્યુ અને છ માસમા તેનુ મરણ થશે એવુ તેનુ ફળ ગાલવે જણાવ્યુ. દશ વર્ષની પુત્રી માટે જમાઈ ન ખોળ્યો એ ચિંતાએ તે વ્યથિત હતો. સમકાલીન મનોદશાનુ પણ નિરૂપણ સાથે સાથે પ્રેમાનંદે કરી લીધુ. ચંપકમાલિનીને પણ વિષયા પરણી ગઈ અને પોતે રહી ગઈ તેનુ મનદુઃખ છે. ચંદ્રહાસને જ પરણવાનો (વિષયાએ તેને કહ્યું હતુ કે તે બન્નેનો પતિ સમાન છે) નિર્ધાર કરી તે મદનની સહાય માગે છે. રાજાએ પણ ચંપકમાલિનીને પરણાવવાનુ મદનને સોંપ્યુ હતુ તેથી મદન ગાલવને બોલાવી તાત્કાલિક લગ્ન ગોઠવી ચંદ્રહાસને તેડવા જાય છે. મધરાને ચંદ્રહાસને મંદિરે પૂજા કરવા જતો જોઇ તેને કપટની ગંધ આવે છે છતાં તે ચંદ્રહાસને રાજમહેલ ગોકલી પોતે મંદિર જાય છે અને પિતાના મોકલેલા ચાંડાળોના ખડ્ગનો ભોગ થઈ પડે છે.

રાજમહેલમા ચંપકમાલિની અને ચંદ્રહાસનાં લગ્ન સંપન્ન થતા ચંદ્રહાસ ધૃષ્ટબુદ્ધિને તેડાવી મંગાવે છે. 'આપણા રાજમાં શું ખાઇ ગયો છે, તે સર્વે લીજે ઝંઝેડી જી' એ ચંદ્રહાસનુ કથન ધૃષ્ટબુદ્ધિ

માટે ન હતું છતાં ગાલવ ધૃષ્ટબુદ્ધિને 'નામું લેખું ચોખું કરવા' તેડી લાવે છે અને ત્યાં પ્રેમાનંદ હાસ્યની લહેર ફરકાવી જાય છે. ચંદ્રહાસને રાજકન્યા અને રાજપાટ બન્ને મળ્યાં જોઈ પ્રધાનને નખશિખ આગ લાગે છે. તેને બદલે પુત્ર મંદિરે ગયો જાણી સત્વર તે ત્યાં દોડી જાય છે. પુત્રના દેહના કટકા જોઈ દુશ્મન પણ દ્રવી જાય તેવો વિલાપ પ્રેમાનંદે આ પ્રસંગે મૂક્યો છે. 'હાથના કર્યાં હૈયે વાગ્યાં' જેવી સ્થિતિ થવાથી તે મંદિરના થાંભલા સાથે માથું પછાડી આત્મઘાત કરે છે. ચંદ્રહાસને સમાચાર મળતાં તે પણ પોતાનુ બલિદાન આપવા તૈયાર થાય છે. વિષ્ણુ અને અંબિકા બન્ને ત્યાં પ્રકટ થાય છે. ભક્ત માટે બે દેવો વચ્ચે ખેંચતાણ કરાવી પ્રેમાનંદે તેમની વિડંબના કરી છે એમ ન કહી શકાય. અહીં તો તે ભક્તનો મહિમા વધારવા ઇચ્છે છે. એ માટે આ પ્રકારનુ નિરૂપણ તેને યોગ્ય લાગ્યું. નળાખ્યાનમા દેવોની વિડંબના લાગે છે કારણ ત્યા આવુ નિમિત્ત ન હતુ. હાસ્ય નિષ્પન્ન કરવાનો હેતુ ત્યાં અને અહીં પણ છે એ તો સ્વીકારવુ જોઈએ. દેવકૃપાએ ધૃષ્ટબુદ્ધિ અને મદન બન્ને પુનર્જીવન મેળવે છે.

આ પ્રમાણે ચંદ્રહાસનુ આખ્યાન કહી સમળાવી નારદ તેની ફલશ્રુતિ છેલ્લા કડવાની ૧૯ અને ૧૭મી કડીમાં કહે છે.

આ કથા નારદ પૂરી કરે છે ત્યાં ચંદ્રહાસ પોતે બન્ને પુત્રો સાથે અશ્વ લઇને આવે છે. હરિ જેની સાથે છે એવા અર્જુન સાથે યુદ્ધ કરવાની તેની ઈચ્છા નથી. અર્જુન પણ કૃષ્ણભકત સાથે યુદ્ધ કરવામા વિવેકબુદ્ધિની ખોડ સમજે છે. ચંદ્રહાસ અશ્વમેધના અશ્વના રક્ષણ અર્થે તેમની સાથે જાય છે. આમ પહેલા કડવા સાથે છેલ્લા કડવાનુ અનુસંધાન મેળવી અંતે પ્રેમાનંદ આખ્યાનની રચ્ના સંવત જણાવી પોતાનો સ્વલ્પ પરિચય આપી ઉપસંહાર કરે છે.

સમગ્ર દૃષ્ટિએ જોતાં પ્રેમાનંદના પ્રારંભકાળના આ આખ્યાનની વસ્તુસંકલતા સુશ્લિષ્ટ છે, એમાંની પ્રસંગનિયોજના સપ્રયોજન થઈ

છે, મૂળ કથામા કરેલા ફેરફારો સહેતુક અને રસપોષક છે પ્રારંભકાળની કેટલીક કચાશ છે, ક્ષતિઓ છે (જેની ચર્ચા આગળ કરી છે) તે એટલી નજીવી છે કે આ આખ્યાનથી કવિને મળેલા યશને ઝાંખપ લગાડતી નથી

## ૩ રસનિરૂપણ.

પ્રેમાનંદ રસનો સ્વામી છે રસની બાબતમા કોઈ પણ ગુજરાતી કવિ એના પેગડામા પગ ઘાલે એવો નથી એવુ નવલરામનુ વિધાન તથ્યવિહોણુ નથી રસનો અસ્ખલિત પ્રવાહ, રસનુ વૈવિધ્ય બીજા આખ્યાનકારોની તુલનામા આ કવિમા વિશિષ્ટ છે એના બધા આખ્યાનોનો સમગ્રપણે અભ્યાસ કરીએ તો રસસમાધિમા લીન થઇ જઇએ પ્રેમાનંદ સંસ્કૃત કાવ્ય સાહિત્યનો તો કંઈક અભ્યાસી હતો પરંતુ કાવ્યશાસ્ત્ર–રસમીમાસાનો અભ્યાસી હશે કે કેમ તે પ્રશ્ન છે રસ વિશે ભરતની વ્યાખ્યા કે અભિનવ ગુપ્તાદિની ચર્ચાનુ પરિશીલન તેણે કદાચ કર્યું નહિ હોય આ પ્રકારનુ રસનિરૂપણ રસમીમાસાના શાસ્ત્રીય જ્ઞાન વિના થઈ જ ન શકે એમ ન કહી શકાય સંસ્કૃત સાહિત્યનો સામાન્ય પરિચય ઉપરાત પુરોગામી કવિઓએ કરેલા બાછા રસનિરૂપણનુ અવલોકન અને વિચક્ષણ પ્રતિભાનો સમન્વય પ્રેમાનંદમા થયો ભાસે છે ભરતે નવ રસ ગણાવ્યા પછી ભક્તિ અને વાત્સલ્યને પણ રસ તરીકે ભરતના કેટલાક અનુગામી મીમાસકો ઉલ્લેખનીય ગણે છે પ્રેમાનંદે જાગ્રતપણે રસનુ નિરૂપણ કર્યું છે એ તો નિશંક છે એક કરતા વધુ રસને બહેલાવી ભાવકોને રસમા તે પરિપ્લાવિત કરી દે છે 'નળાખ્યાન'મા પ્રધાન શૃંગાર અને કરુણ સાથે હાસ્ય, અદ્ભુત જેવા ઉપકારક રસ છે 'રણયજ્ઞ'મા પ્રધાન વીર અને કરુણ, અદ્ભુત, બીભત્સ જેવા પૂરક રસ છે 'કુવરબાઈનુ મામેરુ'મા પ્રધાન ભક્તિ, અને હાસ્ય, કરુણ અદ્ભુત જેવા સહાયક રસ છે 'અભિમન્યુ આખ્યાન'મા વીર રસ પ્રધાન અને શૃંગાર, કરુણ

જેવા પૂરક રસ એને વધારે સ્વાદુ બનાવે છે. 'ઓખાહરણ'માં શૃંગાર પ્રધાન અને વીર જેવા ગૌણ રસ આખ્યાનને રોચક બનાવે છે. 'સુદામા ચરિત'માં ભક્તિ, હાસ્ય, કરુણ, શાંત અને અદ્‌ભુતનો લીલાવિસ્તાર છે. 'દશમસ્કંધ'માં શૃંગાર, કરુણ, ભક્તિ, વાત્સલ્ય, હાસ્ય વગેરે રસની છોળ ઊડે છે. એકે રસ એવો નથી જે પ્રેમાનંદના આલેખનમાંથી છટકી શકયો હોય! એનાં ભકત ચરિત્રોમાં સ્વભાવિક રીતે ભક્તિનું નિરૂપણ–તેનું મહિમાગાન પ્રધાન રહે છે. 'ચન્દ્રહાસ આખ્યાન' તેનું સરસ ઉદાહરણ છે. ભરતના નવ રસના ચોકઠામાં બંધાઈ ન રહીએ અને અનુગામી મીમાંસકોના મતે ભક્તિ અને વાત્સલ્યને પણ રસ તરીકે સ્વીકારીએ તો આ આખ્યાનનો પ્રધાન રસ ભક્તિ ગણાય. અહીં આરંભથી અંત સુધી ભક્તિનુ અસ્ખલિત રસનિરૂપણ છે જ.

બીજી દૃષ્ટિએ જોઈએ તો ભક્તિ એ પ્રધાન નિરૂપણ વિષય છે. અને કરુણ રસ પણ આરંભથી અંત સુધી પ્રધાનતા ભોગવે છે.

આરંભમાં જ બાળકની નિરાધારતા, દાસીનુ મૃત્યુ કરુણ નિષ્પન્ન કરે છે. ત્રીજા કડવામાં પાડોશીઓ આવી બાળકની આસનાવાસના કરે છે, ત્યારે 'એ આવી જનેતા તારી, ગઇ છે પાણી ભરવા' જેવાં વાકયો કરુણની માત્રા વધારે છે. ચાંડાળો બાળકની હત્યા કરવા તેને વનમાં લઈ જાય છે ત્યારે તેની પ્રાર્થનામાં પણ કરુણ છેઃ

> શું શયન કીધું હો શ્યામજી, પ્રભુ ગરૂડારૂઢ;
> જાગીને વેગે આવજો, દુઃખ પડ્યું છે પ્રૌઢ.
>
> × ×
>
> ચતુર્ભુજ તમો ચિત્તમાં ચિંતવીને દુઃખ જોય;
> તમ વિના ત્રૈલોકયમાં, નથી મારે કોય,
>
> × ×
>
> મૃત્યુ પાન મહારા હાથમાં, ચાંડાળ હાથે ચઢિયો.

જેવી પંક્તિઓમાં કરુણ ઉત્કટ થતો જાય છે અને,

> હું મર્ણ પામ્યો હો માહાવજી, 'મારો' કોણ કહેશે ?
> મોટું દુઃખ મારા મન વિખે, મારો સખો લહેશે.

એ પંક્તિઓમાં ભક્ત હૃદયના કરુણની પરાકાષ્ઠા સધાય છે. પોતાના જીવની હાનિ નહિ પણ પછી 'આ મારો ભક્ત છે' એવું પ્રભુ કોને માટે કહી શકશે એનું મોટું દુઃખ ભક્તહૃદયને છે.

ચંદ્રહાસને પત્ર લઈ મદનની પાસે મોકલ્યો અને ધૃષ્ટબુદ્ધિએ કુલિંદ તથા મેધાવિનીને કેદ કર્યાં ત્યારે કરુણ નિષ્પન્ન થાય છે:

> રાજા રાણી બાંધિયાને, હવો તે હાહાકાર રે;
> યમકિંકર સરખા સેવક પાપી, કરતા પાટુના પ્રહાર રે.
> મસ્તક તે મુગટ વહોણું કાઢ્યું, વિખેર્યા તેના વાળ રે;
> કાંટા તે વાગે પાગ વિખે, ભુમિ પડે ભૂપાળ રે.
> સોટા વાગે, ધૂળ દાઝે, જેની ચંપકવર્ણી પાની રે;
> રોળાઈ ધોળાઈ તે ચતુરા, જે મહારાજાની માની રે.

અથવા

> તીવ્ર તાપ તે તેને લાગે, તેણે અકળાયો પ્રાણી રે;
> વાટે ચાલતાં અંઘ્રી થાકે, પણ સેવક હાંડે તાણી રે.
>
> × ×
>
> કાંટા તે પડે કંઠ વિખે, પ્રેમદા માગે પાણી રે."

અહીં કરુણ તો છે જ. પણ તેની ઉત્કટતા અહીં સધાય છે:

> મોટું દુઃખ એ મન વિખે, પુત્ર પરણી ઘેર ન આવ્યો રે,
> દીપક સરખી દીપતી વહેલે, વહુવર ન લાવ્યો રે.
> પુત્ર સાથે કુળવધુ ને, લાડકોડે ચરે દર્શીયાં રે,
> આદર કરીને અન્ન પીરસું, દેખી ઠરે મારાં હૈયાં રે.
> હાક મારતાં 'જી જી' કહીને, ઉત્તર આપે વહુ રે;
> તે સુખ તો મેં કાંઇયે ન દીઠું, કેઇ પેરે રોતી રહું રે.

પોતાના દુઃખ કરતા પુત્રવધૂનું સુખ મેળવવાની એક માતાની અભિલાષાની નિષ્ફળતાની દારુણ વ્યથાને નિરૂપી કવિ કરુણને વધુ ઘેરો બનાવે છે. કુલિંદ કર્મફળની વાત કરી રાણીના મનનુ સમાધાન કરવા પ્રયાસ કરે છે, પરંતુ તેથી કરુણ હળવો થતો નથી. આખા કડવામા અને વિશેષે કરી,

> કાક ઉછેરે કોકિલા ખાળને અહો કામિની !
> વય પામ્યે ઊડી જાય ! ભોળી ભામિની !
> તેમ કુવર કોકિલનુ બચુ, અહો કામિની !
> કાક આપણ માતપિતા ય, ભોળી ભામિની !

અથવા—

> આપણ સૂકા લાકડા, કહુ કામિની !
> હવે ઘટે હુતાશન, ભોળી ભામિની !

જેવી પંક્તિઓમા 'અહો કામિની, અહો ભામિની' શબ્દોની પુનરુક્તિ કરુણને વધુને વધુ ઘેરો બનાવે છે.

તે જ પ્રમાણે પોતાની જ કપટયુક્તિનો ભોગ મદન બને છે અને ચાડાળોને હાથે કપાઇ મરે છે, તે સમયનો ધૃષ્ટબુદ્ધિનો વિલાપ આ આખ્યાનમા કરુણના જે ત્રણેક પ્રસંગો છે તેમા સૌથી વધુ ઉત્કટ અને ઘેરો કરુણ નિષ્પન્ન કરે છે. આટઆટલી કપટયુક્તિ છતા ધૃષ્ટબુદ્ધિ નિષ્ફળ ગયો અને ચંદ્રહાસ એક વિષયા જ નહિ પણ રાજપુત્રી અને ગજપાટ સુદ્ધા પામ્યો એથી દુષ્ટ પ્રધાન હાસીપાત્ર બન્યો હતો,છતા તેનુ આ રુદન તેને હસતા ભાવકોને વિદ્રાવે એવુ છે.

પુત્રના શબના કટકા ખોળામા મૂકી તે વિલપે છે :

> બોલો દિકરા હો, મદન ગુણવંતાજી,
> મને અતિશે હો, થઈ છે ચિંતાજી,
> સેજ્યાએ સરખા હો હસતા રોમજી,
> વાકી વનમી હો ખુચશે ભોમજી.

ઉપરાંત,

> તમો મુઆ તે રે હો, મારી કમાઈજી,
> મેં મારવા માર્યો હો સાવુ જમાઈજી,
> ત્રણવરા મેં ખપને કીધો જી,
> દીનાનાથે હો, ઉગારી લીધો જી.
> કીવી કરણી રે હો, કેઇ પેરે મૂકે જી ?
> દેવ ને ડાહ્યા રે હો, કંઇ એ નવ ચૂકે જી.

એ પંક્તિઓમા રહેલો ગુનાનો એકરાર અને પશ્ચાત્તાપ ગમે તેવા દુશ્મને પણ પિગળાવવા સમર્થ છે. પ્રેમાનંદના આખ્યાનોમાના કરુણ રસના ઉદાહરણોમા આ વિલાપ નોધપાત્ર ગણાશે.

પ્રેમાનંદના રસગંજનમા હાસ્યને ઘણું મહત્ત્વ છે. આખ્યાનમા હાસ્યને સૌથી સમર્થ રીતે નિષ્પન્ન કરનાર મધ્યકાલીન કવિ એક પ્રેમાનંદ. 'મામેરુ' જેવી કૃતિઓમા હાસ્ય અને કરુણ બે પરસ્પર વિરોધી રસને પડખોપડખ નિરૂપી તેણે પોતાની રસસિદ્ધિનો પરિચય આપ્યો છે. એ જ ઉદીયમાન પ્રેમાનંદનુ આછેરું દર્શન આ આખ્યાનમા પણ થાય છે.

અહી હાસ્યનુ આલંબન ધૃષ્ટબુદ્ધિ છે. ખલ અને ધૃષ્ટપાત્રની નિષ્ફળતા, તેને પરિણામે ચીડ ભરેલું વર્તન સમાજમા તેને હાંસીપાત્ર બનાવે છે. જો આવુ પાત્ર સફળ થાય તો સામાજિકોના ગુસ્સાનો ભોગ બને, નિષ્ફળ જાય તો હાસ્યાસ્પદ બને. ધૃષ્ટબુદ્ધિનુ પણ તેવુ જ થયુ છે. તેમા ય ગાલવ જેવા 'નાગદવેડા' કરનાર બ્રાહ્મણને મૂકી પ્રેમાનંદે ધૃષ્ટ પ્રધાન અત્યેના હાસ્યને વધુ સ્ફુટ બનાવ્યું છે.

કડવુ ૩મા જ્યારે પ્રધાન બાળકને ટાળી મૂકે છે, ત્યારે ગાલવ કહે છે:

"કા મહારાજ એને ટાળી મૂકયો, હેતે પૂજવા જેવુ છે પાત્ર'.

એમાં 'કાં' અને 'હેતે પૂજવા જેવું છે પાત્ર' એ શબ્દોમાંના વેધક કટાક્ષથી તેમજ,

'વિષયા પુત્રીને પરણશે, એ થાશે તારો જમાઇ'. એવા ભવિષ્ય વચનથી છેડાઇ પ્રધાન પૂજાનો થાળ પછાડી 'મુનિ માત્રને હાંકી' કાઢે છે તે નિરૂપણમાં સ્મિતરેખાથી વધુ પ્રકટ હાસ્ય નિષ્પન્ન થાય છે.

એ જ રીતે ૨૧ મા કડવામાં કુલિંદ અને મેધાવિનીને કેદ કરી દુષ્ટ પ્રધાન પોતાની કપટયુકિતમાં રાચતો કુંતલપુર તરફ આવતો હોય છે, ત્યાં બંદીજનો સામા મળી વધાઇ આપે છે :

ધન્ય તમારી કમાઈ રે,
જે આવો મોકલ્યો જમાઇ રે.

આ શબ્દો સાંભળીને ધૃષ્ટબુદ્ધિ બેભાન થઇ જાય છે. કોઇ ભાવકને તેના પ્રત્યે સમભાવ ઉત્પન્ન થતો જ નથી. બંદીજનોને પૂર્વકથાની માહિતી નથી. પરંતુ બંદીજનોની વાતથી દુઃખી થયેલા પ્રધાનને જ્યારે બધી વાતનો જાણકાર ગાલવ આવીને લગ્નનું વર્ણન કહી સંભળાવે અને ઉમેરે :

'ઋષિ ગાલવ થયા આચાર્ય રે'

અને ત્યારે ધૃષ્ટબુદ્ધિના અંગેઅંગમાં આગ લાગે, ચીડભર્યો 'પાદમુષ્ટિનાં દાન' આપે, ગાંધર્વોનાં મૃદંગ ફોડે, ભેરી નફેરી ભાંગે, તાલકાંસી વેરી નાંખે, બ્રાહ્મણો પાસે ભિક્ષા મગાવે, એમની પોથી અને તરભાણી તેમજ ઝોળિયા તાણી લે, વેદજ્ઞ બ્રાહ્મણોના માથામાં સોટા મારે એ બધું તેના જુલમનું નિરૂપણ હાસ્ય નિષ્પન્ન કરે છે, જેની ઉત્કટતા,

........દુષ્ટ થયો તુષ્ટ માન રે,
વધામણીમાં બુધાનાં દાન રે.

એવી ગાલવની કંડી મશ્કરીમાં સધાય છે. હાસ્ય નિષ્પન્ન કરવાના હેતુથી કવિએ એક ઋષિને કજિયાકલ્લાલની કક્ષાએ નીચો

ઉતાર્યો છે. ૨૨મા કડવામાં પણ ધૃષ્ટબુદ્ધિ નગરમાં આવતાં મદન તેને સામો લેવા આવે છે, ત્યારે ગાલવ કહે છે :

પિતાપુત્ર વઢીને મરશે અહીં રહ્યાનું નહીં કાજ.

આ વચનમાં સામાન્ય શ્રોતાજન રાચે એવી કંઈ મજાક છે.

એક બીજો પ્રસંગ જોઈએ. ૨૯મા કડવામાં ચંપકમાલિની સાથે લગ્ન કર્યાં પછી, રાજ્યાસન પર બેસી, ચંદ્રહાસ કહે છે:

અરે ગુરુજી કોણ એવો છે, સસરાને લાવે તેડી જી,
આપણા રાજમાં શું ખાઈ ગયો છે, તે સર્વે લીજે ઝંઝેડી જી.

આ પંક્તિઓનો અર્થ ચંદ્રહાસના મનમા એટલોજ છે કે પ્રધાન સર્વ વાતના જાણકાર છે અને રાજ્યમા કોઈ કશું ખાઈ ગયું હોય તો તે પાછુ મેળવવા તે જ યોગ્ય છે. એ કાર્ય તે ધૃષ્ટબુદ્ધિને સોંપવા માગે છે.

પરંતુ ગાલવ તેનો જુદો અર્થ કરે છે. ધૃષ્ટબુદ્ધિને ચીડવવાની એક પણ તક તે જવા દે એવો નથી. 'એ કાર્ય મારૂં' કહી રોયામાંથી ઊઠતા જ પ્રધાનને ઝાલી કહે છેઃ

'નામુ લેખુ ચોખુ કરવા, તેડે ચંદ્રહાસ રાજનજી':

આમ પ્રેમાનંદે શ્લેષવાક્ય યોજી હાસ્ય સાધ્યું છે.

છેલ્લા કડવામા ભક્ત માટે તુંસાતુસી કરતા અંબિકા અને વિષ્ણુને જોઈ શ્રોતાઓને હસવાનુ કારણ મળતુ હશે.

કરુણ અને હાસ્યની સાથે કવિએ શૃંગાર, ભયાનક, અદ્‌ભુત અને વાત્સલ્યનુ પણ નિરૂપણ કર્યું છે.

૧૫મા કડવામાનુ નિરૂપણ શૃંગારનુ ઉદાહરણ છે. મૂકી વાડીને નવપલ્લવિત થયેલી જોઈ વિષયાને દુર્વાસાનો શાપ અને પરિહારની વાત સાભરે છે. પોતાનો ભાવિ સ્વામી આવ્યો જ હશે એવો નિશ્ચય મનમા થતાં, તે સખીઓની નજર ચુકાવી શોધ આદરે છે. નિદ્રાવસ્થ

ચંદ્રહાસને જોતાં જ તે મુગ્ધ બને છે. ચોર પગલે તેની સમીપ જાય છે. માન મૂકી અશ્વને પણ અવાજ ન કરવા ખુશામતભર્યાં વચનો કરે છે, શ્વાસના સ્પર્શથી રખેને ચંદ્રહાસ જાગી જાય તેથી ઊંચે શ્વાસે સમીપ બેસી, સંભ્રમપૂર્વક પિછોડી દૂર કરી પ્રિયના મુખનું દર્શન કરી, તેણે કાંઈ પુણ્ય કર્યું નથી, તો આવો સ્વામી તેને કયાંથી મળે તેવો વિષાદ અનુભવે છે. અંગરખાના કસ સાથે બાંધેલા પત્ર પર પિતાના અક્ષર જોઈ સ્ત્રીસહજ કુતૂહલને વશ થઇ તે ફોડે છે, તેમાં પણ પિતાએ તેને મોકલ્યો હશે, તેવી ઇષ્ટ સંભાવનાથી જ તે પ્રેરાઈ છે. આવો સુંદર યુવાન વિષને યોગ્ય નથી, એવા પક્ષપાતભર્યા વિચારે, પિતાની ભૂલ નાજુક ઉપચારે સુધારે છે.

આ નિરૂપણમાં શૃંગાર છે. પણ તે નથી વિપ્રલંભની કોટિનો કે નથી સંયોગની કોટિનો. પ્રિય તેની સન્મુખ છે, છતાં પ્રિય-મિલનનો આનંદ નથી. પ્રિયતમ નિદ્રાવસ્થ છે, 'મેં પાપણીએ પૂન્ય ન કીધું તો કયાંથી આવો સ્વામી !' એવો વિષાદ છે, નિરાશા છે. તો બીજી તરફ આ જ તેનો સ્વામી થશે એવી ભવિષ્યવાણી છે. અહીં પ્રેમાનંદે કરેલું ઋજુ, કુમાશભર્યું, ચિત્રાત્મક નિરૂપણ ચતુર છતાં પ્રિયના પ્રથમ ચૌર્યદર્શને ક્ષોભ અનુભવતી અભિસારિકાની પ્રિયપ્રાપ્તિની ઉત્કંઠાથી આગળ વધ્યું નથી. આનંદવર્ધનની પરિભાષામાં આ નિરૂપણ રસધ્વનિના પ્રકારનું કહી શકાય.

ચોથા કડવામાં કડી ૪થી ૮ સુધીનું વનનું વર્ણન આછો ભયાનક રસ નિષ્પન્ન કરે છે.

દુર્વાસાનો શાપ અને સૂકી વાડીનું નવપલ્લવિત થવું તેમજ આખ્યાનના અંત ભાગમાં ચંદ્રહાસ પર પ્રસન્ન થઈ અંબિકા અને વિષ્ણુનું પ્રકટ થવું એ બન્ને અદ્દભુત રસના ચમકારા છે. દાસી અને તેના મૃત્યુ પછી પાડોશીઓએ બાળકની લીધેલી સંભાળમાં વાત્સલ્યનો સસ્પર્શ છે. મેધાવિનીના વિલાપથી નિષ્પન્ન થતો કરુણ પણ વાત્સલ્યથી અનુપ્રાણિત છે.

એક રસમાંથી બીજા રસમાં, રસભંગ કડવામાં વિષયાના કરવાની પ્રેમાનંદની શક્તિ વિશિષ્ટ ગણાય છે. ઔયિકાની ઉત્કંઠાની પછી બીજા રસના પ્રસંગનુ નિરૂપણ કરવુ તો પછીના કડવામાં ભાવકવર્ગને રસના પલટાની ખબર ન પડે છતા આગળના શૃંગાર તે માણી શકે એ પ્રકારનું નિરૂપણ તેની લીધા છે. ગણાવવામાં આવે છે. રસસક્રાન્તિ થાય ત્યારે પી ઉત્કંઠા અનુભવમાંથી બીજા રસના અનુભવમાં ભાવકનુ સક્રમણ હિ પણ સાચુ. પરતુ નવો રસ પૂરેપૂરો વર્ણવાઈ જાય પછી તેને ખ છે. નો કે આ તો એક રસ પછી બીજો રસ પણ વર્ણવાઈ ગયો, એ આવી, પણ ખબરે ય ન પડી, એમાં પ્રેમાનદની રસસક્રાન્તિની કોધાય સિદ્ધિ છે એમ માનવુ સર્વાંશે યોગ્ય નથી. કવિ એક રસમાંગ બીજા રસમા ભાવકને સક્રમણ કરાવી જાય અને તેને તેની ખબરે ય ન પડે તો તેણે તે રસ માણ્યો એમ કેમ માની શકાય ? એમાં તેની કલાની સિદ્ધિ કે અસિદ્ધિ ? પ્રેમાનદની રસસક્રાન્તિની સિદ્ધિ તો એ છે કે એક રસ પછી બીજા રસની નિષ્પત્તિ માટે વિભાવાદિ નિરૂપવા તેને પ્રયત્ન કરવો પડતો નથી. એક રસના પ્રસગમાં જ બીજા પ્રસંગના રસ માટેની સામગ્રી તૈયાર હોય છે. તેનુ સંક્રમણ સહજ, સરળ અને આયાસ વિનાનુ હોય છે. એનું એક ઉદાહરણ 'નળાખ્યાન'માંથી જોઈએ.

નારદ દમયતીના રૂપના વખાણુ કરે છે. નળમા ગતિભાવ જાગે છે. વિપ્રલંભ નિષ્પન્ન થાય છે. અનગ શમાવવા તે વનમા જાય છે, ત્યાં તે તો વધુ ઉદ્દીપિત થાય છે.

રંભન ચૂંબન કરે કેળને.........

અને સરોવરમા સુવર્ણ કમલિની જોઈ દમયંતી સાભરે એ વિપ્રલંભની ઉત્કટ દશાનું નિરૂપણ છે. ત્યા કવિ હંસને લાવે છે. અહીં વિપ્રલંભ શૃંગાર વિસારે પડતો જ નથી. આ કનકહંસને પકડી, રાજા દુઃખનર હહાર કાઢવાનો તેનો ઈરાદો છે. અને તેથી તે

આખ્યાનનો પ્રધાન રસ આગળ જોયું તે પ્રમાણે કરુણ અથવા ભક્તિ છે. બાળકની નિરાધારતાના નિરૂપણમાંથી કરુણ નિષ્પન્ન થાય છે, નિરાધારતાને કારણે જ તે પ્રધાનને ત્યાં ગાલવ સાથે જાય છે, ધૃષ્ટબુદ્ધિ તેને મારી નાખવાનુ કામ ચાંડાળોને સોંપે છે. ચાંડાળો બાળકને અરણ્યમાં મારવા લઇ જાય છે. અને ભયાનક રસ નિરૂપવાનું નિમિત્ત કવિને મળી જાય છે. એ ભયાનકની ભૂમિકામાં પ્રભુને વહારે ધાવાની બાળકની પ્રાર્થનાનો કરુણ વધુ ઘેરો બને છે.

કથા–પ્રવાહ આગળ વધે છે. પેલો બાળક કુલિંદને ત્યાં મોટો થયો છે, પરાક્રમી નીવડ્યો છે તેના સમાચાર મળતાં ધૃષ્ટબુદ્ધિ ત્યાં આવી કપટયુક્તિ અજમાવે છે અને ગુપ્ત પત્ર લઈ ચંદ્રહાસને કુંતલપુર મોકલે છે. કુંતલપુરની બહારની સુકીં વાટિકામાં તેણે વિશ્રામ કરતાં તે નવપલ્લવિત થઈ. આ અદ્ભુત રસના નિરૂપણમાં જ કવિએ ૧૫ મા કડવામાંના શૃંગારની ભૂમિકા તૈયાર કરી દીધી. આ અદ્ભુતના

નિરૂપણ વિના ને શૃંગાર નિર્મૂળ લાગત. ૧૫મા કડવામાં વિષયાના અભિસારરૂપ શૃંગાર-રસધ્વનિના નિરૂપણ પછી નાયિકાની ઉત્કંઠાની પરિપૂર્તિ રૂપ લગ્નનું નિરૂપણ કરી તરત જ પછીના કડવામાં મેધાવિનીના વિલાપના કરુણમાં સંક્રમણ કરી જાય છે. આગળના શૃંગાર અને આ કરુણને આખ્યાનકારે સૂક્ષ્મ પ્રવાહે જોડી લીધા છે.

પુત્ર વિદાય થયો ત્યારે તે કન્યા વરીને આવે એવી ઉત્કંઠા મેધાવિનીએ સેવી હતી. એની ઉત્કંઠાના ફલસ્વરૂપે નહિ પણ વિષયાની ઉત્કંઠાના ફલસ્વરૂપે ચંદ્રહાસનું લગ્ન થાય છે. તો બીજી તરફ કરુણની ઉત્કટતા પણ પુત્રવધૂ ઘરમા ન આવી, મનમા અરમાનો પૂરાં ન થયા એ અભિલાષાના વૈફલ્યમાંથી સધાય છે. ૨૦મા કડવામા પણ કરુણનુ સાતત્ય રહે છે. અને બંદીજનો માર્ગમા સામા મળતા કવિ કરુણમાથી ધૃષ્ટબુદ્ધિની ડેકડી, નિષ્ફળતાની ચીડ અને તેના પરિણામરૂપ હાસ્યાસ્પદ વર્તનથી કવિ ભાવકને હાસ્યમાં લઇ જાય છે. ૨૨મા કડવામા પ્રધાનનો પુત્ર પ્રત્યેનો વ્યવહાર, ૨૩મા કડવામા વરવધૂના વેશમા તેને મળવા ચંદ્રહાસ અને વિષયાનુ આગમન હાસ્યનો પ્રકટ નહિ તો ય આતર સ્રોત જાળવી રાખે છે. ૨૪મા કડવામા ગાલવના વચનોથી ધૃષ્ટબુદ્ધિ છોભીલો પડી જાય છે, ત્યારે પણ તે હાસ્યાસ્પદ જ બને છે. એમાથી પુત્રીને વિધવા બનાવીને પણ જમાઇનુ કાસળ કાઢવાનો તેનો નિશ્ચય વધુ દૃઢ થાય છે. અને તે મધ્યરાત્રિએ કુળદેવીની પૂજા કરવા જવા જમાઇને કહે છે, જે મદનની હત્યાના કરુણમા પરિણમે છે. આમ પ્રારંભ કાળના આ આખ્યાનમા પણ રસનિષ્પત્તિ અને સંક્રમણ સ્વાભાવિક, સાહજિક અને વિશિષ્ટ આયાસ વિનાના છે.

### ૪. પાત્રાલેખન—માનવસ્વભાવદર્શન

પ્રેમાનંદની આખ્યાન કલાની સિદ્ધિ જેમ તેની રસનિરૂપણની આગવી શક્તિમાં છે તેમ તેનો વિશેષ માનવસ્વભાવના નિરૂપણમા છે. પ્રેમાનંદ માનવહૃદયનો અભ્યાસી છે. માનવસ્વભાવની

આસિયતોનો તે જાણકાર છે. મૂળ પાત્રોને તે યથાવત નિરૂપતો નથી. પુરાણનાં પાત્રો તેની પ્રતિમાએ પુનર્જીવન પામતાં હોય તેમ લાગે છે. અલબત્ત એનાં બધાં આખ્યાનોનો સમગ્રપણે વિચાર કરીએ તો એની પાત્રસૃષ્ટિમાં વૈવિધ્ય ન લાગે, કોઈ પાત્ર વિશિષ્ટ વ્યક્તિપ્રતિભાવાળું ન જણાય. છતાં તેની સર્જકતાની કસોટી તેના પાત્રની ઉદાત્તતામાં કે હલકાપણામાં નથી, પરંતુ તે પાત્રના માનવભાવયુક્ત ચિત્રણમાં, માનવસ્વભાવની ઋજુ અથવા રુક્ષ બાજુઓના નિદર્શનમાં રહી છે. કયારેક તે પોતાના ઉદાત્ત પાત્રોને ગ્રામ્ય કક્ષાએ પણ ઉતારતો હોય છે, તેની પાછળ લોકરંજનનો પ્રધાન હેતુ હોય છે. પાત્રોનાં વર્ણનમાં એકવિધતા છે. કયારેક સ્ત્રીપુરુષનાં વર્ણનો પણ સામ્ય ધરાવતાં લાગે છે, તેનું કારણ, પરંપરાગત નિરૂપણ રીતિથી તે મુક્ત થઈ શકયો નથી તે છે. સૂક્ષ્મ હૃદયભાવ આલેખવામાં, હૃદયના સંઘર્ષો નિરૂપવામાં તે વિશેષ પ્રયત્નશીલ નથી, કારણ હરપળે પોતાની સમક્ષના શ્રોતાઓની કક્ષાનો પણ તેને ખ્યાલ રાખવો પડતો હશે.

આમ છતાં માનવસ્વભાવના ચિત્રણમાં તે સફળ થયો છે. ચંદ્રહાસ, સુધન્વા, પ્રહ્‌લાદ કે નરસિંહ જેવો અનન્ય ભકત; ઓખા, વિષયા કે ઉત્તરા જેવી મુગ્ધા; દેવકી કે યશોદા જેવી માતા; રુકિમણી કે દમયંતી જેવી પતિપરાયણા; કુંવરબાઈ જેવી નમાઈ દીકરી; જમાના ખાધેલ સાસું, વડસાસુ, ને વચકાળી નણંદ; યુદ્ધોત્સાહવાળો અનિરુદ્ધ તેમ અભિમન્યુ; રામાયણ કરતાં અલૌકિક રાવણ તેમ લક્ષ્મણના મૃત્યુ પ્રસંગે રામાયણ કરતાં વધુ માનવીય લાગતા રામ; ધીરોદાત્ત, તપ, સત્ય અને ત્યાગની મૂર્તિ શો નળ; કૌભાંડ કે ધૃષ્ટબુદ્ધિ જેવા ખટપટી કારભારી તેમ સરલ હૃદયનો સુદામા એ સર્વ પાત્રોનુ બાહ્ય વર્ણન નહિ પણ તેમનું વર્તન, તેમની કૃતિ તેની પાત્રસૃષ્ટિમાં રહેલ આંતરિક વૈવિધ્યને પ્રકટ કરશે, તેમ તેની માનવસ્વભાવની પરીક્ષણ શકિતનો પણ ઠીક ઠીક પરિચય આપશે.

આ આખ્યાનમાં પણ પ્રેમાનંદે અનન્ય નિષ્ઠાવાન ભક્ત ચંદ્રહાસ, કુટિલ અને ઘમંડી કારભારી ધૃષ્ટબુદ્ધિ, પ્રણયાભિલાષી મુગ્ધા વિષયા, બ્રાહ્મણત્વના ગૌરવના ભાનવાળો છતાં કજિયામાં રાજી નારદસ્વભાવનો ગાલવ, કર્મફળમાં શ્રદ્ધાશીલ કુલિંદ, સાસુપદની અભિલાષી વત્સલ માતા મેધાવિની, કુલીન અને નિષ્કપટ મદન એમ અનેક ગુણવગુણ ધરાવતાં પાત્રો ખડાં કર્યાં છે.

ચંદ્રહાસ અનન્ય ભક્ત છે. મૂળ અશ્વમેધમાં નિરૂપાયેલ ચંદ્રહાસ કરતાં પ્રેમાનંદનો ચંદ્રહાસ રોમેરોમ વધુ નિષ્ઠાવાન ભક્ત છે. પ્રભુ જેને પોતાનો કરવા માગે છે તેની આકરી કસોટી કરતો હોય છે, એવી ભક્તશ્રદ્ધા છે. અને આ ભક્ત પણ એવી કસોટીમાંથી પાર ઊતર્યો છે. બાળપણથી જ તે શાલિગ્રામનો ભક્ત છે, સખા છે. અને પ્રત્યેક સંકટમાંથી પ્રભુ તેને ઉગારે છે. તેનાં સામુદ્રિક લક્ષણો ઉપરથી ગાલવે ભાખ્યું કે તે ધૃષ્ટબુદ્ધિનો જમાઈ થશે. આવો નિષ્કિંચન બાળક પોતાના જેવા, એક રાજા કરતાં પણ વધુ સત્તા ભોગવતા પ્રધાનનો જમાઈ થાય તે વિચાર જ તે સહન કરી શક્યો નથી. અને એમાંથી આ ભક્તની અવદશા શરૂ થાય છે. તેણે યોજેલા ચાંડાળો બાળકને વનમાં લઈ જાય છે, ત્યાં પોતાનું મૃત્યુ હાથવેંત જોઈ તે પ્રભુને વહારે ધાવા પ્રાર્થે છે. પ્રાર્થનામાં તે પ્રભુને ઠપકો પણ આપે છે, જો પ્રભુ વહારે ન આવશે તો 'ભક્ત વત્સલ' એવું તેનું બિરુદ જશે એવો ભય પણ દર્શાવે છે, અને 'તમ વિના ત્રૈલોક્યમાં, નથી મારે કોય' એ પ્રકારની પ્રભુનિર્ભરતા પણ દર્શાવે છે. તેને પોતાના જીવનની હાનિનુ દુઃખ નથી. એના મૃત્યુ પછી પ્રભુ 'આ મારો ભક્ત છે' એવું કોને માટે કહી શકશે તેનુ ભારે દુઃખ અનુભવે છે. આમ અનન્ય ભક્તનાં લક્ષણો બાલ્યાવસ્થાથી જ કવિએ તેનામાં આરોપ્યાં છે.

ચાંડાળોના હૃદયમાં હરિ વસતા અનિષ્ટકારક એવી તેની છઠ્ઠી આંગળી કાપી તેને છોડી મૂકે છે અને મૃગયાએ આવેલો કુલિંદ તેને

લઈ જઈ ફિછેરે છે. પ્રેમાનંદનો ચંદ્રહાસ ગીતાનો નિષ્કામ કર્મ યોગ આચરતો લાગે છે. 'ખોટી સંસારની રીત છે, પ્રીત પરબ્રહ્મ શું સાચી' એ પ્રમાણે જ્ઞાનકક્ષામાં ઉપદેશનો ચંદ્રહાસ પાટી પાટલા પછાડવા છતાં રાજરીત પણ શીખે છે, દિગ્વિજય પણ કરે છે, ગયેલી પૃથ્વી પાછી વાળે છે અને યજ્ઞો કરી ભિક્ષુકોને દાન પણ આપે છે. આમ સંસારના આચારને મિથ્યા માયાસ્વરૂપ જાણવાં છતાં ય, તે માયા સ્વરૂપ પરબ્રહ્મનું જ છે, એ અનુસાર જે કર્મો કરવાને પ્રાપ્ત થતાં હોય તે ફલની અપેક્ષા વિના, નિરપેક્ષભાવે કરવામાં, પ્રભુની ઉપાસના છે એમ તે માને છે.

ધૃષ્ટબુદ્ધિ તેને પત્ર લઈ કુંતલપુર જવા કહે છે ત્યારે તેને તેના હેતુ માટે શંકા છે છતાં, 'તાત તમારું કહ્યું કરવું મારે, જો નાખો અંધારે કૂપ' એવી ભાવનાથી પિતાની આજ્ઞા શિરોમાન્ય કરી મદનને ગુપ્ત પત્ર પહોંચાડવા જવા પ્રવૃત્ત થાય છે. અહીં આજ્ઞાંકિત પુત્રનું દર્શન થાય છે.

ચંદ્રહાસ નિષ્કપટ છે, સમાધાનશીલ છે અને બનતા પ્રયત્ને સંઘર્ષને ટાળવાની વૃત્તિવાળો છે. સભામાં ધૃષ્ટબુદ્ધિ એક અધિકારીની વાત દ્વારા ગાલવની ભવિષ્યવાણી ખોટી પડી છે એવો નિર્દેશ કરી તેને (ગાલવને) ચીડવવાનો પ્રયાસ કરે છે ત્યારે, પૂર્વની પોતાની નિષ્કિંચન અને નિરાધાર અવસ્થા સાંભરી તે પોતાને જ વિશે કહેવાયું છે એ સમજવા છતાં, તેનો પ્રતિવાદ ન કરતાં નીચુ જોઈ મૌન રહેવાનું જ પસંદ કરે છે. જો તેનો સ્વભાવ સંઘર્ષશીલ હોત તો ખુલ્લા સંઘર્ષમાં પ્રધાન તેને પહોંચી વળતે નહિ. તેને યુદ્ધમાં નહિ જિતાય એવો માનસિક એકરાર તો પ્રધાને કર્યો જ છે.

ઉપરના પ્રસંગ ઉપરથી પોતાને વિશે પ્રધાનના મનોભાવનો કંઈક ખ્યાલ આવવા છતાં ચંદ્રહાસ તેને પૂજ્ય ગણે છે. અને કુળરિવાજનું નિમિત્ત બતાવી પ્રધાન જ્યારે મધ્યરાત્રીએ એકાંતમાં

આવેલા મંદિરે મોકલે છે, ત્યારે તે પણ જરાયે શંકા બતાવતો નથી. વિલટ્ટ જ્યારે મદન તેને પ્રાતઃકાળે પૂજન કરવા જવા સમજાવે છે ત્યારે તે કહે છે.

અરે મદન કો મેરૂ આપે કનકનો, તો યે ન જાતો મૂકુજી,
સસરાનું વચન લોપી, સાધુ થઇ કેમ ચૂકું જી.

અને જ્યારે મદન ચાડાળોને હાથે કપાઇ મરે છે અને ધૃષ્ટબુદ્ધિનું હિચકારું કાવતરું ખુલ્લુ પડે છે ત્યારે પણ તે તો અપકારીઓ ઉપર ઉપકાર કરનાર સાધુજનની જ વૃત્તિ દાખવે છે. ધૃષ્ટબુદ્ધિ પોતે જ તેના એ ગુણ વર્ણવે છે.

.. મે કપટ કીધું, ત્રણ વાર હું ચૂકયો,
પણ સાધુપુરુષે મન ન આણ્યું, સ્વભાવ પોતાનો ન મૂકયો

પોતાને જ માટે આ બન્નેને મરવુ પડ્યું છે, તેનો વિષાદ તેના મનમા છે મદન તો તેનુ હિત કરતા મરણને શરણ થયો, પણ ધૃષ્ટબુદ્ધિએ તો તેનું અહિત જ વિચાર્યું હતુ પરન્તુ સાધુત્વની ચરમ કોટિએ પહોચેલો ચન્દ્રહાસ એમ વિચારતો લાગે છે, કે તે પોતાનો જમાઈ બને તે પ્રધાનને ન ગમ્યુ અને એ માટે તેને કપટ યુક્તિઓ કરવી પડી, તેમા નિષ્ફળતા મળી, વિલટ્ટ એ કપટ યુક્તિનો ભોગ તેનો પુત્ર જ થઇ પડ્યો, એ સૌની પાછળ મૂળ કારણ તે પોતે જ છે. માટે તે પણ કેમ જીવી શકે? તેને લોકાપવાદનો પણ ભય છે તે કહે છે

હુ માટે બન્ને મુઆ, તેણે તિલક થયુ શામ;
યુગ કહેશે, જમાઇને પગલે શ્વશુર સાળાનો કીધો કામ

એથી તે પોતાનુ બલિદાન આપવા પ્રવૃત્ત થાય છે છેવટે તે પોતાનું મસ્તક હોમવા જાય છે ત્યા હરિ અને અંબિકા બન્ને પ્રકટ થાય છે અને એ ભકત કોનો એવી હુસાતુસી પણ તેમની વચ્ચે થાય છે. એમા ભકતનો જ મહિમા—તેની ભક્તિનો ઉત્કર્ષ જ પ્રગ-

થયો છે. વરદાનમાં તે સાળા અને સસરાને પુનર્જીવિત કરવા ઉપરાંત બીજું કોઈ ભૌતિક વરદાન ન વાંછતાં એટલું જ માગે છે :

હે વિષ્ણુજી મુને વૈકુંઠ તેડો, હું સેવું તમારાં ચર્ણ.

ધૃષ્ટબુદ્ધિ તેના નામ પ્રમાણે લક્ષણ ધરાવતો કુટિલ, ઘમંડી અને ખટપટી પ્રધાન છે. કુંતલ તો નામનો જ રાજા છે અને તે જ સર્વસત્તાધીશ છે. તેની કુટિલ અને ખલ નીતિની નિષ્ફળતા તેને હાસ્યાસ્પદ બનાવે છે. ઋષિઓ સાથે ભોજન માટે આવેલા ભિખારડા જેવા બાળકને, ઘમંડી વિચારે તેણે ટાળ્યો. ગાલવે ભવિષ્ય ભાખ્યું કે આ બાળક તો તેનો જમાઈ થવાનો છે, તેથી તો તે છંછેડાઈ, જેનું પૂજન કર્યું હતું તેવા બ્રાહ્મણોનો તિરસ્કાર કરી હાંકી કાઢે છે. અને બાળકનું કાસળ કાઢવાનો નિશ્ચય કરી તે કાર્ય ચાંડાળોને સોંપે છે.

જેને રામ રાખવા ચાહે તેને ગમે તેવી દુષ્ટ અને શક્તિશાળી સત્તા મારી શકે નહિ, એવો ધ્વનિ પણ આ આખ્યાનમાં છે. પુષ્કળ દ્રવ્યની લાલચ છતાં ચાંડાળો દયાને વશ થઇ બાળકની છઠ્ઠી આંગળી કાપી છોડી મૂકે છે.

કુલિંદને ત્યાં ચંદ્રહાસ ઊછર્યો. તેના પરાક્રમ અને દાનશીલતાની ખ્યાતિ સાંભળી પ્રધાન સળગી ઊઠે છે, અને ખુલ્લા યુદ્ધમાં તો તેને હરાવી ન શકાય તેથી કુલિંદનો મહેમાન થઇ, મદનને ગુપ્ત પત્ર આપવાનું નિમિત્ત બતાવી ચંદ્રહાસને કુંતલપુર મોકલી વિષ દેવાનુ ગોઠવે છે. પરંતુ આવા દુષ્ટ પિતાનાં સંતાનો ઋજુ સ્વભાવનાં છે. ચંદ્રહાસને જોઇ મુગ્ધ બનેલી વિષયા પિતાએ તેને વિષ આપવાનુ લખેલું વાંચી, આવા સુંદર યુવકને વિષ કેમ અપાય, પિતાની લખવામાં ભૂલ થઇ હશે, મનમાં તો વિષયા આપવાનુ જ ધાર્યું હશે એમ હૃદયથી માને છે. અને 'વિષ'નુ 'વિષયા' કરે છે. ધૃષ્ટબુદ્ધિની બાજી ઊંધી વળી જાય છે. પિતાની 'આજ્ઞા'નું મદન અક્ષરશઃ પાલન કરે છે.

મદને ચંદ્રહાસને વિષ આપી દીધું હશે એમ માનતો પ્રધાન કુલિંદ અને મેધાવિનીને કેદ કરી, ભાવિને પણ વૃથા કરવાનું અભિમાન ધરતો કુંતલપુર તરફ આવે છે. ત્યાં માર્ગમાં લગ્નમાંથી પાછા ફરતા બંદીજનો, બ્રાહ્મણો વગેરે મળે છે, અને આવો રઢિયાળો જમાઈ અને આવો આજ્ઞાંકિત પુત્ર મેળવવા માટે ધન્યવાદ આપે છે. ગાલવ તો પોતાના આચાર્યપદે લગ્ન કેવું સુંદર રીતે સંપન્ન થયું તેનું વર્ણન કરે છે, એમાં પોતાનું ભવિષ્યકથન સફળ થયું એવો પણ કટાક્ષ છે. એથી તો પોતાની યુક્તિ નિષ્ફળ ગયેલી જાણી આ સૂલભકોપી પ્રધાન ચીડમાં ને ચીડમાં બંદીજનો અને બ્રાહ્મણોને 'પાદુ મુષ્ટિના દાન' આપે છે. ગાંધર્વોનાં મૃદંગ ફોડી નાખે છે, ભેર નફેરી ભાંગી નાખે છે, કાસીજોડાં વેરી નાખે છે, બ્રાહ્મણો પાસે પરાણે ભીખ મગાવી તેમની પોથી અને પૂજાના પાત્રો તેમ ઝોળી તાણી લે છે, વેદશાસ્ત્ર સંપન્નબ્રાહ્મણોના માથામાં સોટા ફટકારે છે. અને

.. દુષ્ટ થયો તુષ્ટમાન રે
વધામણીમાં બુધાના દાન રે.

એવી ગાલવની ઠેકડીનો વિષય બને છે. આગળ નોંધ્યું છે તેમ ખલ પાત્ર જ્યારે કુટિલ યોજનામાં સફળ થાય ત્યારે ભાવકો તેના પ્રત્યે તિરસ્કાર તેમ રોષ દાખવે, જ્યારે તે નિષ્ફળ જાય, અને તેની ચીડમાં આવું વર્તન કરે ત્યારે તે વિહસનીય બને છે. ધૃષ્ટબુદ્ધિ પણ અહીં મજાકનું પાત્ર બન્યો છે.

ધૃષ્ટબુદ્ધિ ગણતરીબાજ છે, તેમ સમય આવે નાટકી પણ બની શકે છે. કુલિંદને કેદ કરી કુંતલપુર લઈ જાય તો દુનિયાની દૃષ્ટિએ જમાઈ બનેલા ચંદ્રહાસ સાથે ઘર્ષણમાં ઊતરવું પડે. તેથી કુલિંદને તે મુક્ત કરે છે, નવા બંધાયેલા સંબંધની વાત કરે છે અને તેણે જે દુઃખ તેમને આપ્યું છે તેની ખબર ચંદ્રહાસને પડશે તો તે તેનું મસ્તક

કાપી નાખશે, તેના દીન વચનો નાટકી ઢબે ઉચ્ચારી 'પ્રાણનું દાન' માગે છે. પ્રધાનના આ શબ્દો હૃદયના નથી જ. આ શબ્દો ઉચ્ચારતી વેળા તાત્કાલિક ઘર્ષણ ટાળી, લોકાપવાદ ન આવે એવી રીતે જમાઈનું કાસળ કાઢવા તે યુક્તિ વિચારી રહ્યો છે

ચંદ્રહાસને વિષને બદલે વિષયા આપી પુત્રે પોતાની આજ્ઞાનું સન્નિયામ ઉલ્લંઘન કર્યું તેથી ક્રોધથી ધૂંધવાતો, માર્ગમાં આગે તેના ૫૦ રીશ કાઢતો ધૃષ્ટબુદ્ધિ નગરમા આવે છે. તેને જોઈ પ્રજા કલ્પના કરે છે કે તેણે લખ્યુ તેટલુ મદને ન ખર્ચ્યું તેથી તે ગુસ્સે થયો છે. પિતાની આજ્ઞા પ્રમાણે લખલૂંટ ખર્ચ કરી લગ્ન પૂર્યું કીધાં એથી પિતા ખુશ થશે એ વિચારે આનંદનો મદન સામો આવે છે, તો તેને લાત મારી ભોય પછાડે છે. 'તેં શત્રુ કીધો જમાત્ર' અને 'તેં કીધુ તે રિપુ સંગાથે' એવા દ્વિઅર્થી શબ્દો તેના મુખમા મૂકી પ્રેમાનંદે ઠીક ઠીક ગૂંચ ઊભી કરી છે. (ટિપ્પણ પૃ ૧૫૮) ધૃષ્ટબુદ્ધિના મનમા જે અર્થ છે તેના કરતા જુદો જ અર્થ મદન કરે છે અને કહે છે કે તમે જેટલુ લખ્યુ તેટલુ ખર્ચ્યું છે પત્રમા વિષનુ વિષયા જોઈ, 'કુવરને કઠિણુ' માગવા માટે તેને પસ્તાવો થાય છે સમય વરતી જઈ, માર્ગમા સાભળેલી વાતનુ બહાનુ બતાવી તે રાષ શાત કરી અને પુત્રી અને જમાઈ લગ્નવેશમા આવી મળતા બહારથી લોકલાજે સ્નેહ દર્શાવે છે

ઉપસ્થિત થયેલા સજોગોને તે કોઈપણ રીતે સ્વીકારી શકતો નથી. પુત્રીને વિધવા કરીને, તેના પાપના પ્રાયશ્ચિત્ત તરીકે અડસઠ તીર્થ નહાવાનુ તે પસદ કરે છે, પરતુ તેની પુત્રીને એક ભિખારી પરણ્યો અને ગાલવનુ વચન સાચુ પડ્યુ એ વિચાર તેને અસહ્ય લાગે છે આ ચદ્રહાસ તે જ પેલો બાળક તેની ગાલવને માહિતી નહિ હશે એવી ભ્રમણાથી એક અધિકારીની વાત કરી મોઘમ રીતે ગાલવને તેનુ વચન ખોટું પડ્યુ છે એવુ સંભળાવે છે, અને દેશ છોડી જવાનુ આડકતરુ સૂચન કરે છે, ત્યારે ગાલવ એનો બરાબર

ક્ષિધડા લે છે. જે વાત પોતે છાની રાખવા ઇચ્છતો હતો તે બહાર પડી જશે એ ભયથી અને ગાલવના શાપના ભયથી 'પારકી વાતમાં શિદ પડિયે' કહીને ત્યાંથી વાત ટાળે છે. પણ ગાલવના વચનથી તેનો નિશ્ચય વધુ દૃઢ થાય છે.

'સગા તે સોનાનું ઢીમ' અથવા 'બીજ ભૂંડું' મનાવે શાનું, વહાલા હોય તે કહેશે છાનું' જેવાં વ્યવહાર ડહાપણના વચનો કહી કુળદેવીની પૂજા કરવાનું નિમિત્ત બતાવી મધ્યરાત્રે તે ચંદ્રહાસને અંબિકાની પૂજા કરવા જવા કહે છે અને તેને મારી નાખવા ફરી ચાંડાળોને મોકલે છે. આમ છતાં હરિ જેને ઉગારવા માગતા હોય તેને આવા કપટીઓ લાખ ઉપાયે પણ મારી શકતા નથી. ઊલટું તેમના દુષ્કૃત્યનું પરિણામ તેમને જ ભોગવવું પડે છે.

રાજપાટ અને રાજકન્યા પામી ચંદ્રહાસ રાજ્યનો હિસાબ સમજી લેવા પ્રધાનને બોલાવે છે ત્યારે તો તેને શરીરે હુતાશન વ્યાપે છે. અને જમાઇને બદલે મદન મંદિરે ગયો છે તે જાણતાં જ, 'મદન શું મૂવો હો, ન મુઓ જમાઈજી' એવી પોતાના જ દુષ્કૃત્યોમાંથી પરિણમેલી ભયંકર કરુણતા તે અનુભવે છે.

> તમો મુઆ તે રે હો મારી કમાઈજી,

અને,

> કીધી કરણી રે હો કેઈ પેરે મૂકે જી ?
> દેવ ને ડાહ્યા રે હો કંઈ એ નવ ચૂકેજી ?

જેવી પંક્તિઓમાં આ પાપીનો પશ્ચાત્તાપ પ્રકટ થઇ રહ્યો છે. સાધુની સાધુતાએ ધૃષ્ટબુદ્ધિ જેવા ખલ અને કુટિલ જનોનું પણ હૃદયપરિવર્તન થાય છે, તે આ પાત્રથી પ્રેમાનંદે દર્શાવ્યું છે.

વિષયાનું પાત્ર ઓખા અને ઉત્તરા જેટલું જ ઋજુ, નમણું અને મુગ્ધ છે. આ આખ્યાનમાં પ્રેમાનંદની આખ્યાનકલાનો ઉત્કર્ષ, તેની કલાસિદ્ધિ આ આખ્યાન પરત્વે વિષયાના અભિસારનિરૂપણમાં સૌથી વધુ

સ્ફુટ થાય છે. આ અભિસાર નિરૂપનામા પ્રેમાનંદે તેની રસનિરૂપણ, માનવસ્વભાવદર્શન, વર્ણનછટા, અલંકારપ્રયોગ એમ અનેક શક્તિઓનો વિનિયોગ કર્યો છે. કેવળ બે જ કડવામાં દર્શન દેતુ આ પાત્ર કવિની પાત્રસૃષ્ટિનાં, તેને યશ અપાવનારાં ચિરંજીવ પાત્રોમાંનુ એક છે.

વિષયાને પ્રેમાનંદે દશ વર્ષની જ્ઞાતયૌવના દર્શાવી છે. (ટિપ્પણ પૃ. ૧૨૫) આ એક અસંભવ દોષ છે. બાળકુમારી છતા જ્ઞાતયૌવના અનંગના દહનને શમાવવા ચંપકમાલિની અને અન્ય સખીઓ સાથે જલક્રીડા કરવા ઉપવનમાં આવે છે. જલક્રીડા કરતા આ ઉપવન નવપલ્લવિત થયેલુ જોઈ સખીઓ તે જોવા આજુબાજુ વિખેરાઇ જાય છે અને વિષયાને દુર્વાસાના શાપની વાત યાદ આવે છે કે વિષયાનો સ્વામી આવશે ત્યારે તે નવપલ્લવિત થશે. આગલી રાત્રીએ તે પરણી એવું સ્વપ્ન પણ આવ્યું હતું. તેથી ભાવિ સ્વામીની શોધ તે આદરે છે. એક વૃક્ષ નીચે પિછોડી ઓઢી સૂતેલા ચંદ્રહાસને તે જુએ છે.

પ્રથમ પ્રિયદર્શનનો મધુર ક્ષોભ અને કોઈ જોઇ જશે તો, અથવા ચંદ્રહાસ જાગી જશે તો એવી ભીતિ અનુભવતી માનિની વિષયા માન મૂકી ચરણને પણ અવાજ ન કરવા તેની સુંદરતાવર્ણવી, ખુશામતના શબ્દો કહી વિનવે છે. પોતાને પ્રિય એવા ઝાંઝર પણ અત્યારે તેને અપ્રિય લાગે છે. કોઈ સખી જોની તો ન હશે એમ શંકાથી 'ચંચલ નયણે જોતી', વેરી લાગતા ઝાંઝર અવાજ ન કરે માટે ઊંચા ચડાવી, પ્રિયનું દર્શન ઝડપી લેવા ધીમે ધીમે ખગની જેમ ડગ માડતી પ્રિયની સમીપ જાય છે. અભિસારિકાને સહજ પ્રિય-દર્શનનો મધુર સંભ્રમ અને ચાતુરી અહીં પ્રકટ થાય છે. પ્રિયની સમીપ જઈ પાસે બેસે છે. પોતાનો શ્વાસ ( અથવા તાસ ) પણ તેને સ્પર્શે અને જાગી જાય તો ! તેથી ઊંચે શ્વાસે, સખીઓની તાકીદ રાખતા આડું મુખ રાખી જોની તે ચંદ્રહાસ ઉપરની પિછોડી દૂર

કરી નાખે છે. કેવળ મુખ ઉપરની નહિ પણ આખી પિછોડી તે દૂર કરે છે એ કદાચ આવે પ્રસંગે સાહજિક ક્ષોભ, સંભ્રમ, કંઈક કરવું હોય અને થઈ જાય બીજું અથવા શું કરવું અને ન કરવું તેનો અનિર્ણય એવા કોઇક કારણે હશે ?

વિષયામાં કવિએ સ્ત્રીસહજ કુતૂહલવૃત્તિ પણ દાખવી છે. જ્યારે તક મળે ત્યારે સ્ત્રીસ્વભાવનુ દર્શન કરાવવાનું આ કવિ ચૂકતા નથી. 'અભિમન્યુ આખ્યાન'માં પણ અહિલોચનને પૂરેલી પેટી કૃષ્ણ સુભદ્રાને ત્યાં મૂકે છે ત્યારે કૃષ્ણની પત્નીઓ પણ તેમાં શું હશે તે જાણવા કેટલી આતુર છે તે પ્રેમાનંદે દર્શાવ્યું છે. અહીં વિષયાનું કુતૂહલ કંઈક સકારણ છે. ચંદ્રહાસની અંગરખાની કસે તેણે એક પત્ર જોયો, પત્ર ઉપરના સરનામાના પિતાના અક્ષરો પારખ્યા, અને 'શકે પત્ર લખી મોકલ્યો, પિતાજીએ મુજ સ્વામી' એવી તે સંભાવના વિચારી, જિજ્ઞાસાને વશ રાખી શકતી નથી અને તેથી તે પત્ર છોડી વાંચે છે.આવા મોહક યુવકને વિષ આપવાનું પિતાએ લખેલું વાંચી એ તો ત્રાસ અનુભવે છે. ઇષ્ટ કલ્પના કરતાં વિચારે છે કે પિતાની ભૂલ થઇ હશે અને 'વિષને સાટે વિષયા લખાયું' છે. આ પત્ર જો તે લઈ લે છે તો પત્ર ન જડતાં તે પાછો જાય અને કદાચ તેને મનવાછિત સ્વામી ન મળે. તેથી પ્રત્યુત્પન્નમતિએ તેણે 'એક નેત્રનુ કાજળ કાઢયું', બીજા નેત્રનું નીર' અને તરણા વડે 'વિષ'નુ 'વિષયા' કરે છે. અને પત્ર યથાવત બાંધી, 'જળ ભરતી નેણ', 'થર થર ધ્રૂજે કાંઇ ન સૂઝે' એવી અવસ્થામાં તે પાછી ફરે છે. પ્રથમ પ્રિયદર્શન, અનિષ્ટની આશંકા અને પ્રિયપ્રાપ્તિમાંના સંદેહને કારણે તેની આવી અવસ્થા સ્વાભાવિક છે.

એ ક્યાં ગઈ હતી તે વિશે સખીઓ પૂછે છે ત્યારે વાતને ઉડાવવા ને પોપટ જોવા રોકાઇ હતી એવું છેક અપ્રતીતિકર કારણ બતાવે છે. પરંતુ તેના દ્રુત શ્વાસ અને પ્રસ્વેદથી ચપકમાલિનીને જારગમનની

શકા આવે છે આવો આક્ષેપ વિષયા સહી શકતી નથી, તેના ઉપર ખિજવાઈ જાય છે પરન્તુ ચ પકમાલિની સખીઓને દૂર કરી વિશ્વાસ ઉત્પન્ન કરી વાત જાણવા પ્રયાસ કરે છે, તેથી વિષયા 'તારે મારે એક સ્વામી છે' એવુ મોઘમ વાકય ઉચ્ચારી 'એક નેત્ર વાકુ વાળી' સાનમા તેને સમજાવી દે છે આમ વિષયા મુગ્ધ, રસિક અને ચતુર નાયિકા છે

ગાલવ લાક્ષણિક રીતે પ્રેમાનંદીય પાત્ર છે 'નળાખ્યાન'ના વાનરચેષ્ટા કરતા દેવો, બાહુકવેશે વિષયી નળ અને 'સુદામા ચરિત્રના ઉત્તરાર્ધમા ઘડીએક ક્ષુદ્રવૃત્તિ દાખવતા સુદામા સાથે ગાલવને પણ બેસાડી શકાય અનાથ બાળકને અવગણતા ધષ્ટબુદ્ધિને ઉપકારનો અને તિરસ્કૃત બ્રાહ્મણોને ગાનની દક્ષિણા આપી સતોષતો ગાલવ ઉદારચરિત અને સત્યનિષ્ઠ ઋષિ લાગે છે પરંતુ ત્યાર પછીનુ તેનુ વર્તન તેને ઋષિપદથી વ ચિત કરી એક સામા ય, કનકપ્રિય બ્રાહ્મણની કક્ષાએ મૂકી દે છે

ધૃષ્ટબુદ્ધિએ 'લખ્યા' પ્રમાણે મદન અતિથિ ચ દ્રહાસ સાથે વિષયાના લગ્ન માટે કુલગોર ગાલવને બોલાવે છે, ત્યારે ચ દ્રહ સને ઓળખી ને તાત્કાલિક મુહૂર્ત આપે છે ધષ્ટબુદ્ધિ આવતા કદાચ તેનુ મન ફરી જાય અને પોતાનુ વચન ફોક જાય તો? તેથી તે સગવડિયુ મૂહૂર્ત આપતો જણાય છે

લગ્ન પતાવ્યા પછી તે ધૃષ્ટબુદ્ધિ સામો મળતા વધાઇ ખાય છે, તેમા તેને ચીડવવાનો હેતુ જણાય છે ગાલવ પોતે તો ચ દ્રહાસ તે જ પેલો બાળક એ જાણી શકયો પરંતુ ધૃષ્ટબુદ્ધિને એની માહિતી હશે જ એમ માનવાનુ કારણ ગાલવને નથી એ તો માનતો હશે કે ધૃષ્ટબુદ્ધિને અજાણતા જ આવા સુલક્ષણા કુવર સાથે પોતાની પુત્રીનુ ભાવિ જોડવુ ઇષ્ટ લાગ્યુ હશે, અને તેથી તેને મોકલ્યો હશે ધષ્ટબુદ્ધિના પત્રમા ા શબ્દો વિશે મદનને પણ શકા આવતી નથી, તો ગાલવને કયાંથી આવે! ધષ્ટબુદ્ધિ

સામે મળતાં ગાલવ જે શબ્દો, વિશેષ કરી 'રૂષિ ગાલવ થયા આચાર્ય રે' એવું વચન ઉચ્ચારે છે તેમાં વધાઇ કરતાં પોતાનું વચન સાચું પડ્યું એનો આનંદ અને ધૃષ્ટબુદ્ધિની ઠેકડીનો જ ભાવ છે. આ વેદશાસ્ત્રસંપન્ન એવા બ્રાહ્મણને શોભતું નથી. ધૃષ્ટબુદ્ધિ આ સાંભળી પોતાની ચીડ અને રોષ બ્રાહ્મણો ઉપર ઉતારે છે ત્યારે ગાલવ કહે છે :

......દુષ્ટ થયો તુષ્ટમાન રે,
વધામણીમાં બુધાના દાન રે!

ત્યારે તો તે કેવળ વાનરચેષ્ટા લાગે છે.

ધૂંધવાતો ફૂંફવાતો દુષ્ટ પ્રધાન નગરમાં આવતાં મદન તેને સામો લેવા આવે છે ત્યારે ગાલવ ત્યાંથી અજિયારા ગણી જાય છે :

..................રીશે ચલ્યો મહારાજ,
પિતાપુત્ર વઢીને મરશે અહીં રહ્યાનું નહીં કાજ.

માર્ગમાં જ આ સમાચાર કટાક્ષ રૂપે આપી તેણે ધૃષ્ટબુદ્ધિના કોપને પ્રજ્વલિત કર્યો હતો. અને હવે તે કજિયાખોરની જેમ ઝઘડો સળગાવી બાજુએ ખસી જાય છે. એને સ્થાને કોઈ શુદ્ધ વૃત્તિનો ઋષિ હોય તો તે મદનની વહાર કરે, અને ધૃષ્ટબુદ્ધિના કોપને શાંત પાડે.

ચંદ્રહાસ તે જ પેલો બાળક એની ગાલવને ખબર નથી એવી બ્રમણા નીચે ધૃષ્ટબુદ્ધિ ભરસભામાં એક અધિકારીની મામૂલી વાતથી ગાલવનું વચન જૂઠું પડ્યું અને તેથી તેણે દેશ છોડી જવો જોઇએ એવું સૂચવે છે, ત્યારે ગાલવનો બ્રહ્મકોપ પ્રજ્વળી ઊઠે છે અને 'મિથ્યા થાય રામનું બાણ, પણ વિપ્રનું વચન પ્રમાણ' એવા ગર્વવચનો ઉચ્ચારે છે. બ્રાહ્મણોનો પ્રતાપ કેવો દુર્ધર્ષ છે તેના ઉદાહરણો આપી સૂચવી દે છે કે આ ચંદ્રહાસ તે જ પેલો અનાથ બાળક. અહીં બ્રાહ્મણત્વથી ગૌરવશીલ કોઈ ઋષિ કરતાં ગાલવ

અકસ્માત પોતાનુ ભવિષ્યકથન સાચું પડી જતાં છલકાઈ જતા સામાન્ય બ્રાહ્મણ જેવો જ ભાસે છે.

ગાલવનુ પાત્ર નિરૂપતાં પ્રેમાનદ સમક્ષ તેના સમાજનો થોડી વિદ્યાએ વિદ્વાન ગણાતો, અગવડિયા મુહૂર્ત આપનો, કજિયામાં રાજી અને આછકલો બ્રાહ્મણ હશે ! ઋષિ ગાલવને આવો પ્રાકૃત ચીતરવાનો હેતુ ધૃષ્ટબુદ્ધિની ઠેકડી ઉડાવી, નિષ્ફળતાને લીધે હાસ્યાસ્પદ બનતા દુષ્ટ પ્રત્યેની ભાવકોની હાંસીને વાચા આપી જનમનરંજનો હતો.

દુર્જનને ત્યા પણ સુજન પુત્ર સંભવે છે, તેનું ઉદાહરણ હિરણ્યકશિપુનો પુત્ર પ્રહ્લાદ તેમ અહીં ધૃષ્ટબુદ્ધિનો પુત્ર મદન છે. પિતાનો પત્ર મળતાં જ વિષયા સાથે ચદ્રહાસનુ લગ્ન કરી, કન્યાદાનમાં વિપુલ સંપત્તિ આપી છેવટે પોતાની જાતને પણ તે બનેવીની સેવામાં સોંપે છે. એ ઉપરથી કદાચ તે આજ્ઞાકિત પુત્ર લાગે. પરંતુ આજ્ઞાકિત પુત્ર કરતા તે કંઇક વધુ છે. પિતાના દુષ્ટ સ્વભાવથી તે છેક અજાણ્યો નથી. જો કે ચદ્રહાસના વિષયમા પિતાના દુષ્ટ સ્વભાવની ગંધ તેને શરૂઆતમા આવતી નથી. વિષયાએ 'વિષ'નુ 'વિષયા' ન કર્યું હોત તો પિતાના સૂચન પ્રમાણે તેણે ચંદ્રહાસને વિષ આપ્યુ હોત કે કેમ તે એક પ્રશ્ન છે. કદાચ આપ્યુ યે હોત. એ પ્રકારના વિશ્વાસ વિના ધૃષ્ટબુદ્ધિ તેને આ કામ ભળાવે નહિ. પરંતુ એક વાર ચદ્રહાસને પૂજ્ય ગણ્યા પછી, તેની સેવામાં પોતાની જાતને સોપ્યા પછી, પિતા ચદ્રહાસને કુળરિવાજનુ બહાનુ બતાવી મધ્યરાત્રિએ એકલો અંબિકાનુ પૂજન કરવા મોકલે છે, ત્યારે આવો કોઈ રિવાજ ન હોઈ, પિતાના કપટની તેને લગભગ ખાત્રી થાય છે અને તે મનમા વિચારે છે: 'પિતા મારો મહા પાપી છે, રખે હોનો પૂજ્યના પ્રાણીજી.' ત્યારે તે પોતાના જીવનનુ જોખમ વહોરી—'તમને પ્રાણ સોપ્યો છે, સાટે હું કરૂં પૂજાય જી'—કહી મંદિરે જાય છે. અને પિતાના કપટનો ભોગ બની બહેનનુ સૌભાગ્ય અખંડ રાખે છે.

કુલિંદ સરળ અને ભોળા હૃદયનો રાજા છે. ધૃષ્ટબુદ્ધિ પાપી છે, દુષ્ટ છે તે જાણવા છતાં તેના વચનમા વિશ્વાસ મૂકી ચદ્રહાસને

કુતલપુર મોકલવા સંમત થઈ જાય છે. દુષ્ટ પ્રધાન તેને કેદ કરે છે ત્યારે પણ તે પોતાના ભાગ્યને અને પૂર્વજન્મનાં દુષ્ટ કૃત્યોનેજ જવાબદાર ગણે છે. ચંદ્રહાસ અને વિષયાના લગ્નની જાણ થતા, કુલિંદ અને મેધાવિનીને કુતલપુર લઈ જવાનુ હિતાવહ ન લાગતા, બીજી કોઈ યુક્તિ વિચારતો ધૃષ્ટબુદ્ધિ તેમને મુક્ત કરી, ચાટુ વચનો ઉચ્ચારી, ક્ષમા યાચી જીવનનુ દાન પાથેે છે ત્યારે પણ તેના વચનોમા તે વિશ્વાસ મૂકે છે.

**મેધાવિની** વત્સલ માતા છે. ચંદ્રહાસ કુતલપુર જાય છે ત્યારે તે પરણીને આવે એવી અભિલાષા વ્યક્ત કરે છે. ધૃષ્ટબુદ્ધિ કેદ કરે છે ત્યારે પણ પુત્રવધૂ ઘરમા ન આવી, 'જી જી' કરીને પુત્રવધૂ તેના બોલ ઉપાડી લે એવા અરમાનો અધૂરા રહી ગયા તેનુ દુઃખ તેના મનમા વધુ છે. અહીં સાસુપદની ઇચ્છા રાખતી પોતાના સમયની પ્રત્યેક વત્સલ ગુજરાતી માતાનુ આરોપણ પ્રેમાનંદે મેધાવિનીમા કર્યુ છે.

**કુંતલ** તો ધૃષ્ટબુદ્ધિના હાથમા પૂતળા જેવો અને અનિષ્ટ સ્વપ્નથી યે ભય પામનો વ્યક્તિત્વવિહોણો રાજા છે. દશ વર્ષની પુત્રી હજુ કુવારી રહી ગઇ તેથી તે સચિંત બનતો ગુજરાતી પિતા લાગે છે.

**૫ : વર્ણન છટા અને ભાષાશૈલી :**

સ્થળવર્ણન અને પાત્રવર્ણનમા પરંપરાગત વર્ણનના ચોકઠામાથી પ્રેમાનંદ પણ મુક્ત નથી. વનઉપવનનુ વર્ણન હોય ત્યા કવિ વનની વનસ્પતિ, ફલ, ફૂલ વગેરેની વિગતવાર યાદી જ આપી દે છે. (ટિપ્પણ પૃ. ૧૨૦) તે જ પ્રમાણે સ્ત્રીપુરુષોના વર્ણન પણ તે પરંપરાને અનુસરી કરે છે. સ્ત્રી હોય કે પુરુષ હોય, તેની નાસિકા પોપટ જેવી, હાથ હાથીની સૂંઢ જેવા, દાત દાડમની કળી જેવા, ગ્રીવા કપોત જેવી, કટિ કેસરીના જેવી, જાઘ કેળ જેવી, ચરણ કમળ જેવા એ પ્રમાણે એકવિધ પરંપરા મુજબનુ વર્ણન થતુ. એને

ટાગોરે વક્ષપ્રદેશના વર્ણન સિવાય સ્ત્રી અને પુરુષના વર્ણનો સમાન લાગતા. (ઓખા અને ચંદ્રહાસના વર્ણનનું સામ્ય. (ટિપ્પણ પૃ.૧૩૫) પરંપરાગત વર્ણનનું આવું અનુસરણ કરવાથી ઉચિતતા ચંદ્રહાસના દાંત વર્ણવવાની ભૂલ પણ પ્રેમાનંદથી થઈ ગઈ છે.

પ્રેમાનંદના સ્ત્રીપુરુષો એક જ સરખા આભૂષણો પહેરતા હોય તેમ તેના વર્ણન ઉપરથી લાગે છે. જો કે એ દોષ પણ આખ્યાન યુગનો છે. પ્રેમાનંદ જેવો પ્રતિભાશાળી કવિ એમાંથી મુક્ત થઈ શક્યો નહિ એટલું તેના દોષપક્ષે. આમ છતાં જ્યાં પરંપરાગત વર્ણન ન હોય ત્યાં કવિની વર્ણનછટાને વિલસવાનો અવકાશ મળ્યો છે. સુદામાની પત્નીએ કરેલું પોતાના દરિદ્ર ઘરસંસારનું વર્ણન, 'નળાખ્યાન'ના બાહુકનું તેમ ટાગડા ઘોડાનું વર્ણન, 'મામેરુ'માં નરસિંહની વહેલનું વર્ણન વગેરેમાં પ્રેમાનંદની વર્ણનછટાની કસોટી થઈ છે, જેમાં તે પાર ઊતર્યો છે.

આ આખ્યાનમાં પણ ઉપવનવર્ણન અને ચંદ્રહાસનું વર્ણન પરંપરાગત છે એ તો આગળ નોંધ્યું છે. વિષયા અને તેની સખીઓની જળક્રીડાનું સ્વભાવોક્તિવર્ણન (ટિપ્પણ પૃ. ૧૨૯), 'ચંચળ નયન જેની', ખગ જેમ ડગ ભરતી વિષયાનું અભિસારવર્ણન (ટિપ્પણ પૃ. ૧૩૦, ૧૩૧, ૧૩૨) પ્રેમાનંદની મૌલિક વર્ણનશક્તિનો ઠીક ઠીક પરિચય આપે છે

ભાવને અનુકૂળ દેશીઓ અને ઉપયુક્ત વાગ્વિનિયોગ પ્રેમાનંદને કવિ તરીકે સ્થાપે છે. પાત્રોના વર્ણનમાં, તેમના હૃદયના વિવિધ ભાવોની અભિવ્યક્તિમાં, પ્રસંગના આલેખનમાં અને રસનિર્વહણમાં એનો વાગ્વિભવ જાણવા મળે છે. એ ભાષાને રમાડે છે, ભાષાની શક્તિઓથી ભાવકને બહેલાવે છે. શબ્દો તેને શોધવા જવું પડતું નથી. ભાષામાં ક્યાય ક્લિષ્ટતા વરતાતી નથી એના સમયમાં ગુજરાતી ભાષાનું કાઠું ઘડાતું જતું હતું, એમાં પ્રેમાનંદ જેવા ભાષાસ્વામીનો ફાળો નાનાસૂનો ન હતો. અજુવાળ, પરોઢિયો,

હતી, પાખે, સૌજ, એકિથી, વડી વાગ્ની, લાગ, અવિધાગે, પ્રાહુણા, મેળશે પાપ જેવા ને સમયના લાક્ષણિક શબ્દપ્રયોગો તેમજ કયાથો, અસ્થો, મગણથકો જેવી વ્યાકરણની લાક્ષણિકતાઓ પણ તેની ભાષામા જણાય છે. તેની અભિવ્યક્તિમા અલંકારોની બહુલતા ધ્યાન ખેંચે છે. સ્વભાવોક્તિ, અર્થાન્તરન્યાસ, ઉત્પ્રેક્ષા, વ્યાજોક્તિ, શ્લેષ, ઉપમા, રૂપક વગેરે અલંકારો તે યથેષ્ટ છતા ઔચિત્યપૂર્વક યોજે છે. પ્રાસ અનુપ્રાસ માટે તેને શબ્દો શોધવા પડતા નથી. વર્ણસગાઈ, યમક જેવા શબ્દાલંકારો ભાવપોષક જ નીવડ્યા છે.

## ૬ : સમકાલીન રંગપૂરણી :

મધ્યકાલીન આખ્યાનોમા જે તે સમયના રૂઢિરિવાજોનુ અને જનસ્વભાવનુ થોડે ઘણે અંશે પ્રતિબિંબ પડેલું જોવામા આવે છે. આ પ્રકારનુ નિરૂપણ કોઈ પૂર્વનિશ્ચિત યોજનાથી અથવા વિશેષ પ્રકારના આયાસથી થતું એમ માનવુ યોગ્ય નથી. વસ્તુ પુરાણમાનુ પણ હોય છતા આખ્યાનકારો સમકાલીન વાતાવરણનો ઓપ આપતા. એમા કદાચ તેમની કલ્પનાશક્તિની મર્યાદા પણ વરતાય. પરંતુ આ વલણ આખ્યાનના સ્વરૂપને બાધક નીવડ્યું નથી, કેટલાક હિસાબે તો ઉપકારક નીવડ્યું છે અને આખ્યાન સ્વરૂપનુ તે એક લક્ષણ ગણાયુ છે. આ પ્રકારના નિરૂપણને કારણે કૃતિ વધુ લોકભોગ્ય બનતી એ લાભ (અને લોભ પણ) આખ્યાનકારને જેવો તેવો ન હતો.

પ્રેમાનંદના આખ્યાનોમા સમકાલીન સમાજ અને વાતાવરણનુ દર્શન વિશેષ પ્રકટ રૂપે છે. સમકાલીન ગુજરાતી સમાજનુ દર્શન એ તેનો ગુણવિશેષ બને છે. કદાચ એણે જે સમકાલીન લાક્ષણિકતાઓ દર્શાવી તે કેવળ ગુજરાતની જ નહિ હોય. બીજા પ્રદેશોની યે હોય. આમ છતા પ્રેમાનંદની દૃષ્ટિ ગુજરાત (નંદરબાર સુધી) બહાર ગઈ નથી. પોતાના સમયના વિશિષ્ટ રીતે ગુજરાતી રીતરિવાજો, જનસ્વભાવની ખાસિયતો, પહેરવેશ વગેરે આપવાની તેને પ્રતિજ્ઞા

ન હતી. આ પ્રકારનું નિરૂપણ એ આખ્યાનની પરંપરા હતી. કવિની લાક્ષણિક અવલોકનશક્તિ અને નિરૂપણપ્રતિભાએ તે વિશેષ પ્રસ્ફુટ બને એ જ તેનો ગુણવિશેષ છે. આ પ્રકારનું નિરૂપણ જે ગુણસીમા હોય તો તે બધા આખ્યાનકારોની અને કંઇક અંશે આખ્યાનસ્વરૂપની છે.

પ્રારંભની આ કૃતિમાં પણ સમકાલીન વાતાવરણ, સામાજિક રૂઢિઓ અને માન્યતાઓનું નિરૂપણ જોવા મળે છે.

કુલિંદ અનાથ બાળકને પોતાને ત્યાં લઈ જઈ ઉછેરે છે. સારો દિવસ જોઈ—

ઘેર તેડ્યો અધ્યારુ;
ત્યાં સોંપી આપ્યો પુત્રને ભણવાને ભૂપાળે. ”

ગુરુને અધ્યારુ (અધ્વર્યુ) કહેવાનો અને ઘેર બોલાવી બાળકને ભણવા સોંપવાનો રિવાજ મહાભારત કાળનો નહિ પણ મધ્યકાલીન ગુજરાતનો છે. ચંદ્રહાસે ‘પાટી પાટલા પછાડ્યા પૃથ્વી’ એ ઉપરથી અધ્યારુની ‘ધૂળી’ નિશાળનો નિર્દેશ મળે છે.

એ સમયની શુકનઅપશુકનની માન્યતાનો ખ્યાલ પણ આ આખ્યાનમાંથી મળે છે. ચંદ્રહાસ ધૃષ્ટબુદ્ધિનો પત્ર લઇ કુંતલપુર જાય છે ત્યારે તેને આ શુભ શુકન થાય છે.

કાળી કપિલા ધેનુ મળી વળી વચ્છ જેની સંગજી;
દક્ષિણ ભાગે મૃગલી સાથે, ઉતર્યાં કૃષ્ણ કુરંગજી,
વળી વરકન્યા પરણી પધાર્યાં માનિની મંગળ ગાયજી;
એવે બ્રાહ્મણનું ટોળું મળ્યું, જાતા મારગ માંયજી.

ચંદ્રહાસને બદલે મદન અંબિકાનું પૂજન કરવા જાય છે ત્યારે તેને આ પ્રમાણેના અપશુકન થાય છે.

માર્ગમાં જાતાં જમણે પાસે બે સર્પ ઉતર્યા આડાજી;
વળી વઢતાં પગે અફળાયાં વાટમાં શનિ બિલાડાજી,
નિશાચર જે ઘુવડ પક્ષી, તે મદનને મસ્તક બેઠાજી,

આ સમાજને અને પ્રેમાનંદને સ્વપ્નની શુભ અશુભ ફલશ્રુતિમાં પણ શ્રદ્ધા હશે, તેનો નિર્દેશ વિષયાનું શુભ સ્વપ્ન અને કુંતલનગરજાનું દુઃસ્વપ્ન કરે છે

કર્મવાદમાં પણ આ સમાજને અને કવિને શ્રદ્ધા હશે તેની પ્રતીતિ ૨૦મા કડવામાં કુલિંદના વચનો ઉપરથી થાય છે

કુલિંદ કહે છે

વાવ્યા વિના શું લણિયે અહો કામિની!
એણે દૃષ્ટાંતે સર્વે જાણ, ભોળી ભામિની!
તો સુખ ક્યાથી પામિયે અહો કામિની!
જો દાન ન દીધું દક્ષિણ પાણ? ભોળિ ભામિની!

× ×

કાંઈ પુન્ય આપણે કીધાં નહિ, અહો કામિની!
ન રાખ્યા વ્રત ને નેમ સાંભળ ભામિની!
તો સુખ પામિયે ક્યાં થકી અહો કામિની!

'જે તો ભગવધનો ભાવ' એ ઉક્તિમાં ઋણાનુબંધમાની શ્રદ્ધા પણ વ્યક્ત થાય છે

ગાલવ, મેધાવિની અને સ્તનગળામાં ગજગની લક્ષણો એવા મળે છે

એવે ટીપણું મુગટમાં ખોશી રે,
ત્યાં આવ્યા ગાલવ જોષી રે

એ પાઘડીમાં ટીપણું ખોશી ફરતા પ્રેમાનંદના જ સમકાલીન જોષીનું વર્ણન છે

પુન સાથે કુળવધુ ને નાડ કોડે ચરે દર્યોયા રે,
આદર કરીને અન પીરસું, દેખી કરે માગ હૈયા રે
હાક મારતા 'જી, જી' કહીને ઉત્તર આપે વહુ રે,
તે સુખ તો મે કાંઇ યે ન દીઠું, કેઇ પેરે રોતી રહું રે!

આ પંક્તિઓમાં સ્વસ્થ સ્ત્રીની સાસુપદની તીવ્ર આકાંક્ષા તો

ભારતની પ્રત્યેક વત્સલ માતાની હોય પરંતુ પ્રેમાનંદ સમક્ષ તો ગુજરાતી જ માતા છે.

પુત્રી દશ વર્ષની થઈ છતાં તેનું લગ્ન ન થઈ શકયું તેનો વિષાદ અનુભવતો કુંતલ લાક્ષણિક રીતે ગુજરાતી પિતા છે. પરધર્મીઓનાં ભયને લીધે બાળલગ્નો આ સમયે રૂઢ થઈ ગયાં હતાં.

'સ્વસ્તિ શ્રી કૌંતલ ગામ રે.'

અથવા

'સ્વસ્તિ શ્રી કુંતલપુર સ્થાને'

એવી પત્રના આરંભની પદ્ધતિ તો વિશિષ્ટ રીતે ગુજરાતી છે. 'એથી અધિક શું લખિયે રે' એ પણ પત્રમાં વારંવાર પ્રયોજાતું રૂઢિવાકય છે.

ભાવિ સ્વામીને આવતો જોઇ વિવાહિતા આઘું ઓઢે એ આજ સુધી પ્રચલિત રિવાજનો નિર્દેશ નીચેની પંકિત ઉપરથી મળે છે :

વિષયા મનમાં હરખે રે,
આઘુ ઓઢીને પીયુને નરખે રે.

વિષયાએ પહેરેલા આભૂષણોમાં અણવટ વીછિયાં ગુજરાતમાં પ્રચલિત આભૂષણો છે.

પ્રેમાનંદે તેનાં આખ્યાનોમા પ્રસંગ પ્રાપ્ત થતાં લગ્ન અને સીમંતના રિવાજોનો ઠીક ઠીક વિગતથી ઉલ્લેખ કર્યો છે. 'શામળશાનો વિવાહ' તો તદ્‌વિષયક કૃતિ છે, અને એમાં તો મધ્યકાલીન રિવાજોનું નિરૂપણ સ્વાભાવિક છે. 'મામેરું'માં સીમંતનો પ્રસંગ નિરૂપણ વિષય છે. પરંતુ 'ઓખાહરણ', 'અભિમન્યુ આખ્યાન' અને આ આખ્યાનમા પણ તેમણે પોતાના સમયના લગ્નપ્રસંગના વિધિ તેમજ રૂઢિઓનું નિરૂપણ કર્યું છે.

આ ત્રણે આખ્યાનોમાંના લગ્નપ્રસંગનાં વર્ણનો ભેગાં કરી વાંચીએ તો પ્રેમાનંદના સમયમાં લગ્નપ્રસંગ કેવી રીતે ઉજવાતો તેનો ખ્યાલ આવે.

વિવાહ કરો નો આજ મધગને
છે ઘડિયાળા લગ્ન ૭૭.

ચંપકમાલિનીના લગ્નનુ તાત્કાલિક મુહૂર્ત આપતા ગાલવના આ વચન ઉપરથી પ્રેમાનંદના સમયમા પણ આવા ઘડિયા લગ્ન થતા હશે તેનો ખ્યાલ આવે છે.

જાનને ઉત્તમ ઉતારા આપવા, વરને પીઠી ચોળવી, અંઘોળ કરાવવો, વરઘોડો કાઢવો, વરના હાથમા શ્રીફળ આપવુ, (નજર ન લાગે માટે વરના ગાલ પર કાજળનુ ટપકુ કરાવવાનુ પણ કવિ ભૂલ્યા નથી) મુસળ મૂસળે પોંકવુ, કન્યાએ પણ ચૂંદડી પહેરવી, હાથે મિંઢળ બાધવું, માદારું બાધવુ, વરકન્યાનો ગોત્રોચ્ચાર કરવો, કન્યાદાન દેવું, મંગળફેરા, કંસાર જમવો વગેરે ઉપરથી સાંપ્રત ગુજરાતી લગ્નવિધિના અંગો પ્રેમાનંદના સમયમા પણ હતા એનો ખ્યાલ આવે છે. અન્ય ખૂટતા રિવાજોનો ખ્યાલ 'ઓખાહરણ' અને 'અભિમન્યુ આખ્યાન'માથી મળી રહે છે. ( ટિપ્પણ પૃ. ૧૦૭ )

આ આખ્યાનમાની કેટલીક ઉક્તિઓ લાક્ષણિક રીતે ગુજરાતી રૂઢ પ્રયોગ તરીકે આજે પણ પ્રયોજાય છે. એના ત્રણેક ઉદાહરણો જોઈએ.

લગ્નવેળામા ચંદ્રહાસ ધૃષ્ટબુદ્ધિને મળવા આવે છે ત્યા, ધૃષ્ટબુદ્ધિના મનોભાવને વ્યક્ત કરતા પ્રેમાનંદ કહે છે .

જમાઇ જમ સરખો લાગે.

સભામા ગાલવ સાથે વાગ્યુદ્ધ થાય છે અને ધૃષ્ટબુદ્ધિને લાગે છે કે વાત ખુલ્લી થઈ જશે તેથી તે ટાળવા કહે છે .

થનાર હોય તે થાઓ આ ઘડીએ,
પારકી વાતમા શિદ પડિએ ?

ગાલવની વાતથી ચંદ્રહાસના મનમા શંકા ઉદ્ભવી હશે, તેથી બહારથી સ્નેહ બતાવતા, બીજાની વાત મનમા ન ધરવાનુ કહેતા ધૃષ્ટબુદ્ધિ બોલે છે .

સગા તે સોનાનું ઠીમ, આખ થાય છે ટાઢી હીમ.

કરતાં આખ્યાનની પરંપરા વધુ જવાબદાર છે. ટિપ્પણમાં પ્રેમાનંદની કેટલીક ક્ષતિઓની ચર્ચા કરી છે. અહીં તો તેનો સંક્ષેપમાં નિર્દેશ કરીશું :

૧. કુલિંદ અને ધૃષ્ટબુદ્ધિ એ બન્નેના પ્રદેશને તેણે કૌંતલ દેશ, કૌંતલપુર, કૌંતલગ્રામ એવે નામે ઓળખાવ્યા છે. આ અનવધાનતા હોય છે. (ટિપ્પણ પૃ. ૯૬, ૯૭)
૨. ધૃષ્ટબુદ્ધિનો પત્ર લઈ ચંદ્રહાસ કુંતલપુર જાય છે ત્યારે તેને વિદાય આપતાં 'વર થઇ આવજે તું વહેલો. લાવજે કો એક કન્યાયજ્ઞ' એવી મેધાવિનીની અભિલાષા અપ્રસ્તુત લાગે છે. (ટિપ્પણ પૃ. ૧૧૮)
૩. વિષયા અને ચંપકમાલિનીને નવદશ વર્ષની વયે અનંગની પીડા અનુભવતી બતાવી છે. (ટિપ્પણ પૃ. ૧૨૫, ૧૨૬; ૧૭૧)
૪. ભાવિ સ્વામી ચંદ્રહાસને નિરખવા વિષયા કેવળ મુખ ઉપરની નહિ, આખી પિછોડી દૂર કરે છે, તે એ પ્રકારના સંજોગોમાં અસંભવ જણાય છે. (ઉપોદ્ઘાત પૃ. ૬૩; ટિપ્પણ પૃ. ૧૩૨)
૫. ઊંઘતા ચંદ્રહાસના દાંત બતાવ્યા છે. (ટિપ્પણ પૃ. ૧૩૩–૧૩૪)
૬. ધૃષ્ટબુદ્ધિએ લખી ચંદ્રહાસને આપેલો પત્ર, વિષયાએ વાંચેલો પત્ર અને ચંદ્રહાસે મદનને આપેલો પત્ર એ ત્રણેના શબ્દોમા ફેર પડ્યો છે. એક જ પત્રના શબ્દોમાં ફેર કેમ પડે? (ટિપ્પણ પૃ. ૧૩૬)

આ દોષો છતાં આખ્યાનની ગુણસમૃદ્ધિ કવિને સુયશ અપાવે છે અને ઉદીયમાન પ્રેમાનંદની પાંગરતી પ્રતિભાનાં દર્શન કરાવે છે.

ભાવનગર
વૈશાખી પૂર્ણિમા : ૨૦૧૭ — સંપાદકો
બુદ્ધ જયંતી,
૩૦–૪–૬૧.

### પ્રેમાનંદકૃત

# ચંદ્રહાસ આખ્યાન

## કડવું ૧લું—રાગ : કેદારો

પ્રથમ સમરું ગણપતિ, જમ ટળે મારી દુર્મતિ,
જેથી સરે મનોરથ મન તણા રે. ૧

સાહે કરો માતા સરસ્વતિ, હું બાળક કાંઈ લેહેનો નથી,
અતી શારદા સેવક છઉં તમ તણો રે. ૨

ઢાળ

સાહે કરો માતા સરસ્વતિ, હું લાગું તમારે પાય,
નિજ ગુરુ કેરું ધ્યાન ધરતા, ગ્રંથ ચાનતો થાય ૩

વૈશંપાયન એણી પેરે બોલ્યા, સુણ જનમેજય રાજન,
અશ્વમેધની ઉત્તમ કથા છે, શ્રોતા વક્તા ધન્ય ૪

પાંડવે પરાક્રમ કીધું, ક્રોધ ધરીને કાય
શત કૌરવ સંહારિયા તે, કુરુક્ષેત્રની માંહ્ય ૫

પછે હસ્તિનાપુરમાં રાજ્ય બેઠા, કુંતિકુંવર જે ધર્મ;
પાંચાલીના મનોરથ પૂરી, પધાર્યા પરબ્રહ્મ ૬

જુધિષ્ઠિર અતિ દુઃખ પામ્યા, ઉપન્યો અંતર તાપ,
એ રાજ્યને માથે ધિક પડો, સ્વજન માર્યાનું શિર પાપ ૭

એટલે આવ્યા વ્યાસ મુનિ, પૂછ્યો પાપ ગયાનો ભેદ,
પછે મહા મુનિયે ભૂપતિને, મંડાવ્યો અશ્વમેધ ૮

અશ્વની પૂંઠે રક્ષા કરવા, સંચર્યો અર્જુન,
પછે વાંસમાં વૃષકેતુ પરવર્યો, વળી વીર પ્રદ્યુમન ૯

આ પ્રમાણે પ્રેમાનંદના અન્ય આખ્યાનોમાં તેમ આ પ્રારંભ કાળની કૃતિમાં પણ તેના સમયનું ગુજરાતી વાતાવરણ વરતાય છે.

**આખ્યાનનો ધ્વનિ :**

ભક્તનો મહિમા આ આખ્યાનનો પ્રધાન વિષય છે. જે પ્રભુનો ભક્ત હોય, જેને પ્રભુ ઉગારવા ઇચ્છે તેને લાખ પ્રયત્ને પણ દુષ્ટ મારી શકતો નથી, ઊલટું તે પોતે જ પોતાની કપટજાળમાં ફસાય છે અને પ્રભુ જેને રિદ્ધિસિદ્ધિ આપવા ઇચ્છે તેને કોઈ અવરોધી શકતું નથી એવી શ્રદ્ધા આ આખ્યાનનો પ્રધાન ધ્વનિ છે આ શ્રદ્ધા એક કરતાં વધારે પંક્તિમાં પ્રગટ થાય છે.

વહાલા અશરણશરણ તો સાધુ ભોળપણે ફરે રે,
જ્યાં શાલિગ્રામ કંઠ સાથે, ત્યાં અવળાનું સવળું કરે રે.
(કડી ૧૮. કડવું ૧૩)

નારદ કહે સાંભળ રે અર્જુન, કર્તાહર્તા અવિનાશ.
વિષ કેડી વિષયા કરી, એમ ઉગાર્યો ચંદ્રહાસ.
(કડી ૨૬. કડવું ૧૫)

જેના હરિજીએ ગ્રહ્યા છે હાથ,
શાલિગ્રામ બાંધ્યા કંઠ સાથ,
તેને કોણ કપટે મારે,
જેને અવિનાશી ઉગારે
(કડી. ૩૪, ૩૫ કડવું ૨૪)

આ પંક્તિઓ આખ્યાનનો ધ્વનિ સ્ફુટ કરે છે. ઉપરાંત પ્રારંભથી જ,

'એ પુત્રની શી ગતી થઈ, તેને રાખ્યા શ્રી ભગવંત'
એમ ચંદ્રહાસને પ્રભુનો આશ્રિત બનાવી કવિ આખ્યાન આગળ ચલાવે છે, અને

કેમ ઉગરિયો બાળ રે
(કડી ૮ કડવું ૪)

ભટ પ્રેમાનંદ એમ કહે કેયમ ઉગર્યો સુધાર્મિક તન રે
(કડી ૧૮ કડવું ૫)

નારદ કહે પછે મુનિંદ ગુરુને કેઈ પેરે રાખ્યો શ્રી હરિ રે
(કડી ૨૦ કડવું ૨૩)

મગ્ન થકો ઉગર્યા રાજા, જેને માથે શ્રી ભગવાન રે
(કડી ૩૬ કડવું ૨૬)

એ પ્રમાણેની વારંવાર યોજાતી પંક્તિઓથી એ ધ્વનિનું સાતત્ય તેમ પ્રધાનતા જળવાઈ રહે છે

ધૃષ્ટબુદ્ધિના અનેક દુષ્ટ પ્રયત્નો છતાં ચંદ્રહાસ જીવતો રહે છે તેની કન્યાને પરણે છે, એટલું જ નહિ, રાજપાટ અને રાજાની કન્યાને ય મેળવે છે એની પાછળ અદૃષ્ટનો પ્રબળ હાથ હતો અદૃષ્ટના પરિબળની અનિવાર્યતા પણ તે સાથે આ આખ્યાનમાં નિરૂપાઈ છે (ટિપ્પણ પૃ ૧૧૮)

ભાગવત આદિ ગ્રંથોમાં પરમાત્માને **કર્તુમકર્તુમન્યથાકર્તું સમર્થ** તરીકે ઓળખવામાં આવ્યા છે પ્રેમાનંદ પણ આ આખ્યાનના વસ્તુ દ્વારા પ્રભુ સર્વકર્તાકર્તા છે, વિશ્વનો સર્જક અને વિનાશક છે, તેની મરજી વિરુદ્ધ કોઈ કોઈને મારી કે જિવાડી શકતું નથી એ શ્રદ્ધા નિરૂપે છે

આ આખ્યાનના **સમય નિર્ણયની** ચર્ચા ટિપ્પણમાં પૃ ૧૮૪, ૧૮૫, ૧૮૬ ઉપર કરી છે

## ૮ કેટલીક ક્ષતિઓ

આ આખ્યાન દોષમુક્ત નથી પ્રારંભ કાળની કચાશ એમાં જણાય છે ઉપવનવર્ણનમાં કવિએ વૃક્ષ વેલીઓની યાદી આપી દીધી છે, પ્રાર્થનાને કારણે વાર્તાપ્રવાહ સ્થગિત થઇ ગયો છે, ચંદ્રહાસનું વર્ણન અને ઓખાહરણની ઓખાનું વર્ણન સરખાં લાગે છે આના કેટલાક દોષ તો સ્પષ્ટ છે, પરંતુ તે માટે પ્રેમાનંદ

કરતાં આખ્યાનની પરંપરા વધુ જવાબદાર છે. ટિપ્પણમાં પ્રેમાનંદની કેટલીક ક્ષતિઓની ચર્ચા કરી છે. અહીં તો તેનો સંક્ષેપમાં નિર્દેશ કરીશું :

૧. કુલિંદ અને ધૃષ્ટબુદ્ધિ એ બન્નેના પ્રદેશને તેણે કૌંતલ દેશ, કૌંતલપુર, કૌંતલગામ એવે નામે ઓળખાવ્યા છે. આ અનવધાનતા દોષ છે. (ટિપ્પણ પૃ. ૯૬, ૯૭)
૨. ધૃષ્ટબુદ્ધિનો પત્ર લઈ ચંદ્રહાસ કુંતલપુર જાય છે ત્યારે તેને વિદાય આપતાં 'વર થઇ ચાલજો તું વહેલો. લાવજો કો એક કન્યાયજી' એવી મેધાવિનીની અભિલાષા અપ્રસ્તુત લાગે છે. (ટિપ્પણ પૃ. ૧૧૮)
૩. વિષયા અને ચંપકમાલિનીને નવદશ વર્ષની વયે અનંગની પીડા અનુભવતી બતાવી છે. (ટિપ્પણ પૃ. ૧૨૫, ૧૨૬; ૧૭૧)
૪. ભાવિ સ્વામી ચંદ્રહાસને નિરખવા વિષયા કેવળ મુખ ઉપરની નહિ, આખી પિછોડી દૂર કરે છે, તે એ પ્રકારના સંજોગોમાં અસંભવ જણાય છે. (ઉપોદ્ઘાત પૃ. ૬૩; ટિપ્પણ પૃ. ૧૩૨)
૫. ઊંઘતા ચંદ્રહાસના દાંત બતાવ્યા છે. (ટિપ્પણ પૃ. ૧૩૩–૧૩૪)
૬. ધૃષ્ટબુદ્ધિએ લખી ચંદ્રહાસને આપેલો પત્ર, વિષયાએ વાંચેલો પત્ર અને ચંદ્રહાસે મદનને આપેલો પત્ર એ ત્રણેના શબ્દોમાં ફેર પડ્યો છે. એક જ પત્રના શબ્દોમાં ફેર કેમ પડે? (ટિપ્પણ પૃ. ૧૩૬)

આ દોષો છતા આખ્યાનની ગુણસમૃદ્ધિ કવિને સુયશ અપાવે છે અને ઉદીયમાન પ્રેમાનંદની પાંગરતી પ્રતિભાનાં દર્શન કરાવે છે.

ભાવનગર
વૈશાખી પૂર્ણિમા : ૨૦૧૭ — સંપાદકો
બુદ્ધ જયંતી,
૩૦–૪–૬૧.

## પ્રેમાનંદકૃત

# ચંદ્રહાસ આખ્યાન

### કડવું ૧લું—રાગ : કેદારો

પ્રથમ સમરું ગણપતિ, જેમ ટળે મારી દુર્મતિ;
જેથી સરે મનોરથ મન તણા રે. ૧

સાહે કરો માતા સરસ્વતિ, હું બાળક કાંઈ લેહેતો નથી;
સતી ગાવા સેવક છઉં તમ તણો રે. ૨

ઢાળ

સાહે કરો માતા સરસ્વતિ, હુ લાગું તમારે પાય,
નિજ ગુરુ કેરું ધ્યાન ધરતાં, ગ્રંથ ચાવનો થાય ૩

વૈશંપાયન એણી પેરે બોલ્યા, સુણ જનમેજય રાજન,
અશ્વમેધની ઉત્તમ કથા છે, શ્રોતા વક્તા ધન્ય ૪

પાંડવે પરાક્રમ કીધું, ક્રોધ ધરીને કાય,
ગત કૌરવ સંઘાર્યા તે, કુરુક્ષેત્રની માંય ૫

પછે હસ્તિનાપુરમાં રાજ્ય બેઠા, કુંતિસુત રે ધર્મ;
પાંચાલીના મનોરથ પૂરી, પધાર્યા પરબ્રહ્મ ૬

જુધિષ્ઠિર અતિ દુઃખ પામ્યા, ઉપન્યો અંતર તાપ,
એ રાજાને માથે ધિક પડો, સ્વજન માર્યાનું શિર પાપ. ૭

એટલે આવ્યા વ્યાસ મુનિ, પૂછ્યો પાપ ગયાનો ભેદ;
પછે મહા મુનિયે મહિપતને, મંડાવ્યો અશ્વમેધ ૮

અશ્વની પૂંઠે રક્ષા કરવા, સંચર્યો અર્જુન,
પછે વાટમાં વૃષકેતુ પરવર્યો, વળી વીર પ્રદ્યુમ્ન ૯

વાટમાં જાતાં નીલધ્વજ ને, હંસધ્વજ ભૂપાળ;
સુધન્વા, સુરથ નામે, હણ્યા બન્યો બાળ. ૧૦

મણિપુર નગ્રે અશ્વ આવ્યો, રાજ્ય કરે બભ્રુવાહન;
જેણે મહાબળિયા પાર્થનું, મસ્તક કર્યું છેદન. ૧૧

વળી તુરી ત્યાં થકી પરવર્યો, સામો મળ્યો તુખાર;
તે તુરી તામ્રધ્વજે બાંધ્યો, અર્જુનનો નિર્ધાર. ૧૨

તે મયુરધ્વજ મળ્યો આવી, કૃષ્ણને કર જોડ;
પછે વીરવર્માને દેશ આવી, સુભટ ઝૂઝ્યા ક્રોડ. ૧૩

એક હૃદ આવ્યો જળ તણો, તે તરી ઊતર્યો વાહન;
ત્યાં આગળ રમતા હતા, બે ચંદ્રહાસના તન, ૧૪

વડો પુત્ર પદ્માક્ષ નામે, એક મકરધ્વજ એવું નામ.
તે અશ્વ અનુપમ દેખી, લેઈ ગયો પોતને ગામ. ૧૫

પછે પાંડવની સેના વિષે હવો તે હાહાકાર;
શ્રી કૃષ્ણ અર્જુન જ્યાં હતા, ત્યાં આવ્યો સમાચાર. ૧૬

વાત સાંભળી સવ્યસાચીને, ઉપન્યો અતિ ક્રોધ;
અશ્વની સંભાળ લેવાને, મોકલ્યા મહા જોધ. ૧૭

પણ પાર તે પામ્યા નહિ, કહ્યો કિરીટીને નકાર;
સાંભળીને સવ્યસાચી, દુઃખ પામ્યા અપાર. ૧૮

વિચારીને વિનવ્યા, અર્જુને ત્યાહા શ્રી કૃષ્ણ;
પાર્થ પૂછે પ્રભુજીને, 'કહો અશ્વ ગયાનુ પ્રશ્ન' ૧૯

વળતી વિશ્વંભર ઊચર્યા: 'સાંભળ, પાંડુકુમાર;
'તારા તુરીને સંભાળતા, જો કોણ છે આવનહાર.' ૨૦

એવું કહીને મૌન લીધુ, પ્રભુ શ્રી ગોપાળ.
એવે સમે અંતરિક્ષ માર્ગે, અતિ હવું અજુવાળ. ૨૧

હરિગુણ ગાતા વીણા વાતા, આવ્યા નારદ ભગવાન,
નર નારાયણ ઊભા થયા, સાદરે દીધું માન. ૨૨
ત્યારે દેવ ઋષી એમ બોલિયા, અર્જુન દીઠો દીનઃ
'હે સાધુ શા માટે સુન્મુન્ય, તારું મુખ થયું કા ખિન્ન?' ૨૩
પછે ગદ્‌ગદ કંઠે થઈને, બોલિયો તે પારથઃ
'મારા અશ્વ બંન્યો ગયા, તેથી ઊપન્યો અનર્થ. ૨૪
'સ્વર્ગ મૃત્યુ પાતાળ સઘળે, તમે જાઓ છો મુનિરાય;
'જાણતા હો તો કહો મુને, મારા અશ્વ ગયાનો ઉપાય.' ૨૫
વળતી ઋષિ એમ ઉચ્ચરે, 'સાંભળ અતળિબળ અર્જુન;
'તારા તુરીને લેઈ ગયા છે, ચંદ્રહાસના તન. ૨૬
'દેવ દાનવ યક્ષ કિન્નર, ત્રૈલોકય ટોળે થાય;
'સહસ્ર વર્ષ સતવાદી રાજા, કોણે છત્યો નવ જાય.' ૨૭
ઋષિજીના વચન સુણીને અર્જુન બોલ્યા વાણ
'તે ચદ્રહાસનો મહિમા કહો, મુજને વીણાપાણ'. ૨૮

વલણ

'કહો વીણાપાણ વેગે, સાનિધ્ય શ્રી ગોવિંદ રે.'
ચંદ્રહાસનો મહિમા કહે કર જોડી પ્રેમાનંદ રે ૨૯

## કડવું ૨—રાગ : રામગ્રી

એણી પેરે બોલ્યા બ્રહ્માતનજીઃ સાંભળ વીર અર્જુનજી,
એક અગદ નામે દેશ કહેવાયજી, રાજ કરે ત્યાં સુધાર્મિક રાયજી ૧

ઢાળ

સુધાર્મિક રાજા રાજ્ય કરે, પણ પેટ નહી સંતાનઃ
પુત્રને અર્થે રાજાએ, આરાધ્યા પંચવદન. ૨

મહાદેવ આવી ઉચ્ચર્યા, માગ્ય મહીપતિ વરદાન;
પછે શંકર પાસે સુધાર્મિકે, માગીઓ સંતાન: ૩

'સ્વામી મુજને કરી કરૂણા, એક આપો પુત્ર સંતાન;
'કરૂણા કરો માહાદેવજી, એ જ મારું ખું વરદાન.' ૪

ત્યારે શિવ કહે : 'તારા કર્મમાં, નથી સરજીત પુત્ર;
'તું પુત્રનું સુખ દેખીશ નહિ, આગે ભાગે ઘરસૂત્ર.' ૫

P.૮ વળતી રાજા બોલિયો, 'જે મિથ્યા ન થાય હોનાર;
'સ્વામી મુજને આપીએ, ઊધડે વાંઝિયા બાર.' ૬

ત્યારે શંભુ વળતા બોલિયા: 'જા હશે પુત્ર નિર્વાણ,
પણ આયુષ તારું નહીં રહે,' એમ કહે પિનાકપાણ. ૭

મહારાજા મંદીર આવિયો, શંભુ થયા રે કૃપાળ;
ધાબી નામે પ્રેમદા, તેણીએ પ્રસવ્યો બાળ. ૮

સર્વ કો આનંદ પામ્યું, ઊઘડયું વાંઝિયા બાર.
ખટ માસનો બાળક થયો, ભૂપતિ હરખ્યો અપાર. ૯

ત્યાં એક દિવસ અસુર અવિયા, પાપી નગર પડિયા ચૂટી;
મધ્યરાત્રે માર્યો મહીપતિ, ને નગ્ર લીધું લૂટી. ૧૦

પેલા બાળકને ધવરાવતી હતી સુધાર્મિકની દાસી;
રાજપુત્ર ત્યાંથી સંતાડયો, ધાવ છૂટી નાસી. ૧૧

રાત દિવસ તે હીંડે રામા, સુત સોડામાંય;
કૌંતલ દેશ આવી ચઢી, ત્યાં કુંતલ નામે રાય. ૧૨

ધૃષ્ટબુદ્ધિ નામે પુરોહિત છે, જેનો રાજ સેનમાં ભાર;
વિશ્વ છતી વશ કર્યું, મન વિશે મહા અહંકાર. ૧૩

તે ગામમાં દાગી ઠરી, સુત સંગાતે નેટ;
દળણી થઈને ધંધો કરતી; દોહેલે ભરતી પેટ. ૧૪

ખાંડવું, દળવું અને ધાવું, કોના વાસીદા કરતી,
કોના પાત્ર પખાળે એશ, કોના પાણી ભરતી ૧૫

દિન દિન પુત્ર મોટો થયો, શેરિયે રમવા જાય,
લોક જાતા જોવા રહે, એ કુંવર કેરી કાય. ૧૬

શરીરે સુવર્ણ સરખો, શોભતો અતિ રંગ,
દાસી તે ભસ્મે કરી ઢાંકે, કુંવર કેરું અંગ ૧૭

એક દિન દાસીએ નયન કીધું, પુત્રને રાખી પાસ,
એવે કોએ તેડવા આવ્યો, વહેનાગિયાનો દાસ ૧૮

'જોઈએ ધાવ ઉતાવળું છે, વસ્ત્ર ધોવાનું કામ,
'સ્વામી મારો તેડે તુજને, આપશે બહુ દામ' ૧૯

'મધ્યરાત્રે ચાલી માનુની, સૂતો મૂકી બાળ;
લોભે તે કાંઈ બીહ્યું નહીં, આવ્યો તેનો કાળ ૨૦

માર્ગમાંહે ચાલતા એક, પડ્યો મોટો નાગ,
પ્રેમદાયે પૃષ્ઠ ઉપરે, અંધારે મૂક્યો પાગ ૨૧

ત્યારે ઉછળીને નાગ વળગ્યો, અંતર આણી રીશ
ડંસી દાસી પડી પૃથ્વી, મુખે પાડી ચીશ ૨૨

કંઠે તે બાંધી કાચળી ને, મુખે પડિયો સોક,
ધાવ ઢળી ધરણી વિશે, ત્યારે ધાઈ મળિયા લોક ૨૩

મરતી વેળા માનુની, મુખથી બોલી વાણ
'મારા પુત્રને કો પાળજો', એમ કહેતા નિકળ્યા પ્રાણ ૨૪

વલણ

એમ કહેતા ગયા પ્રાણ તેના, ભાગ્યની જે મંદ રે,
એ પુત્રની શી ગતી થઈ, તે કહે ભટ પ્રેમાનંદ રે. ૨૫

## કડવું ૩—રાગ : વેરાડી

નારદજી એમ ઉચ્ચરે, સુણ પાર્થ બળવંત;
એ પુત્રની શી ગતી થઈ, તેને રાખ્યો શ્રી ભગવંત. ૧

વહાણું વાતે જન્મ્યો બાળક, મુખે બોલતો વાણી;
આંખ્યો ચોળતો ને અન્ન માગતો, માતા મોઈ ન જાણી. ૨

સૂનું ભુવન જ્યારે પુત્રે દીઠું, નેત્ર ભરીને રોય;
આકુળ વ્યાકુળ થવા લાગ્યો, ઉત્તર ન આપે કોય. ૩

સાંભળી આવી સર્વ શ્યામા, પાસેનાં પાડોશી;
કો બાળકને પહુંઆ આપે, ઘણા વરસની ડોશી. ૪

કો કુંવરને કેડે ચઢાવી, આસનાવાસના લાગી કરવા:
'એ આવી જનેતા તારી, ગઈ છે પાણી ભરવા.' ૫

એણી પેરે તે સર્વ ભાનુનીએ, કુંવરને માંડ્યું વહાવું;
કોઈ પ્રેમદાએ દૂધ પાયું, કોઈએ આપ્યું ખાવું. ૬

એમ રમતાં જમતાં તે કુંવરના, સુખે દિવસ જાતાં;
બે સંવત્સર વહી ગયા, વિસરી ગઈ ત્યાં માતા. ૭

હીડતાં ચાલતાં કુંવર લેતો હરિનું નામ;
એક દહાડે તેને વાટમાંહિથી, જડિયા શાલિગ્રામ. ૮

તે હાથ ગ્રહિ હૈયા શું ચાંપ્યો, સ્નેહ અતિશે આણ્યો;
સહુ બાળક સાથે રમવા લાગ્યો, ભમો સુંદર જાણ્યો. ૯

એક વાર ત્યાં ધૃષ્ટબુદ્ધે, જમાડ્યા મુનિજન:
તે બાળક માંહે મળતો તેઓ, રાંક જાની તન. ૧૦

પછે રૂક્ષિમણીની પૂજા કરવા, ધૃષ્ટબુદ્ધિ તે આવ્યો;
દક્ષિણા તેલ ને પાતરી તેડે, થાળ ભરીને લાવ્યો. ૧૧

પૂજા કરી પરધાન પરવર્યો, દક્ષિણા આપતો વાળી;
પણ પંડિતની પંગત વિષેથી, એ બાળક મૂક્યો ટાળી. ૧૨

પૃ.૯ એવે ગાલવ રૂષિ બોલ્યા : 'ભાળે પ્રાણી માત્ર;
'કાં મહારાજ એને ટાળી મૂકયો, હેતે પૂજવા જેવું છે પાત્ર. ૧૩
'વિધિયે એમ લખ્યું છે, એ શું તારે સગાઈ;
'વિષયા પુત્રીને પરણશે, એ થાશે તારો જમાઈ.' ૧૪
એવાં ગાલવનાં વચન સુણીને, પ્રધાનને લાગી ઝાળ;
મુનિ માત્ર મારીને કાઢયા, પછાડી પૂજાની થાળ. ૧૫
બીજા બ્રાહ્મણ દુઃખ પામ્યા: 'કહોજી અમારો શો વાંક?
'દક્ષિણાનું જ્ઞાન ગયું, અમો કેમ જીવિયે રાંક?' ૧૬
ગાલવ કહે : 'તમે શું જાણો? પુરોહિત છે પાપી!'
એવું કહીને સર્વ મુનિયોને, ઘેરથી દક્ષિણા આપી. ૧૭
નારદ કહે, સાંભળ પાર્થ, પછે પાપિને પ્રગટયો કાળ:
'મારી પુત્રીને અમર ઇચ્છે, કેમ પરણે ભિક્ષુક બાળ?' ૧૮
એક ઠામ બેસી વિચાર્યું, ચંડાળ તેડયા ઘેર;
સાધુ સુતને મારવાને, આરંભી ત્યાં પેર. ૧૯

વલણ

આરંભી ત્યાં પેર ધૃષ્ટબુદ્ધે, દ્વેષ મનમાં ધર્યો રે;
કર જોડી કહે પ્રેમાનંદ પર, સાધુ સુત કેમ ઉગર્યો રે. ૨૦

## કડવું ૪—રાગ : વેરાડી

ધૃષ્ટબુદ્ધ તેડાવ્યા ચાંડાળ,
હણવા સુધાર્મિકનો બાળ;
પુરોહિત કહે : 'પેલો દાસીનો તન,
ચાંડાળ તમે તેને કરો નિધન. ૧
એણી પેરે મારવો ન થાયે જાણ,
માર્યાનું કંઈ લાવજો એંધાણ.

આપીશ ધન ઊંચકાશે જેટલું,
જો કારજ કરશો એટલું.'
આનંદ પામી અંત્યજ પળ્યા,
હરિભક્તને વાટમાં મળ્યા,
વાહિને તેડ્યો બાળક વન,
દીધી આશા, 'જમે છે મુનિજન'. ૩
બાળકને છે હરિનું ધ્યાન,
તેડી ચાલ્યા ચારે અજ્ઞાન;
અઘોર વનતણી જંજાળ,
આરડે વણીયર ફુત્કવે વ્યાળ. ૪
ખડું ખાબડાં પર્વત ખોહ,
ગુફામાં ધુધવે છે ઘોહ;
ભુંડ, ભૈરવ તણી પેર માંઝાર,
દીસે પશુ વનમાં અપાર. ૫
ઉઝરડાયે અંગ, અતિ પામે ખેદ,
શરીરથી ચાલ્યો પ્રસ્વેદ;
એક ઊંડુ સ્થાનક જ્યાં ન મળે જંત,
ત્યાં બાળકને લઈ ગયા એકાંત ૬
માંહોમાહે સામું જોઈ હસે,
પાપી પાણ સાથે પાળિ ઘસે;
તે દેખીને બાળકને થયો વચાર,
મુને મારી લેશે નિર્ધાર. ૭
પામ્યો દુઃખ જળ નયણે ભરે,
મુખે 'રામકૃષ્ણ' વાણી ઉચ્ચરે. ૮

વલણ

રામકૃષ્ણ ' વાણી ઉચ્ચરે, સમર્યા શ્રી ગોપાળ રે;
પ્રેમાનંદ કહે કથા, કેમ ઉગરિયો બાળ રે. ૯

## કડવું ૫—રાગ : રામગ્રી

સાધુ સુતે સમર્યા હરિ, ગરુડા શ્રી ગોપાળ,
'વહારે ચઢજો વીઠલા, દીનાનાથ દયાળ સાધુ૦ ૧

'સાહે કરો સેવક તણી, પ્રભુ સુંદર શ્યામ શરીર;
'બાળકબુદ્ધ નથી જાણતો, ચાલ્યા શ્રી જદુવીર સાધુ૦ ૨

'આગે ભીડ ભાગી ભક્તની, ભોળા શ્રી ભગવંત;
'દુઃખ ટાળ્યા સર્વ દેવના, આણ્યો અસુરનો અંત સાધુ૦ ૩

'અંબરીષ કરતો એકાદશી, આવ્યો અત્રિકુમાર,
'શાપ ટાળ્યા સર્વ તેહના, લીધા દશ અવતાર સાધુ૦ ૪

'પછે મચ્છ રૂપે વેદ વાળીઆ અહો અશરણશર્ણ;
'તમે વિશ્વભર વહારે ચઢી, મુકાવી દાઢાએથી ધર્ણ, સાધુ૦ ૫

'પ્રલ્હાદ પીડાથી રાખિયો, ધરી નૃસિંહ રૂપ,
'વિડાર્યો નખે કરી પાપી, હિરણ્યકશિપુ ભૂપ સાધુ૦ ૬

'વામન રૂપ થઈને વેગે, છલ્યો બલી રાજન,
'પ્રભુ થઈને ગ્યા પોળિયા, રાખ્યું ઇંદ્રાસન સાધુ૦ ૭

'કચ્છપ રૂપે કૃષ્ણજી, તમે મથિયો મહાસાગર,
'લક્ષ્મી કઢાવ્યાં ત્યાં થકી, ટાળ્યું દેવનું દલદર સાધુ૦ ૮

'પરશુરામ રૂપે પુરુષોત્તમ, પાળ્યું તાતનું વચન,
'માતા મારી જીવતી, હણ્યો સહસ્રાર્જુન. સાધુ૦ ૯

'સાતમે રાક્ષસ સંહારવા, અવતરિયા શ્રી રામ,
'વાનર શું મૈત્રી કરી, ફેડ્યો રાવણ ઠામ સાધુ૦ ૧૦

'આઠમો અવતાર શ્રી કૃષ્ણનો, પાંડવના પ્રતિપાળ,
'કંસાસુરાદિ પાપી હણ્યા, માર્યો શિશુપાળ સાધુ૦ ૧૧

'હરિશ્ચંદ્રે સત્ય મૂક્યું નહિ, કાપતાં કામનીનું માથ;
'અવિનાશી અંતરિક્ષથી ઉતર્યા, આવી ઝાલ્યો હાથ. સાધુ૦ ૧૨

'પાંચ વર્ષનો બાળિયો, જેનું ધ્રુવજી નામ;
'દાસ જાણી આપો તેહને, હરવાને અવિચળ ઠામ. સાધુ૦ ૧૩

'શું શયન કીધું હો સ્વામીજી, પ્રભુ ગરૂડારૂઢ;
'જાગીને વેગે આવજો, દુઃખ પડિયું છે પ્રૌઢ. સાધુ૦ ૧૪

'ભક્તવત્સલ બિરદ તાહરું રાખજો આ વાર;
'સેવકને વિસારતાં, લાજશો લક્ષ્મી–ભરથાર. સાધુ૦ ૧૫

'ચતુર્ભુજ તમો ચિત્તમાં ચિંતવીને દુઃખ જોય;
'તમ વિના ત્રૈલોક્યમાં, નથી મારે કોય. સાધુ૦ ૧૬

'અલ્પ જીવ અવની વિષે, આકાશથી હું પડિયો;
'મૃત્યુ પાન મહારા હાથમાં, ચાંડાળ હાથે ચઢિયો. સાધુ૦ ૧૭

'હું મરણ પામ્યો હો માહાવજી, 'મારો' કોણ કહેશે ?
'મોટું દુઃખ મારા મન વિષે, મારો સખો સહેશે.' સાધુ૦ ૧૭

એવે નિદ્રાવશથી જાગિયો, કમળાનો સ્વામી:
પછે ચંદ્રહાસના ચિત્ત વિષે પ્રકટયા અંતર્યામી. સાધુ૦ ૧૮

વલણ

અંતર્યામી પ્રગટ હવા, ચાંડાળ કેરે મન રે;
ભટ પ્રેમાનંદ એમ કહે, કયમ ઉગર્યો સુધાર્મિક તન રે. ૧૯

કડવું ૬—રાગ : કેદારો

નારદજી એમ ઉચરે, પાર્થ વીર શ્રવણ ધરે;
શું કરે પછે તે સાધુને રે. ૧

ચાંડાળ ચારે જોઈ રહ્યા, સુતને દેખી વિસ્મે થયા;
અંતર્યામી પ્રગટ હવા તેહને રે. ૨

ઢાળ

તેને પ્રગટ હવા અંતર્યામી, આવી બેઠા શ્રી ભગવાન:
દુષ્ટ ભાગ ગયો અધર્મનો, ઉપન્યું અંતર જ્ઞાન. ૩

'સ્વામીસુત સ્વજન મને હર, આપણ તેહે ઉપર હિત કરીયે,
'બાળક તો સર્વેને સરખો, નમાયાને શેને હણિયે ?'   ૪
એક   'સાધુને મારિયે, પાપીને પમાડિયે હર્ષ;
'એ કર્મ કીધે, સાધુ પ્રાણ લીધે પડિયે કુંભીપાક નર્ક'   ૫
બીજો કહે છે: 'મૂકો એને, શુ દુષ્ટ મળતા દુષ્ટ થઇએ,
'એ પુરોહિત પડશે નર્કમા, વિષ્ણુભક્તને જીવતદાન દઇએ'   ૬
૨૮ ત્રીજો કહે: 'મારાની વાતે, આગ તપે છે મારુ;
'એ સાધુ સામે જુએ તેને, હુ આગળથી સધારુ'   ૭
ચોથો ચતુર થઇને બોલ્યો: 'સાંભળો એક ઉપાય,
'એ સુત ન મરે ને અર્થ સરે, દુષ્ટ નવ દુભાય   ૮
'એંધાણ આપિયે અધર્મિને, એનુ અંગ તમો કાઈ કાપો;
'અભડાયે નહિ માટે વેગળા રહીને પાળી આપો'   ૯
એવું કહીને કુવરને, છુરિકા કરમા આપી,
જોતા માંહે જમણા પગની, છઠ્ઠી આંગુલિ કાપી   ૧૦
૨૯ જ્યા લગણ પાવતી હતી, આગળી પગ મોઝાર,
ત્યા લગણ બાળકને નોહતો, રાજ તણો અધિકાર   ૧૧
ચાંડાળ ચારે વિસ્મે થયા, સુત સામુ જોઈ,
પીડા ન પામે અંતર વિષે, પાગે વહેવા લાગ્યુ લોહી   ૧૨
[illegible] રજ ઉડીને ચાલ્યા, કહેતા ગયા વચન
'નગ્ર ભણી ન આવીશ, સાધુ જાને બીજે વન'   ૧૩
એક મૃગ વાટે મુઓતો, તેના લોચન કાઢી લીધા,
અન્યોઅન્યે કહેવા લાગ્યા 'કાર્ય આપણા સીધ્યા'   ૧૪
પછે પુરોહિતને પગે પડિયા જઈ આપ્યા એંધાણ
દુષ્ટબુદ્ધિ તે દેખી હરખ્યો, સાના પામ્યો પ્રાણ   ૧૫

વલણ

સાના પામ્યો પ્રાણ રે, ચાંડાળને ધન આપ્યુ ઘણુ રે,
પુરોહિતનું હરખ્યુ મન જે, મિથ્યા વચન થયુ મુનિતણુ રે   ૧૬

### કડવું ૯—રાગ : ચોપાઈ

નારદ કહે : સાંભળ અર્જુન,
પાસે બેઠા છે જગજીવન;
ત્યાં બાળક એકલો કરે વિલાપ,
અંતર્ગત અતિ પામે તાપ. ૧

'રામકૃષ્ણ' વાણી ઉચ્ચરે,
રુદન કરે, જળ નયણે ભરે;
એવે વન આવી ચમરી ગાય,
પૂંછ કરીને નાખે વાય. ૨

આવ્યા સૂડા વનના કીર,
ચાંચે ભરીને લાવ્યા નીર;
પંખી જાત સર્વે ટોળે થયાં,
પાંખે છાંયા કરીને રહ્યાં. ૩

એવે મૃગ આવી એક ઊભો રહ્યો,
સુતને દેખી વિસ્મે થયો;
મૃગ સ્વામીભાવ મન આણિયો,
ચંદ્રમા પડિયો જાણિયો. ૪

એવી આશંકા મૃગે મન ધરી,
ચાટ્યું રુધિર જીભે કરી.
એટલે કૌંતલ દેશ તણો જે રાય,
કુંલિદ નામ તેહેનું કહેવાય. ૫

નવવિધ અષ્ટમાસિદ્ધ ઘરસૂત્ર,
પણ પેટ ન મળે એકે પુત્ર;
તે રાજા મૃગયા કરવા નીકળ્યો,
મહાવનમાં એક મૃગલો મળ્યો. ૬

સારંગ ઉપર શર કર્યો સંધાણ,
મૃગે જાણ્યું, મુઓ નિર્વાણ;

મૃગ ભય પામી નાશી ગયો,
પછે કુલિંદ કુરંગ કેડે થયો. ૭

આગળ જાતાં મૃગ થયો અંતર્ધાન,
ઊભો રાજા ને થયા મહેમાન;
ભૂલ્યો ભૂપતિ નયની વાર,
એટલે થયો મનમાં ઉચાટ. ૮

એક વૃક્ષ તળે ઊભો ભૂપાળ,
એવે રોતો સાંભળ્યો બાળ,
'રામકૃષ્ણ' કહી કરે રુદન,
સાંભળી રાજાએ વિમાસ્યું મન. ૯

જોવા અર્થે અશ્વથી ઊતર્યો,
કુંવર ભાળી કુલિંદ પરવર્યો;
રાજા આવતો દીઠો જેટલે,
પશુ પક્ષી નાઠાં તેટલે ૧૦

R ૮ આભમાંથી ચંદ્ર દીસે જેમ,
પદ્મી પગ છયે પુન શોભે તેમ,
વાસન ગિરિચિનો અવતાર,
એ નો હોયે માનુષ તણો કુમાર ૧૧

પછે મહારાજા પાસે આવિયો,
પ્રેમ પુત્રને બોલાવિયો
'કહે કુંવર તું કોણ જાત?
'કોણ પિતા, કોણ તારી માત?' ૧૨

મહારાજાનાં સુણી વચન,
વળતું બોલ્યો સાધુજન,
'માત પિતા મારે નથી કોય,
'આધાર એક અચ્યુતનો હોય' ૧૩

એવું સાંભળી હરખ્યા ભૂપાળ:
'મુને કેશવજી થયા કૃપાળ;
'પરમેશ્વરે મુને આપ્યો કુમાર,
'ઉઘડયાં મારાં વાઝિયા દ્વાર' ૧૪
પછે સુતની કીધી આસ્વાસન,
તેડી દીધું આલિંગન;
પ્રેમ શું પુત્રને રૂદે ધર્યો,
પહેરાવી વસ્ત્ર ને સાંસતો કર્યો. ૧૫
પછી અશ્વે થયો અસ્વાર,
નરપતિ ચાલ્યો નગ્ર મોઝાર;
પાળા સેવક ધાયા પુર ભણી,
રાણીને કહેવા વધામણી. ૧૬
રાણીને જઈ નામ્યું શિશ,
તમને તુષ્ટમાન થયા જગદીશ;
પાંચ વર્ષનો આપ્યો બાળ,
એ લઈ આવે છે ભૂપાળ. ૧૭

વલણ

પાળ બાળકને લાવે છે, હરખ્યું રાણીનું મન રે;
જોડી કહે પ્રેમાનંદ, સામી આવી સ્રી જન રે. ૧૮

કડવું ૮—રાગ : રામગ્રી

પિ નારદ બોલ્યા વાણીજી, તું સાંભળ શાંડિલ્યપાણીજી;
સુતનો સમાચાર જાણીજી, પ્રેમે સંચરિ રાણીજી. ૧

ઢાળ

સામા[illegible] જોવા સુતને કાજે, સામગ્રી કીધી ઘણી;
સાથે તે[illegible]ડી સર્વ સ્વામા, સાહેલિયો પોતા તણી. ૨
'સાંભળ્યું [illegible] મેં સ્વપ્ન સરખું, પુત્ર લાવે છે પતિ;'
મન માંહે [illegible] મ્હાલી સામી ચાલી, મળવાને મેઘાવતી. ૩

વહેંચાવિયાં સર્વે ગંગર્યાં, વહેંચ્ય સુંદર જોતરી;
નગ્રની નારી નિસરી બાહર, થાળ મોતિયે ભરી. ૪
પાળે પાગે અતિ અનુરાગે, માતા તે મળવા આવી;
અતિ પ્રેમ કીધો રૂદયા શું લીધો મોતીડે વધાવી. ૫

શુભ લગ્ન શુભ નક્ષત્રે, શુભ તિથિ રવિવાર;
ગાજતે વાજતે ઘેર આવ્યો, કુલિંદનો કુમાર. ૬
કુળ કર્મ કીધું, દાન દીધુ, ગીત ગાએ ગર્ગ સુંદરી;
મહારાજાએ જોશી તેડાવ્યા, લખવા પુત્રની જન્મોતરી ૭

જન્મોતરી લખી બોલ્યા ઋષીઃ 'મહા મહિમા બાળક તણો;
'ભૂમંડળમાં ભૂપતિ ભાગ્યવંત થશે અતિ ઘણો. ૮
'એનુ વદન ચારૂ સોમ સરખું, જાણે સોળ કળા પ્રકાશ;
'હરી રહ્યું માટે નામ એનું, ધર્યું આજથી "ચંદ્રહાસ." ૯

વલણ

'ચંદ્રહાસ' નામ સુતનુ સુણી રીઝયો રાય કુલિંદ રે;
પછે કોણ રીતે ભણ્યો કુંવર, કહે ભટ પ્રેમાનંદ રે. ૧૦

કડવું ૯—રાગ : કલ્યાણ

મહારાજાએ વિચારયુ, દિન જોયો એક વારૂં;
પુત્રને ભણવા કાજે, ઘેર તેડયો અધ્યારૂ. ૧
ત્યાં સોંપી આપ્યો પુત્રને, ભણવાને ભૂપાળે;
અશ્વ થઈ અસવાર કુમાર ગયો છે નિશાળે. ૨

ત્યાં ખડખડ હશીઓ સાધુ, દેખીને મંડળો સાથ,
શુ ભણો છો સર્વે ભૂર, મૂકી બ્રહ્માંડના નાથ. ૩
તમે શુદ્ધ કરો ગોવિંદને, જેથી ન નિસરે વાંક;
નિર્મળ નામ, 'નારાયણ' ભણિયે, એથી આડો આંક ૪

ત્યારે નિશાળિયાએ મુકયુ ભણવું, સર્વે પાસે આવી બેઠા;
પ્રકટયા સર્વેને નિજ જ્ઞાન ભગવાન અંતરે પેઠા. ૫

નિશાળિયા પ્રત્યે ચંદ્રવદન, એમ બોલ્યો વાણી:
'સાંભળો નિશાળિયાનો સાથ, નાથની કહું કહાણી. ૬

'કરો નિર્મળ મૂળ કમળ શું, નેહ દેહ છે કાચી;
'ખોટી સંસારની રીત છે, પ્રીત પરબ્રહ્મ શું સાચી. ૭

'ગુણ ત્રણ રહિત છે વિશ્વરાયો, જેને નારદજી નમે:
'ઘર ઘર ગતિ ગદન ચલવે, ઢુંઢ્યો ભૂલ્યો બ્રહ્માજી ભમે. ૮

'(ઙ) નરહરજીને વંદો રે ભાઈ, નિંદો પુત્ર પરિવાર,
'ચૌદભુવનનો જે સ્વામિ કાવે, નવ લહે તેનો કોઈ પાર. ૯

'છૂટો માતાના ગર્ભપાશ, અવિનાશ અંતર આણો;
'જગતમાં છે જગદીશ સાચો, અનુભવ એવો જાણો. ૧૦

'ઝાંઝવા નિર સંસાર, પીરા મૃગતૃષ્ણા જેવું:
'(ઞ) નરહરજીનું નામ મુખે શત કાર્ય મૂકી લેવું. ૧૧

'ટાળો ભાઈઓ, મનનો દ્વેષ, એક જાણો અવિનાશી;
'ઠાલો એક ઠાર નથી, મુરારી રહ્યો પ્રકાશી. ૧૨

'ડગ ભર જો વિચારિયે, ન્યારી માયાની જાળ;
'ઢુંકડું માથે મૃત્યુ, સત્ય નહિ મૂકે કાળ ૧૩

'રણે છુટશો આ અવતાર, બીજી વાર ગર્ભે નહિઆવો:
(ત) 'ત્રણ લોકને માહે શ્રેષ્ટ, વિષ્ણુ કોણે નથી વહાવો ૧૪

'સ્થાવર જંગમ જેહ, નેહે રહ્યો વિસ્તારી:
'દેવ વૃક્ષ દયાળ, ડાળ ચારે પ્રસારી. ૧૫

'ધરો ધ્યાન તમે ઊંચે પાગ, મુખ ભાગ હેઠો રાખી;
'નમો નીચા થઈ ગોપાળ, ડાળ દોગડું નાખી. ૧૬

'પત્ર ત્યાહાં ત્રિભુવનરાય, છાયા કરીને રહેશે;
'ફળ સારે મુક્તિનું દ્વાર ચતુર્ભુજ દેખાડિ દેશે. ૧૭

'બંધ છૂટશો બાળકા સર્વ, કાળ કર્મ નહિ દેખે;
'ભમતું નહિ પડે આગળે, કાગળ ચઢશે લેખે ૧૮

'મન મારી કરો ચૂર, શર શા માટે ન ચઢિએ?
'યમુનાપતિ જગદીશ, રૂપ ભૂપ જેવુ લહિયે ૧૯
'રાતો પીળો રંગ નથી, સંગ લક્ષ્મીનો જેને,
'લેશે હરિનું નામ, ઠામ અવિચળ તેને ૨૦
'વામન રૂપ વૈરાટ, ચોધાટ ચાલે જેનો,
'સમરે તે તરે સંસાર, ભાર ન રહે કેનો ૨૧
'હરિ ખોળી લો રે મૂઢ, ગૂઢ અહમેવ મૂકી,
'અસાર ગયો સર્વ દુખે, રખે ચાલતા રે ચૂકી ૨૨
'મળે હરિ મહોટો હર્ખ, નર્ક યો રે નિવારે,
'ક્ષમાએ મળે વિશ્વરાથ, સંસાર સમુદ્ર તારે ૨૩
'જ્ઞાન એ કહ્યું કકાનુ, ભગવાને બુદ્ધ જ આપી,
કર જોડી કહે પ્રેમાનંદ: 'ગોવિંદે દુર્મતિ કાપી' ૨૪

વલણ

કાપી દુર્મતિ ગોવિંદે, એમ કહે હરિજન રે,
સાધુ સંગે નિશાળિયાને, લાગ્યુ રામ શુ લગન રે ૨૫

## કડવું ૧૦—રાગ : મારુ

નારદજી એમ ઉચ્ચરે સુણ હસ્તિનાપુર-રાજન રે
સાધુ સંગે નિશાળિયાને ઉપન્યુ અંતર જ્ઞાન રે ૧
અધ્યારૂ અમથો રહ્યો, પામ્યા ચંદ્રહાસનો સંગ રે
પાટી પાટલા પછાડયા પૃથ્વી, લાગ્યો રામ સગાથે રંગ રે ૨

ઢાળ

રામ સગાથે રંગ લાગ્યા, સર્વને અંતરમાય;
સુતની વિદ્યા સાંભળીને, હૈડે હરખ્યો રાય ૩
હરિકીર્તન મંદીર મંદીર મુખે કહે 'માધવજી' નામ,
દેહદમન હરિભજન વૈષ્ણવ કીધું આખું ગામ ૪

એમ કરતાં પુત્ર પ્રૌઢ થયો, રાજરીત સર્વે લીધી;
પૃથ્વી ગઈ પોતાની વાળી, દિગ્વિજે ત્યાં કીધી. ૫

જીતી સર્વે વશ કીધા, દેશ દેશના રાય;
છત્ર ચામર ધન આપી, લાગે કુલિંદને પાય. ૬

પછે ચંદ્રહાસે યજ્ઞ કરીને, આપ્યા ભિક્ષુકને દાન:
ભાટ ચારણ બંદીજન ગુણી, સંતોષ્યા રાજાન. ૭

એવે કૌંતલપુર વિષે, પ્રોહિત ધૃષ્ટબુદ્ધિ જેહ,
એક દહાડે તે અહંકારી, અંતર વિચાર્યું એહ: ૮

'દેશદેશાંતરના રાજા, જીતીને વશ કીધા,
'છત્ર ચામર ધન લઈને, દંડ તેહને દીધા. ૯

'કૌંતલ દેશ તણો જે રાજા, 'કુલિંદ' એવું નામ:
'અગિયાર વર્ષ વહી ગયાં, નથી આપ્યો એકુ દામ. ૧૦

'વાણિયો થયો અહંકારી: હાવે દેઉં એને શીખ:
'નગ્ર એનું લેઉં લૂંટી, કરું માગતો ભીખ.' ૧૧

એવું વિચારી મહારાજાયે સેન તત્પર કીધું:
ફરફરે ધ્વજા, હરતી હલકાર્યા, દુષ્ટે દુંદુભિ દીધું. ૧૨

ધૃષ્ટબુદ્ધિ કહે યોદ્ધાને: 'એનો દેશ કરો નરેકાટ.'
એવે સમે સામા મળ્યા બંદીજન ને ભાટ. ૧૩

તેણે પુરોહિતની પાસે આવી, ચંદ્રહાસ વિખાણ્યો:
કુલિંદનો કુંવર મહાપરાક્રમી, પછે પાપિયે જાણ્યો. ૧૪

ધૃષ્ટબુદ્ધે બંદીજનને, પૂછિયો ત્યાં સમાચારઃ
'દાસ મારો વાઝિયો હતો, કયાં થકો તેને કુમાર?' 15

યાચક કહે, 'સ્વામી, કુલિંદ નામે રાજન;
'એક દહાડે મૃગયા રમવા, નીસર્યો હતો વન 16

'સારંગ વળતો ગયો નાશી, ઊભો રહ્યો ભૂપાળ;
'નીચે નાદે દામણા સરખો, રોતો સાંભળ્યો બાળ. 17

'કોયે કાપી આંગળી પગની, પુત્ર પૃથ્વી પડિયો;
'ચંદ્રવદન જેહનું તે, કુલિંદને પુત્ર જડિયો. 18

'અશ્વથી ઉતરી રાજાયે, તે બાળક હૃદયા શું લીધો;
'વાઝિયો રાજ્યો વિશ્વંભરે, પુત્ર આપી પનોતો કીધો. 19

'તે રાજાએ આપિયું, તેને સરવ રાજ્યધન;
'પૃથ્વી તળમાં નવ મળે તે સરખો કો બળવાન 20

'યજ્ઞ કરીને ચંદ્રહાસે, આપ્યાં ભિક્ષુકને દાન;
'તે પામેથી અમો આવું છું તમ પાસે રાજન.' 21

એવું સાંભળી પુરોહિતને, અનર અગ્નિ લાગ્યો;
સાંભર્યો દાસીનો નન્દન, ભાવો કેમા વાગ્યો. 22

વલણ

વાગ્યો ભાલો, વહ્નિ લાગ્યો, પાપીના રૂદે વિષે રે,
'કાંઈ કપટે મારૂં એહને તો, રાજ હું કરૂં સુખે રે.' 23

## કડવું 11—રાગ : સારંગ

તાલાવેલી લાગી પાપીને, સુણી યાચક તણાં રે વચન,
'ગલવિયાનું કહ્યું થાશે, દાસીનો પરણ્યો તન.' તાલાવેલી० 1

એવું સાંભળી ચાલ્યો પાપી, મેના તેડી સાથ,
એવે સમાચાર પહોંચ્યો, જ્યાં કૌતલ દેશનો નાથ. તાલાવેલી० 2

કુલિંદ રાજા ઉઠ્યો ભડકી ધ્રુજવા લાગ્યો આપ:
'હવે શું થાશે રે વિધાતા! પ્રધાનનો મહા ઉત્પાત. તાલાવેલી૦ ૩

'મેં ઘણાં વર્ષ શર્યાં પાપીને, નથી આપ્યું સુવર્ણ;
'તે માટે જાગીને આવ્યો, હવે પમાડશે મર્ણ.' તાલાવેલી૦ ૪

પછે કુલિંદ કુંવરને તેડી, મળવા લાગ્યો સંચરિયો;
પિતાપુત્રને આવતા દેખી, રથથી પ્રધાન ઉતરિયો. તાલાવેલી૦ ૫

ધાઈને આલિંગને દીધું, ધૃષ્ટબુદ્ધિ બોલ્યો વાણી:
'ધન્ય ધન્ય કુલિંદરાજા, મેં તારી મૈત્રી જાણી! તાલાવેલી૦ ૬

'પરમેશ્વર તુજને પ્રસન્ન થયા, પુત્ર પાંચ વર્ષનો લાવ્યો;
'વાંઝિયા બાર ઉઘાડ્યું તારું, સમાચાર મુજને નવ કહાવ્યો?' તાલાવેલી૦ ૭

એવું સાંભળીને મહારાજાનું હરખ્યું અતિશે ચિત્ત:
'ભાગ્ય મહારું ઉદે થયું, ત્રેવડી વાધી પ્રીત.' તાલાવેલી૦ ૮

ગાજતે વાજતે આવ્યા ગામમાં, આપ્યા ઉત્તમ ઉતારા;
સહસ્ર એક મોકલ્યા સેવક, સેવાના કરનારા. તાલાવેલી૦ ૯

શાક પાક સ્વાદિષ્ટ અન્ન, રાગે રસોઈ કરાવી;
સર્વે મળીને ભોજન કીધું, જેને મનમાં ભાવી. તાલાવેલી૦ ૧૦

સુભટ માત્ર સભામાં બેઠા પ્રધાન બોલ્યો વચન;
'આજ જાવું પડ્યું ઉતાવળું, મુને પાછા ફરી ભોવન. તાલાવેલી૦ ૧૧

'તમો પિતાપુત્ર મળવાને આવ્યા, પણ કાર્ય એક વિસરિયું,
'ભેગા મળ્યા ને ભોજન કીધું, સુખ પામ્યે સાંભરિયું તાલાવેલી૦ ૧૨

'તમ શું મુજને ગોષ્ટ કર્યાની, ઘણી હુતી ઇચ્છા ય;
'પણ આજ ઉતાવળું જાવું પડ્યું, મુને કૌંતલપુરની ગાંય. તાલાવેલી૦ ૧૩

'અગોપ વાત મારા મન તણી, તે મદનપુત્રથી થાય;
'પત્ર લખીને મોકલું પણ, કોય એવો નથી જે જાય. તાલાવેલી૦ ૧૪

'વાટમાં વાંચે નહિ એવો, સાધુ તમારો તન,
'પત્ર લખીને મોકલો પુત્રને, મળવા ઇચ્છે છે મદન' તાલાવેલી૦ ૧૫
એવું સાંભળીને મદાંગનાએ, સમીપ તેડાવ્યો ચંદ્રહાસ;
પિતા કહે, 'રે પુત્ર, લેઈ પધારો, મદન મિત્રની પાસ'. તાલાવેલી૦ ૧૬
કુંવર કહે : 'રે મુને મોકલો છો, વણ વિચારે ભૂપ,
'(પણ) તાત તમારૂં કહ્યું કરવું મારે, જો નાખો અંધારે કૂપ.' તાલાવેલી૦ ૧૭
એવે પત્ર લખ્યું પાપીએ 'કૌંતલપુર નિજ ગામ,
'મકરશુણશિરોમણી સુત મદન એવું નામ તાલાવેલી૦ ૧૮
'અહીં ચંદ્રહાસ મોકલ્યો છે, માન ઘણેરૂં દેજો,
'અમો તમારા કિંકર છું, એમ કાલા થઈને કહેજો તાલાવેલી૦ ૧૯
'રૂપ ના જોશો, રંગ ના જોશો, ન પૂછશો ઘરસૂત્ર,
'મુહૂર્ત માત્રમાં વિષ દેજો, વધુ શું લખિયે પુત્ર?' તાલાવેલી૦ ૨૦
કપટે લખિયું કુડું દુષ્ટે, પછે પત્ર વીટયું પાપી,
કહે નારદ, બોલાવ્યો સાધુ કાગળ કરમાં આપી તાલાવેલી૦ ૨૧

વલણ

આપી પત્ર ચંદ્રહાસને, ધૃષ્ટબુદ્ધિ વાણી બોલ્યો રે
'રખે માર્ગમાં પત્ર વાચતો, મેં કીધી છે એંધાણી રે' ૨૨

## કડવું ૧૭—રાગ: મેવાડો

નારદજી એમ ઉચરે સુણ્ય અતવિમળ અર્જુનજી,
પછે મેધાવિની માતાની પાસે, મળવા આવ્યો તનજી ૧
'હે માતાજી, હું જાઉં છઉં, મોકલે છે કુલિંદ તાતજી,
'પુરોહિતે પત્ર લખ્યું છે, કાંઈ નથી જણાતી વાતજી.' ૨
મેધાવિની કહે 'કાર્ય કરીને ઘેર વહેલા આવો બાળજી',
એવું કહીને આલિંગન દીધું, તિલક કીધું કપાળજી ૩

'પુત્ર! જાતી વેળા તું રૂડો દીસે છે, શી કહું શોભાયજી! R.‍ᐡ
'વર થઈ આવજે તું વહેલો, લાવજે કો એક કન્યાયજી.' ૪

આજ્ઞા માગી પાય લાગી, પૂજ્યા શાલિગ્રામજી;
પછે અશ્વ અનુપમ પલાણ્યો, 'હંસલો' જેનું નામજી, ૫

પરમ વિષ્ણુ વળી સાથે લીધા, સેવક તેડ્યા ચારજી;
પછે પરવર્યો તે પૂર વિવેચી, સર્વને કરી નમસ્કારજી. ૬

કોટે કોટિ બ્રહ્માંડનો સ્વામી, શાલિગ્રામ કીધા બંધનજી;
વાટમાં વૈષ્ણવ જનને, મંડાયા શુભ શુકનજી. ૭

કાળી કપિલા ધેનુ મળી, વળી વચ્છ જેની સંગજી;
દક્ષિણ ભાગે મૃગલી સાથે, ઊતર્યા કૃષ્ણ કુરંગજી. ૮

વળી વરકન્યા પરણી પધાર્યાં, માનિની મંગળ ગાયજી;
એવે બ્રાહ્મણનું ટોળું મળ્યું, જાતા મારગમાયજી, ૯

રૂષિ કહે : 'તમો રાજપુત્ર, ગાજતે ગામમાં આવોજી;
'પરણજો કો પ્રેમદાને, સ્યામા સુંદર લાવોજી.' ૧૦

શુકન વંદી સંચર્યા સાધુ, મુખે લેતા હરિનું નામજી;
જાતે ચકે આગળે આવ્યું કૌંતલપુર ગામજી. ૧૧

એવે એક સરોવર દીઠું, જેમાં ભર્યું મીઠું નીરજી;
સેવક પ્રત્યે વાત કહી, અશ્વથી ઊતર્યો વીરજી. ૧૨

પછે કલ્પવૃક્ષ હેઠળ જઈ બેઠા, મનમાં આનંદ આણીજી;
એક સેવક વાયુ નાખે, એક લાવે છે પાણીજી. ૧૩

સ્વામી કહે : 'અરે સેવકો, ક્ષણ એક હ્યાં રહીએ જી;
ઘટિકા-એક શયન કરૂં, પછે પૂરમાં જઈએ જી.' ૧૪

એવે સમે એક જમણી પાસે, હતું સૂકું વનજી; R ‍ᐡ
નવપલ્લવ થઈ તે વાડી, સાધુ તણે દર્શનજી. ૧૫

સેવક થયા જોઈ વિસ્મે, રહ્યા વિચારીને આપજી;
સૂકાનું લીલું થયું એ પ્રભુ તણો પ્રતાપજી.
પછે રાજપુત્ર પોઢ્યો પૃથ્વી, પરિત્રણ પથરાવીજી;
એક પગ ચાંપે, એક વાયુ નાખે, એમ કરતાં નિદ્રા આવીજી.

વલણ

એમ કરતાં નિદ્રા આવી સાધુ પુરુષને સુખે રે;
પછે સુખે ઉઠીને સંચર્યા, વાડી જોવાને વાડી વિખે રે.

## કડવું ૧૩—રાગ : વસંત

સૂકાં કાષ્ટ લીલાં થયાં રે સાધુ તણે દર્શન;
સેવક ચાર ઊઠીને ચાલ્યા, જોવા અશોક વન.—સૂકાં૦ ૧
નારદ કહે: સાંભળ, રે પારથ, વાડી તણો વિસ્તાર;
ગુલ્મ લતા લલિત અતિ વાંકી, સુગંધિક અપરંપાર.—સૂકાં૦ ૨
ભાતભાતના પારસ પીપળા, વનસ્પતિ ભાર અઢાર;
અવલોકનમાં અતિ ઉત્તમ, શોભા તણો નહિ પાર.—સૂકાં૦ ૩
વેલ વાલો ને વલસડો વાડ, વાયુ સુગંધિક વાય;
સાગ, શિશમ, સમડા, સાદડિયા, સરગવા તણી શોભાય.—સૂકાં૦ ૪
શ્રીફળ, ફોફળ, કેવડી કે, કેળાને કોરંગિ;
બીલી બદરી મલિયાગર મરચી, લીંમડો ને લવીંગિ—સૂકાં૦ ૫
જાઈ જૂઈ મોગરા માલતિ, ચંદન ચંપાના છોડ;
પુષ્પ ભારે વનસ્પતિ તે, સર્વ રહી છે ચંકમરોડ—સૂકાં૦ ૬
વાપી કૂપ ને પાવટ કુંડ ત્યાં, તળાવ ભરિયાં તોય;
ચાતક હંસ ને મોર કોકિલા, શબ્દ કરંતા સ્હોય.—સૂકાં૦ ૭
જ્યાં જુએ સેવક સાધુના, ત્યાં અટકે ચંત;
શોભા સુંદર વન તણી, જાણે રત ફૂલી વસંત!—સૂકાં૦ ૮

એવા દેવરૂષિના વચન સુણીને અર્જુનને સધે પડિયો :
'કયમ લીલાનું સૂકું થયું', એમ સવ્યસાચી ઉચરિયો.—સૂકાં ૮
નારદ કહે: સાંભળ, રે અર્જુન, થયો પૂર્વ સમાચાર:
તે વાડીમાં ભમતા આવ્યા, દુર્વાસા એક વાર.—સૂકાં ૧૦
ત્યાં છાયા દીઠી શિતળ વૃક્ષની, મુનિ બેઠા આસન વાળી;
એવે સમે મંદીરથી આવ્યો, વાડી તણો જે માળી.—સૂકાં ૧૧
માળી મુનિ ભણી ધાયો, ચોર બેઠો જાણી:
પ્રહાર એક મુનિનો કીધો, જટા કર ગ્રહી તાણી.—સૂકાં ૧૨
ત્યારે ક્રોધ કરીને દુર્વાસાએ, જોયું નેત્ર ઉઘાડી:
અગ્નિ જ્વાળ ઊઠી તેથી, ભસ્મ કીધી સર્વ વાડી.—સૂકાં ૧૩
ઉઠ્યા રૂખિ થઈને દુઃખી, અન્ય સ્થાનક સંચરવા;
માળી મુનિને પાયે લાગ્યો, કાલાવાલા કરવા.—સૂકાં ૧૪
માળી કહે મેં નવ ઓળખ્યા, ઈશ્વર હવે કરુણા કીજે;
અપરાધ મૂકી અત્રિનંદન, શાપ-અનુગ્રહ દીજે.—સૂકાં ૧૫
દુર્વાસા બોલ્યા તવ વાણી, આનંદ અંતર પામી.
'એ વન લીલું થાશે જ્યારે, આવશે વિષયાનો સ્વામી.'—સૂકાં ૧૬
નારદ કહે : સાંભળ અર્જુન, એ સાધુ તણું કારણ;
ચંદ્રહાસ-દર્શને લીલી થૈ વાડી, જેને વહાલા અશરણશરણ.—સૂકાં ૧૭

વલણ

વહાલા અશરણશરણ તો, સાધુ બે-ળપણે ફરે રે;
જ્યાં શાલિગ્રામ કંઠ સાથે, ત્યાં અવળાનું સવળું કરે રે.—સૂકાં ૧૮

### કડવું ૧૪—રાગ : ગોડી

નારદ કહે : સાંભળ, રે અર્જુન, વાડી તણો વિસ્તારજી:
તે વાડીમાં બૂઠ્યા સેવક, જોતાં પેલાં ચારજી. ૧

શયન કીધું છે ચંદ્રહાસે, નિદ્રા અતિશે આવીજી, ૨ ૮
દૈવતણી ગત કેઈ ન જાણે, થાય વાત જે ભાવીજી ૨

તે ધૃષ્ટબુદ્ધિ પ્રધાનની પુત્રી, 'વિષયા' જેનું નામજી,
યૌવન માતી રંગે ગતી, તેને પીડે કામજી. ૩

'ચંપકમાલિની' રાજાની પુત્રી, વિષયાની સહિયારીજી
અન્યોઅન્યે પ્રીત ઘણી, પણ બને બાળકુમારીજી ૪
તેને અનંગ અતગ અતિ પીડે, તાપ તે નવ ખમાયજી.
બેહુ સખિ સગાથે સરોવર, નિત્યે નહાવા જાયજી ૫

તે દિવસે તારૂણી આવી, નિત્યનું સ્થાન જ્યાયજી,
ચંદ્રહાસે શયન કીધું છે, વિશ્રમ કારણ ત્યાયજી ૬
સામુ તટ સરોવરનું ત્યાં, શ્યામા આવી રહેતીજી,
'જળ ભરો ને નિત્ય કરો' સર્વે વિષયાને કહેતીજી ૭

કો કુસુમ તેણે, કો કંઠ ઝીણે, ગુણવતી ગાવા લાગીજી
કો શરીર સમારે ઉત્તમ ઓવારે, કોઈ ઉતરે નહાવાજી ૮
કો તટ બેસે કો જળમાં પેસે, તારૂણી જાય તરવાજી,
કો ડૂબકી ખાય સતાડી કાય, વળી બહાર નિસરે વઢવાજી ૯

કો કેશ ઝાલે તાણી કાઢે, લાગી હાસ વિનોદ કરવા બાળીજી,
કો આલિંગન દેતી, 'મુકો મુકો' કેતી, કો કર દેતી તાળીજી ૧૦
એવે વાડી દીઠી નવપલ્લવ, જે પૂર્વે હુતી સૂકીજી,
શ્યામા સર્વ ધસી જોવાને, સંગ વિષયાનો મૂકીજી ૧૧

ચંપકમાલિની ચાલી જોવા, જાતી વાડી મધ્યજી;
સર્વેને જાવા દેઈ રહી એકલી, વિષયાએ વિચારી બુદ્ધયજી ૧૨
'પૂર્વે પિતા મુનિ એમ કહેતા, તે પાસેથી હું સાંભળતીજી
"આજ નિશાએ સ્વપ્નું આવ્યું, વાત બનો દિસે છે મળતીજી ૧૩

'ચૂકું વન ચારી અતિ શીઘ્ર, જ્યારે આવશે વિખાનો નાથજી;
'આજ સ્વપ્ન વિશે ચંદ્રાગે, પરણીને ગ્રહ્યો હાથજી.' ૧૪

એવું વિચારી વિખા નારી, ચઢી સરોવર પાળેજી;
એણે અતિ ઉજ્જ્વળ અશ્વ દીઠો, બાંધ્યો આંબા ડાળેજી. ૧૫

તુરીનું તેજ દેખી મનમાં હરખી, જોતા ઉર ત્યાં ખૂતોજી;
એણે દક્ષિણ પાસ ચંદ્રહાસ, મેચક રુધિર દીઠો રતનોજી. ૧૬

હરિભક્તને દેખી, હયને પેખી, હરિવદની હરખને પામીજી;
'શું સ્વપ્ન નિશાનું સાચું, શો સુણો મુજ સ્વામીજી.' ૧૭

વિમાસે વાત, 'જો હોય નાથ, તો જોતા વિના કેમ ચાલેજી;
'ઘેર કેમ જવાય, શી રીતે રહેવાય! મળ્યા વિના રહ્યા સાલેજી' ૧૮

વલણ

સાથે રહ્યા મળ્યા પાખે, તે માટે જોતી જાઉં રે;
એને જોઈ ઓળખી, હું નિરખી નિર્ભે થાઉં રે. ૧૯

## કડવું ૧૫—રાગ : ગોડી

વિખાએ વિમાશી જોયું: 'એ પુરુષને હું નગમ્યું:
'અન્ય પશુ પક્ષી ને માનવ નથી કોય આ સરખું. ૧

'રખે ચતુર તુરી કહેનો સ્વામીને ! જાગશે તો શું થાશે:
'નિદ્રા-વશથી કેમ ઉઠાડું, પછે શું કહેવાશે ! ૨

'હે અશ્વ, તું અતિ અનુપમ, તારું રૂડું વાન;
'માગી રે લેઉં છુ હું માનિની, રખે કરતો સ્વામીને જાણ ૩

'તારે રત્નજડીત મુખમોરડો, ઉદયાચળ ઊગ્યો ભાણ;
'પેંગડાં તારાં પગમ મનોહર, રત્નજડીત પલાણ.' ૪

એવું કહેતી ચાલી ચતુરા, ચંચળ નયણે જોય.
'રખે સખી સહિયારી આપણી, છુપી રહીને જોય; ૫

'નેપુર ઝાંઝર અણુવટ વીછિયા, ગોનિગે આભણ ઘડિયાં; ૨.૮
'પ્રથમ વાજતાં રૂડાં લાગતાં, આજ શત્રુ થઈ નિવડિયાં!" ૬

એવું કહી મન દઢ કરી ચાલી, ઝાંઝર ઉંચા ચઢાવી;
મર્મે ભરતી ડગ જેમ જળમાં બગ, એમ સ્વામી સમીપે આવી. ૭

ચંદ્રહાસની પાસે અતિ ઉલ્લાસે, હરિવદની હરખે બેઠી;
'મારો શ્વાસ લાગે માથુ જાગે', તે ચિંતા ચિત્તમાં પેઠી. ૮

'રખે કો દેખે સહિયર મુજ પેખે', એમ દષ્ટિ રાખતી આડી;
પછે પિછોડી પરી કરીને, જોયું વદન ઉઘાડી. ૯

નખશિખા લગી ચંદ્રહાસને રે જોતી નયણે નિરખી;
હરિભક્તને દેખી હરિવદની, હૈડામાં ઘણું હરખી. ૧૦

આકાશે અભ્ર અળગું થાયે, ચંદ્રબિંબ દીસે જેવું;
ત્યમ પિછોડી પરી કીધે મુખ કુલિંદકુંવરનું તેવું. ૧૧

સુવદન અંબુજ ઉપર ભ્રકુટી, ભ્રમર કરે ગુંજાર;
શકે શશિ બિંબ પૂંઠે તારા, એવો શોભે છે મોતી હાર. ૧૨

શુક ચંચા અતિ ઉત્તમ, જાણે અધરબિંબ અલંકૃત;
શશિ સવિતા શ્રવણે કુંડળ, દાડમ કળી શું દંત. ૧૩

કપોત કંઠ કર કુંજરના સરખા, હથેળી અંબુજ વર્ણ;
બાંયે બાજુબંધ બેરખા, મુદ્રિકા આદે આભર્ણ. ૧૪

વિશાળ રૂદે ને હાર હેમનો, કટિ કેશરીના સરખી; ૨.૯
દેખી રૂપરંગને તેજ તારૂણી, જાણે નાખી પ્રેમની ભુરકી. ૧૫

'ધન્ય માતતાત એનાં દાસ છે, કોણે કીધાં હશે પુન્ય?
'હીમ હાડ ગાળ્યા, સુખ ટાળ્યાં તો એહવો હશે તન. ૧૬

'જપ, તપ, વ્રત દેહદમન એવી તારૂણી ઘર નાર,
'તે નારીનું પરમ ભાગ્ય જેને આવો હશે ભરથાર! ૧૭

'મેં પાપણીએ પુન્ય ન કીધું, તો કયાથી આવો સ્વામી!'
એમ દુઃખ ધરતી આંસુ ભરતી, શ્યામા શોકને પામી. ૧૮

એવે એક કભાયની કસે, કાગળ બંધન કીધો:
જોવા કારણ યૌવનાયે તતક્ષણ છોડી લીધો. ૧૯

સરનામું અક્ષર તાતના દેખી, શ્યામા મહાસુખ પામી:
'શકે પત્ર લખી મોકલ્યો, પિતાજીએ મુજ સ્વામી. ૨૦

'સ્વસ્તિ શ્રી કૌંતલપુર સ્થાને, મદન કુંવર બળવંત;
'અહીં ચંદ્રહાસને મોકલ્યો છે, તે પત્ર લેજો ગુણવંત. ૨૧

'રૂપ ન જોશો, રંગ ન જોશો, ન પૂછશો ઘરસૂત્ર;
'મુહૂર્ત ઘટિ કોને ન પૂછશો, એને વિષ દેજોની પુત્ર.' ૨૨

વાંચી પત્રને વિષયા બોલી, 'ત્રાહે ત્રાહે ત્રિભુવન નાથ;
'વિષયાને સાટે વિષ લખાયું,તાતના કાંપ્યા જોઈએ હાથ. ૨૩

'પત્ર લેઉં તો પાછો ફરી જાય; પરણ્યા વિના વધ્ થાય;
'અક્ષર એક વધારૂં એ માંહે, વિષની કરૂં વિષયા ય.' ૨૪

એક નેત્રનું કાજળ કાઢ્યું, બીજા નેત્રનું નીર;
તરણાં વતે લખ્યું તારૂણીએ, ધરી હૃદયા મધ્યે ધીર. ૨૫

નારદ કહે: સાંભળ રે અર્જુન, કર્તા હર્તા અવિનાશ;
**વિષ ફેડી વિષયા** કરી, એમ ઉગાર્યો ચંદ્રહાસ. ૨૬

પત્ર ફરી બાંધ્યું પ્રેમદાએ, જળ ભરતી તે નેણ;
ઉઠી અબળા ચાલી ત્યાંથી, મુખે કહેતી વેણ. ૨૭

'ઘેર જઈને વાટ જોઉં છું, ઉતાવળા તમો આવો;
'મદનભાઈને મળજો સ્વામી, પત્ર લખ્યું તે લાવો. ૨૮

વલણ

'પત્ર લખ્યું તે લાવો સ્વામી,' એમ કહી વિષયા વળી રે;
ઘર ઘર મૂઝે ને કાંઈ ન સૂઝે, સખી જ્યાં સામી મળી રે. ૨૯

### કડવું ૧૬—રાગ : ગોડી

સખી સર્વ સામી મળી, ચંપકમાલિની પૂછે રે;
' વડી વારની વિષયા ક્યાં ગઈ'તી, શ્વાસ ચઢયો છે, શું છે રે?' ૧

ઢાળ

'ક્યારની, વિષયા, કયાં ગઈ'તી તું આવડી વાર કયાં લાગી રે?
' ઘેર જવા બેસી રહી સર્વે, વાટ જોઈ જોઈ ભાગી રે.' ૨
' મેં તો તું સાધવી જાણી'તી, તો કોણી સહિયારી રે;
' અમને મૂકી ગઈ તું એકિલી, એ શી રીત, બાઈ તારી રે? ૩
' મુને છેતરી ગઈ તું છાની, એ સૌજ શૂંડું તારું રે;
' એ વાતે કુળને લાગે લાંછન, મોટા બાપનાં છોરું રે.' ૪
વિષયા કહે : ' તમે ધાયા જોવા, વાડી ચોદિશ દીઠી ફૂલી રે;
' મેં આવતાં એક પોપટ દીઠો, જોવા રહી તેણે હું ભૂલી રે!' ૫
' પોપટ જોયો, અરે પ્રેમદા, તો તુને પરસેવો શેં વળિયો રે?
' જારીવત્તરી મૂકો, રે વિષયા, કોઇક કામી મળિયો રે!' ૬
વિષયા કહે : ' બાઈ, રહે અણબોલી, વારું છું ચંપકમાલિનીરે;'
' પડપુછય પરસેવાની શી છે? તું બડબડ કરતી ચાલની રે.' ૭
' આવડી રીશ કા કરે વિષયા? હું તો હસું છું બેની રે;
' આ દાસી માત્ર હું અળગી રાખું, મુને તું છાનું કેની રે.' ૮
પછે સાન કરી સમજાવી શ્યામા, એક નેત્ર વાકું વાળી રે;
' તારે મારે એક સ્વામી છે,' એમ કહી કરે દીધી તાળી રે, ૯
નારદ કહે : તે રાજકુંવરીને વાત વિષયાની ભાવી રે,
હસતી રમતી બંને પ્રેમદા, ઘેર પોતાને આવી રે. ૧૦

વલણ

ઘેર આવી વિષયા નારી, પછે વાટ જુએ સ્વામી વરે રે
ચંદ્રહાસે શું કીધું જેને માથે ત્રિભુવન ધરે રે ૧૧

### કડવું ૧૭—રાગ : દેશાખ

ઋષિ નારદ બોલ્યા વાણી રે :
તું સાંભળ ગાડિવપાણી રે.
પેલા સેવક ચાર જે હતા રે,
ફરી આવ્યા જ્યાં સ્વામી સુતા રે. ૧

સ્વામીને ગયા'તા છાંડી રે,
છાની સેવા કરવા માંડી રે.
એકે ચાંપવા માંડ્યા પાય રે,
એકે ઢોળવા લાગ્યો વાય રે. ૨

સેવકનો સાભળી શ્વાસ રે,
જાગી ઉઠ્યો ચંદ્રહાસ રે.
નેત્ર ચોળતો બોલ્યો શૂર રે,
લાવો અશ્વ થયું અસૂર રે. ૩

એક લાવ્યો ભરીને પાણી રે,
એકે અશ્વ આપ્યો આણી રે.
પછે અશ્વે થયો અસ્વાર રે,
આગળ ચાલે ચતુર ચાર રે. ૪

વિષયા જુએ છે વાટ રે,
લાગી વાર થાયે ઉચ્ચાટ રે.
એવે સમર્યાં આદ્યભવાની રે,
આઈની સેવા અતિશે માની રે ૫

એવે સ્વામી આવતો દીઠો રે,
અમૃત પેં લાગ્યો મીઠો રે.
ચંદ્રહાસે જોયું ગામ રે,
દીઠો નાનપણાનો ઠામ રે ૬

'જ્યાં હું બાળક સાથે વઢતો રે,
'નિશાળે ઓટલે પડતો રે.
'જ્યાં હું ભિક્ષા માંગીને જમતો રે,
'જ્યાં શાલિગ્રામ સાથે હું રમતો રે. ૭

'જ્યાં મોઈ હતી માતા મારી રે,
'મુને લોક કહેતા ભિખારી રે.
'એ ટાળ્યા સર્વ સંતાપ રે,
'આ શાલિગ્રામ તણો પ્રતાપ રે.' ૮

વિચારતા પહોતો રાજ્યદ્વાર રે,
જ્યા ઊભો છે પ્રતિહાર રે.
સાધુ અશ્વથી ઉતરિયો રે,
પોળિયા પ્રત્યે ઉચ્ચરિયો રે ૯

'જાઓ તેડો તમારો સ્વામી રે,
'કહાવ્યું કુલિંદ કુંવરે શિશ નામી રે.
'કહો, એક ઉતાવળી વાત રે,
'પત્ર મોકલ્યું તમારે તાત રે' ૧૦

પોળિયે કહ્યો સમાચાર રે,
મદને તેડયો કુલિંદકુમાર રે.
વેગળેથી આવતો નરખ્યો રે,
ઓળખી અભ્યંતર હરખ્યો રે. ૧૧

ધાઈ આલિંગન દીધું રે,
આપી આસન પૂજન કીધું રે.
'ચંદ્રહાસ, પધારો પરણા રે,
'મુને કેશવે કીધી કરુણા રે' ૧૨

વિષયા મનમાં હરખે રે.
આવું ઓઢી પીયુને નરખે રે,
એવે ચંદ્રહાસે છોડી ચોડી રે,
પણ શિથિલ ગાંઠડી દીઠી રે. ૧૩

'ધૃષ્ટબુદ્ધિ રહ્યા ગામ અમારે રે,
'મોકલ્યું પત્ર પિતા તમારે રે.
'પ્રધાન પાંચ દિવસ ત્યાં રહેશે રે
'લખ્યું કામ તે કાગળ કહેશે રે.' ૧૪

પત્ર મદને કરમાં લીધો રે,
ઉકેલી અવલોકન કીધો રે:
'સ્વતિશ્રી કૌંતલ ગામ રે,
'સુત મદન એવું નામ રે. ૧૫

'અહીં મેં મોકલ્યો ચંદ્રહાસ રે,
'જેનું મુખ ચંદ્રપ્રકાશ રે,
'લટપટ કરીને મળતા રહેજો રે,
'અમો સેવક છું' એમ કહેજો રે. ૧૬

'રખે રૂપ રંગ તું જોતો રે,
'એવો સમો રખે તું ખોતો રે.
'એનું મન હરીને લેજો રે,
'એને સદ્ય વિષયા દેજો રે. ૧૭

'એથી અધિક શું લખિયે રે?
'પછે અર્થ કરી નહિ શકીએ રે.'
એવું પત્ર વાંચી જોયું મદન રે,
અતિ ઉલટ પામ્યું મન રે. ૧૮

'ધન્ય તાત તણી કમાઈ રે,
'આવો ખોળી કાઢ્યો જમાઈ રે
'લ્યો તેડાવો બ્રાહ્મણ કોય રે,
'જે લગ્ન ઉતાવળું હોય રે' ૧૯

એવે ટીપણું મુગટમાં ખોસી રે,
ત્યાં આવ્યા ગાલવ જોશી રે.
ઋષિએ ચંદ્રહાસ આવી નરખ્યો રે,
ઓળખી આભ્યંતર હરખ્યો રે: ૨૦

'શકે પ્રશ્ન અમારું મળિયું રે,'
'એ વચન પહેલાનું પળિયું રે.
પછે મદને દીધું અતિ માન રે,
સંતોષ્યા ગાલવ મુનિ ભગવાન રે ૨૧

'કહો મુહૂર્તને ગાલવ મુન રે, R C
'ઢૂંકડું ક્યારે લગન રે'
ગાલવ કહે 'વચન મારું માન રે,
'છે લગન આજ મધ્યાન રે ૨૨

'તુજ તાને વિચાર્યું હશે પરેલું રે,
'વર મોકલ્યો, મુહૂર્ત છે વહેલું રે
'માટે આજ લગન કીજે રે,
'ધૃષ્ટબુદ્ધિનું મન જેમ રીઝે રે' ૨૩

હરખ્યા મદન મહા ગુણવાન રે:
'પિતા લાવશે પૂઠેથી જાન રે'
મંડાવ્યું વિવાહ તણું કાર્ય રે,
ઋષિ ગાલવ થયા આચાર્ય રે ૨૪

આપ્યા વરને ઉત્તમ ઉતારા રે,
મોકલ્યા સેવક સેવા કરનારા રે.

બહુ પ્રેમદા પીઠી ચોળે રે,
વર ઉષ્ણોદકે અંઘોળે રે. ૨૫

વાજિત્ર વિધવિધના વાજે રે,
શું મેઘ ગગને ગાજે રે!
નગરની નારી જોવા જાય રે.
જેના કુમકુમવર્ણા પાય રે. ૨૬

વિનતાએ વરને નિરખ્યો રે,
શ્યામા કહે: 'સ્વરૂપે શશિ સરખો રે.
'એનું મુખકમળ રઢિયાળું રે,
'વિષયાને વર જોડી વારૂ રે.' ૨૭

એવે દુંદુભિ સર્વ ગડગડિયાં રે,
વિષ્ણુભક્ત વરઘોડે ચઢિયા રે.
વિસ્મે થઈ થઈ બોલ્યા લોક રે:
'વરને માનુષ કહેતા ફોક રે. ૨૮

'એનું શરીર કેવું શોભે રે!
'મન જ્યાં જોઈએ ત્યાં થોભે રે!
'કરમાં કેવું શ્રીફળ લીધું રે!
'એને ગાલે ટપકું કેવું કીધું રે.' ૨૯

ઘુસળે મુસળે પોંકી પધરાવ્યા રે,
માંહિરામાં ગાલવ ઋષિ લાવ્યા રે.
પછે તાંદુલ છાંટણાં કીધાં રે,
ગાલવે ગોત્રજનાં નામ લીધાં રે. ૩૦

આવ્યાં ચોરિયે યુગ્મ નિધાન રે,
મદન આપે કન્યાદાન રે. ૩૧

વલણ

મદન કન્યાદાન આપે, સર્વને મન ઉલ્લાસ રે;
કર જોડી કહે પ્રેમાનંદ, કન્યાદાન લે ચંદ્રહાસ રે. ૩૨

## કડવું ૧૮—રાગ: સોરઠી

બોલ્યા નારદ રૃષિ ભગવાનઃ
સુણો, અર્જુન વીર બળવાન.
મદન આપે કન્યાદાન,
લે છે ચંદ્રહાસ રાજાન. ૧

પહેલું મંગળ જ્યાં વરતાય,
વરકન્યા ફેરા ફરાય;
માનુની મંગળ ગાય,
ત્યાં ભેરીના શબ્દ બહુ થાય. ૨

બોલ્યો મદન મુખે ઉચ્ચાર:
'સાભળો, કુલિંદકુમાર',
પહેલે મંગળ મોતી કેરા હાર,
આપ્યા રથ સહિત તોખાર. ૩

બીજે શો ગોધણ અપાર,
ત્રીજે કુંજર કેરી હાર;
ચોથે કુંચી સહિત ભંડાર,
આપી કીધો ત્યા નમસ્કાર. ૪

મદને જોડયા બન્યો પાણિ,
અદ્દગદ કંઠે બોલ્યો વાણી:
'નથી એવું જે આપું આણી,
'તમને સોંપું મારો પ્રાણી. ૫

'હું સેવીશ તમારાં ચર્ણ,
'શુદ્ધ રાખજો અંતઃકર્ણ;
'તમને રાખજો અશરણશર્ણ,
'સાટે મુને આવજો મર્ણ.' ૬

એમ મદને દીક્ષિતપણું લીધું;
વિવાહ કાર્ય સંપૂર્ણ કીધું.
વિષયાનું કારજ સીધ્યું,
નારીનું મન વિહ્વળ કીધું. ૭

નારદ કહે: અર્જુન અવિચારો,
ધૃષ્ટબુદ્ધિ જોતાં બાજી હાર્યો,
'જાણ્યું' શત્રુ સુતે માર્યો'
પણ પાર શ્રીકૃષ્ણે ઉતાર્યો. ૮

વલણ

ઉતાર્યો કૃષ્ણે દાસ જાણી, તે ત્યાં હારી બેઠો રે
નારદ કહેઃ સાંભળો રે અર્જુન, એ કથા એટલેથી રહી રે. ૯

કડવું ૧૯—રાગ: પરજિયો

નારદજી એમ વાણી વદે: સુણ, પાર્થ પાંડુકુમાર રે;
હવે કુલિંદની શી વલે થઈ, તે કહું તને વિસ્તાર રે. ૧

ચંદ્રહાસ વળ્યા વેગે, પ્રધાને કીધું કપટ રે;
પછે કુલિંદ રાજા તેડિયો, મુએ કીધી લટપટ રે. ૨

જાણ્યું, 'શત્રુ સુને માર્યો હશે, ને સરિયું મારું કાજ રે;'
પાપિયે પછે વાદી ઘાલ્યો, રાણી સાથે કુલિંદ મહારાજ રે. ૩

સેના સર્વે મારી કાઢી, પાપી પડિયા તુટી રે;
હય હસ્તી ને કનક કચોલાં, રાજ્યભવન લીધું લૂંટી રે. ૪

પોતાની ત્યા આણ વર્તાવી, માર્ગ ચાલતો કીધો રે,
પછે મેધાવિની રાણી સગાથે, કુનિકને બાંધી લીધો રે ૫

ઢાળ

રાજા રાણી બાંધિયાને, હવો તે હાહાકાર રે,
યમકિંકર સરખા સેવક પાપી, કરતા પાટુના પ્રહાર રે ૬
મસ્તક તે મુગટવિહોણુ કીધુ, વિખેર્યા તેના વાળ રે,
કાટા તે ભાગે પાગ વિખે, ભૂમિ પડે ભૂપાળ રે ૭
સોટા વાગે, ધૂળ ઢાંકે, જેની ચપકવર્ણી પાની રે,
રોળાઈ વોગાઈ તે ચતુરા, જે મહારાજાની માની રે ૮
ઓશિયાળાં મુખ ને પામ્યા દુખ, નર નારી સામુ જોય રે,
પોતાના પુત્રને સભારી, સાધવી માતા રોય રે ૯
તીવ્ર તાપ તે તેને લાગે, તેણે અકળાયો પ્રાણી રે,
વાટે ચાલતા ચર્ણ થાકે, પણ સેવક હીડે તાણી રે ૧૦
પછે રાજાયે સ્કંધે વળગાડી, મેધાવિની રાણી રે,
કાટા તે પડે કઠ વિખે પ્રેમા માગે પાણી રે ૧૧
શ્યામા પૂછે: 'સ્વામીજી, આપણ શુ થાશે રે
'સુતની સભાળ નથી તો, કેઈ પેરે રહેવાશે રે ૧૨
'મોટુ દુખ એ મન વિખે, પુત્ર પરણી ઘેર ન આવ્યો રે,
'દીપક સરખી દીપતી વહુએ, વટુવર ન લાવ્યો રે ૧૩
'પુત્ર સાથે કુળવધુ તે, લાડકોડે ચરે દશેયા રે,
'આદર કરીને અન્ન પીરસું, દેખી ઠરે મારા હૈયા' રે ૧૪
'હાક મારતા 'જી જી' કહીને, ઉત્તર આપે વહુ રે,
'તે સુખ તો મે કાંઈ યે ન દીઠુ, કેઈ પેરે રોતી રહુ રે!' ૧૫
એવા રાણી તણા વચન સુણી ને, રાજા રોતી રાખે રે
'સામુ જુઓ રે સુદરી' પછી વચન મર્મના દાખે રે ૧૬

વલણ

વચન દાખે મર્મનાં, જાતાં મારગ વિખે રે:
મેધાવિની અતિ દુઃખ પામી, કેઈ પેરે કહીએ મુખે રે. ૧૭

## કડવું ૨૦—રાગ : વેરાડી

રાજા વળતું બોલિયો: 'કહું કામિની!
'એ તો ભવબંધનો ભાવ, ભોળી ભામિની! ૧
'સુખ તણા સમુદ્રમાં, કહૂં કામિની!
'ભાંગ્યું પુત્ર રૂપિયું નાવ, ભોળી ભામિની! ૨
'વાવ્યા વિના શું લણિયે, અહો કામિની!
'એણે દ્દષ્ટાંતે સર્વે જાણ, ભોળી ભામિની! ૩
'તો સુખ ક્યાંથી પામિયે, અહો કામિની!
'જો દાન ન દીધું દક્ષણ પાણ? ભોળી ભામિની! ૪
'પૂર્વે આપણ વાંઝિયા, અહો કામિની!
'અન્નધને ભર્યું ઘરસૂત્ર, ભોળી ભામિની! ૫
'આખો દાહાડો આપણ દામણા, કહું કામિની!
'એવે પ્રભુએ આપ્યો પુત્ર, ભોળી ભામિની! ૬
'કાક ઉછેરે કોકિલાબાળને, અહો કામિની!
'વય પામ્યે ઊડી જાય! ભોળી ભામિની! ૭
'તેમ કુંવર કોકિલનું બચ્યું, અહો કામિની!
'કાક આપણ માતપિતા ય, ભોળી ભામિની! ૮
'પક્ષી સેવે કલ્પવૃક્ષને, સુણ કામિની!
'જ્યાં લગ ફળની આગ, ભોળી ભામિની! ૯
'ફળ ઘટે દ્રુમને પરહરે, સુણ કામિની!
'અન્ય સ્થાનક પૂરે વાસ, ભોળી ભામિની! ૧૦

'તેમ કર્મફળ ધર્યાં આપણાં, કહું કામિની!
'તો તજી ગયો તમ તન, ભોળી ભામિની! 11

'આપણ સૂકાં લાકડાં, કહું કામિની!
'હવે ઘટે હુતાશન, ભોળી ભામિની! 12

'આપણ વસતાં ગામ ઉદ્વસ્ત કીધાં, અહો કામિની!
'ઉછેદી કલ્પવૃક્ષની ડાળ, ભોળી ભામિની! 13

'કાંટે પર્વત પાવટ રોધિયા, અહો કામિની!
'કે ભાગી સરોવર પાળ, ભોળી ભામિની! 14

'કે વત્સદ્રોહ સ્વામીદ્રોહ કર્યા, સુણ કામિની!
'કે પયથી વછોડ્યાં બાળ, ભોળી ભામિની! 15

'સાધુ વૈષ્ણવની નિંદા કરી, સુણ કામિની!
'ભાગ્યાં મળતાં વેવીશાળ, ભોળી ભામિની! 16

'સૂર્ય સામાં મળમૂત્ર કર્યાં, કહું કામિની!
'કે સાંભળ્યો અંત્યજનો રાગ, ભોળી ભામિની! 17

'ગૌ બ્રાહ્મણને ન પૂજિયાં, કહું કામિની!
'કે કણને ઠેલ્યા પાગ, ભોળી ભામિની! 18

'કાંઈ પુન્ય આપણે કીધાં નહિ, અહો કામિની!
'ન રાખ્યાં વ્રત ને નેમ, સાંભળ ભામિની! 19

'તો સુખ પામિયે કયાં થકી, અહો કામિની!
'તો સુતને કેમ હોય ક્ષેમ, સાંભળ ભામિની!' 20

વલણ

સુતને કુશળ કયાં થકી, જે હરિ નવ ધર્યા હૃદે રે!
એવાં વચન સાંભળી ભૂપના, મેધાવિની વાણી વદે રે. 21

## કડવું ૨૧—રાગ : કાફી

મેધાવિની એમ ઉચ્ચરે: 'સાંભળો મારા સ્વામ,
'આ દુષ્ટ કષ્ટ દેઈ દેઈ જશે, પાપી પોતાને ગામ. ૧
'ત્યાં સુતમુખે કહેશે, મન કપટ રંગે! દાઝ્યું મારું તન;
કાંઈ ધીરજ ધરિયે, ખેદ હરિયે, વાટ વિષે સ્વામિન. ૨

ઢાળ

એમ રોતાં નર ને નાર રે,
જાય વાટને મોઝાર રે:
મંત્રે બાંધી ઝાલ્યાં રે,
બન્યો જમ જોડે ચાલ્યાં રે. ૩

એવે આવ્યું ગામ રે,
પાપીનો જ્યાં ઠામ રે:
જાતાં જાતાં વાટ રે,
સામા મળિયા ભાટ રે: ૪

પ્રધાન રહો છો જોઈ રે,
આવ્યા છે સર્વ કોઈ રે:
વાણી એવી બોલે રે:
'નથી કો સુતને તોલે રે!' ૫

પછે પુરોહિત એમ પૂછે રે:
'વધામણી ને શું છે રે?
'ક્યાં થકી તમો આવ્યા રે,
'ધન ક્યાં થકી લાવ્યા રે?' ૬

બોલિયા બંદીજન રે:
'રાજન તુંને છે ધન રે:
'મદન તમારો અંશ રે,
'તેણે દીપાવ્યો કુળવંશ રે. ૭

'ધન તેણે આપ્યાં રે,
'દરિદ્ર અમારા કાપ્યાં રે.
'ભિક્ષુક સર્વ કોય રે,
'ભૂપતિ સરખા હોય રે. ૮

'મહત મન શું થોભ્યો રે,
'વિવાહ સુંદર શોભ્યો રે.
'તમે જોયું સત્પાત્ર રે,
'ચંદ્રહાસ સરખો જામાત્ર રે. ૯

'ધન્ય તમારી કમાઈ રે,
'જે આવો મોકલ્યો જમાઈ રે,
'રૂપે ન જાય વરણિયો રે,
'તે વિષયાને પરણિયો રે.' ૧૦

એવી સાંભળી વાત કર્ણે રે,
પાપી પડિયો તત્ક્ષણ ધર્ણે રે;
મૂર્છા તેણે ખાધી રે,
વચને આંતરડી દાધી રે. ૧૧

ઘણું થયો મહાદુઃખી રે,
એટલે આવ્યા ગાલવ ઋષિ રે;
ઋષિ મનમાં આહ્‌લાદ રે,
દેવા આવ્યા આશીર્વાદ રે: ૧૨

'પુરોહિત તમને ધન્ય રે,
'જે આવો તમારો તન રે;
'જે વિષયા કુમારી રે,
'તે તો પુત્રી તમારી રે. ૧૩

'જેને ઘટે જેવો રે,
'તેને સ્વામી મળિયો તેવો રે;

'તમો મોકલ્યો તે આવ્યો રે,
'એક પત્ર તમારું લાવ્યો રે. ૧૪

'તે તો સર્વને મન ભાવ્યો રે,
'તેને મદને સેજ પરણાવ્યો રે:
'એ તો કર્યું એવ કાર્ય રે,
'ઋષિ ગાલવ થયા આચાર્ય રે.' ૧૫

એવે આવ્યા ગાંધર્વ ગુણવાન રે,
કરતા સંગીત ગાન રે:
તે દેખાને લોચન રે,
હદે લાગ્યો હુતાશન રે. ૧૬

ચટકે. લાગ્યો બહુ શિશ રે:
ત્યારે ચડી છે બહુ રીસ રે,
વાટમાં આવી રહેતો રે,
'ધન્ય ધન્ય' મુખે કહેતો રે. ૧૭

જાચકને કાંઈ મન રે,
પુરોહિત આપશે ધન રે;
વરું માંડ્યું તેણે વખાણ રે,
તવ વાગ્યાં કારી બાણ રે. ૧૮

સેવકને કીધી સાન રે:
'આપો પાટુમુષ્ટિ-દાન રે;'
ગાંધર્વનાં મૃદંગ ફોડ્યાં રે,
આંતરડાં તાણીને ચોડ્યાં રે. ૧૯

ભાંગી ભેર ને નફેરી રે,
તાલ કાંસી નાખ્યા વેરી રે:
ભાટને દીધી શિક્ષા રે,
બ્રાહ્મણ મંગાવ્યા ભિક્ષા રે. ૨૦

વેદ પુસ્તક ને તરભાણી રે,
તેના ઝોળિયા લીધા તાણી રે;
રૂપિ વેદિયા બહુ મોટા રે,
તેના માથામાં માર્યા સોટા રે. ૨૧

ભાટ બ્રાહ્મણ નાઠા જાય રે,
અખડાઈ પડે ને બેઠા થાય રે;
રૂપિ કહેઃ 'દુષ્ટ થયો તુષ્ટમાન રે,
'વધામણીમાં ખુધાનાં દાન રે!' ૨૨

કેટલા સાહી બંધન કીધા રે,
આગળ દોરીને લીધા રે;
પછે કુલિંદ મૂકયો છોડી રે,
પાપી બોલ્યો કર જોડી રે: ૨૩

'સુણો કુલિંદ રાજા રાય રે,
'એ તો મારો છે અન્યાય રે;
'પાછા ફરી ઘેર જાઓ રે,
'તમો વળી રાજા થાઓ રે. ૨૪

'જે ચંદ્રહાસ તમારો રે,
'તે તો પૂજ્ય થયો અમારો રે.
'મેં તમને દુઃખ દીધું રે,
'તમારું નગ્ર લૂટીને લીધું રે. ૨૫

'તે સહી કેમ રહેશો રે!
'પણ પુત્રને કંઈ ન કહેશો રે;
'જો જાણશે મુજને પાપી રે,
'રાય મસ્તક નાખશે કાપી રે. ૨૬

'મુને આપજો પ્રાણનું દાન રે,
'ક્ષમા કરી રહેજો રાજાન રે;

'જે કુંવર છે તમારો કાલો રે,
'તે મદન પેં મુને ઘણું વહાલો રે. ૨૭
'હું વિષયાને સાથે લાવીશ રે,
'એને કાલે બોલાવીને આવીશ રે.'
સાંભળી ઉપજ્યો આનંદ રે,
બોલ્યો રાજા કુલિંદ રે: ૨૮
'જો પુત્રી તમો આપી રે,
'તો એવા અમો નથી પાપી રે:
'દુઃખ સઘળું સમાવી રહેશું રે,
'પણ પુત્રને કંઈ ન કહેશું રે.' ૨૯
પછે નરનારી પાછાં વળિયાં રે,
પુત્રના દુઃખથી ટળવળિયાં રે ૩૦

વલણ

દુઃખ ટળ્યું, કુંવર કુશળો, કુલિંદ તે સુખિયો થયો રે;
પછે પાપિયે શું કીધું જે, પોતાને મંદિર ગયો રે. ૩૧

## કડવું ૨૨—રાગ : કાહુલેરો

નારદજી એમ વાણી વદે, સુણ અનલિબળ અર્જુન;
પાપી પુરોહિત પુરમાં આવ્યો, રીશે ભર્યાં લોચન. ૧
મારામાર કરતો પુરમાં પેઠો ને લોક સામા આવે;
શુદ્ધ નહિ શરીર પોતાને, મિત્રને નવ બોલાવે ૨
પ્રજા સર્વે વિસ્મે પામી: સેનાપતિને ચઢિયો કોપ!
કાગળે લખ્યું તેટલું ના ખર્ચું, મદને મર્યાદા કીધી લોપ! ૩
જોવા આવે તે ત્યમ નાસે, ઊભા સેવકને મારે;
ધ્રુંધવાતો કુંકવાતો આવ્યો પાપી રાજદ્વારે ૪

પ્રતિહારે જઈ કહ્યું અતઃપુરમા, મદનને નામી શિશ:
' ધૃષ્ટબુદ્ધિ આવ્યા એ પેલા, ચઢી છે કાંઈક રીશ ૫

પાળે પાગે અતિ અનુરાગે, પીતામ્બર પલવટવાળી,
પિતાજી સામો સચરિયો કરે ગ્રહી પૂજાની થાળીઃ ૬

'અષ્ટમાસિદ્ધ નવનિધ મે ખર્ચી, થયુ હરી પિતાને જાણ.'
મદને જાણ્યુ 'જે મુને પિતાજી કાંઈક આપશે લાહાણ' ૭

ગાલવ રૂપિયે ગમન કીધુ ત્યાથી ' રીશે ચઢ્યો મહારાજ;
' પિતાપુત્ર વઢીને મરશે ગ્હી •હાનુ નહી કાજ' ૮

ઓઢી નુ ડી મિ ઢળ હાથે, પીળુ પીતામ્બર પહેરી;
વિષયા વેગે આવી મળવા, તાત ન જાણ્યો વેરી ૯

દાસદાસી ઘરના બ્રાહ્મણ, આવ્યા સર્વે મળવા,
પીળુ કુસુબ કેસરિયે વાગે દેખી અદેખો લાગ્યો બળવા ૧૦

પુત્ર પ્રત્યે કોધ કરીને બોલ્યો પછાડયુ પૂજાનુ પાત્ર
' કહે કુવર મૂઢ મૂર્ખ માગ, તે શત્રુ કીધો જમાત્ર ૧૧

'તે કીધુ તે રિપુ સગાથે તુને લેઈ પૃથ્વીમા દાટુ;'
એવુ કહી પાસે જઈ પાપિયે પુત્રને મારી પાટુ ૧૨

જેમ ચદ્ર પડે વ્યોમથી ભોમ, ગહુ ગ્રહી લે જેવો,
તેમ મદન કુવર મૂર્છાગત કીધો, પિતા પ્રહારે તેવો ૧૩

હાહાકાર થયો મદિરમા, દાસ દાસી ત્રાસે નાસે,
ખળભળાટ થયો ખડકી લગે, મત્રી કાળ સરખો ભાસે ૧૪

ધાર ધરી ઉઠો સુત સાધુ, પાયે લાગી ઉભો કર જોડ
' તમો વિષ્ણુ વિરચી જેવા મારે, પણ કાઢો કુવરની ખોડ. ૧૫

' ગુરુ જેષ્ટ ભ્રાત ને પિતામહ, તેનું વચન લોપે તે મહાપાપી, ૨ ૮
'મે તો તમે લખ્યુ તેટલુ ખર્ચ્યું જે કાગળમા આજ્ઞા આપી' ૧૬

પછે પુત્રે પત્ર આપ્યું શોધીને, બડબડ કરતાં લીધું; ᪤
સર્વે દેખતાં શોક સહિત ઉકેલી અવલોકન કીધું. ૧૭
વિષની વિષયાનો અક્ષર દીઠો: 'શું અજાણે લખાયો?
કોમળ કુંવરને કઠિણું માર્યો, શું લખતાં કર ન કપાયો?' ૧૮

વલણ

'કર કપાયો', વાંક જાણી, પુત્ર શું બેઠ્યો ગળ્યો રે;
પણ અરે એ દિકરીને પરણવા થકી, દુઃખે રૂદયા શું બળ્યો રે. ૧૯

કડવું ૨૩—રાગ: મારૂ

પછે પુત્ર પ્રત્યે પિતા કહેઃ 'તું સાંભળ સાચી વાત:
'મારગમાંહે સાંભળી એક ઉડતી એવી વાત. ૧
'જે પત્ર લખ્યું મેં ખપ કરી, સાધુ સંગાથે કહાવ્યું;
'તે કાગળ ફાડી કટકા કીધા, તુજને મન ન આવ્યું. ૨
'એવું સાંભળી તે વેળાનો કોપ મુજને ચઢિયો;
'તે માટે અણપ્રિછયો આવી, તુજ સંગાથે વઢિયો. ૩
'ક્યાં છે કુંવર કુલિંદ કેરો, આપણો રે જમાઈ?
'મળવાને મન ઇચ્છે છે, કાં જે અંતરની સગાઈ! ૪
'એવા સગા સ્વપ્ને ક્યાંથી, વૈષ્ણવ ને વળી વહાલા?
'કષ્ટ પડે આપણને ઉગારે, એ તો મોટા પુરુષની છાયા.' ૫
મદને જાણ્યું: 'બહુ પ્રકારે અમ પિતાએ ઇચ્છયો!'
તેડવા ધાયો શીઘ્ર શું, પણ કપટ કાંઈ નવ પ્રિછયો. ૬
ચંદ્રહાસને ચરણ લાગી, મદને કહી એક વાત:
'તમને મળ્યા વિના નથી પાણી પીતા, સાધુ તે મુજ તાત! ૭
'જો શીઘ્ર થઇને તમ સંગાથે, વિષયાનું લગ્ન સાધ્યું;
'તો તે પહેલાં પિતાજીનું મન હું ઉપર ઘણું વાધ્યું.' ૮

હરિભક્ત હરખીને ઉઠયો, સાળા સાથે ચાલ્યો;
વાટમાં વાતો કરતા કરતા, અન્યોઅન્ય કર ઝાલ્યો ૯

બાહે બેરખા, પોંચે પોચી, બન્યો બેલડીએ વળગ્યા,
જાણે અશ્વનીકુમારનું જોડું, એ નથી થતા અળગા ૧૦

પુરોહિતે આવતા દીઠા, બેહુ બત્રીસલક્ષણા વીર,
જામાત્રના યુગ્મ લોચન તે, સસરાને મન તીર ૧૧

ગતે કરીને પવન સરખો, ગંભીરતાએ સમુદ્ર,
દેહે જાણે અનલ સરખો, શીતળતાએ ચંદ્ર ૧૨

સંગ્રામે સુરપતિ સરખો, ગણેશ સરખો ગુણવાન,
મહિમાએ મહાદેવ સરખો, તેજે કરીને ભાણ, ૧૩

મસ્તકે મુકુટ કાને કુંડળ, નીલમણી ઉજ્જવળ મોતી,
કંઠે કંઠી ને હાર હેમનો, દુગટૂગી રહી છે ધોતી ૧૪

શોભે સૂક્ષ્મ કટિ કંદોરો, ઘુઘરી ઘમઘમ વાગે,
ધૃષ્ટબુદ્ધિ ક્રોધી દૃષ્ટે જોતો, જમાઈ જમ સરખો લાગે ૧૫

પુષ્પ પરિમલ ચંપક ચંદન, અંગ અગરજાના રોળ,
મિંઢળ કરે બાંધ્યું વરે, રંગિત અધર તંબોળ ૧૬

નેત્ર નેહભર્યાં જાગરણે, આવર્યાં છે વિષયા નાર;
સસરા પાસે આવ્યો સાધુ, જેમ શાર્દૂલ નિસરે બાર ૧૭

પુરોહિતે પ્રેમ જણાવી લોક લાજ ત્યાં માંડી,
મુખે હસતો વાતો કરતો, રૂદેની રીશ ન છાંડી ૧૮

'આવો, સાધુ, પૂજ્ય' કહીને પાપી કપટે ભેટયો ભૂર,
કો શૂર જાણી સ્નેહ આણી, જેમ રાહુયે ભેટયો સૂર ૧૯

વલણ

સૂર સરખો શોભતો સાધુ, મળ્યો સસરાને મન કરી રે
નાગર કહે, પછે કુલિંગ કુંવરને કોઈ પેરે રાખ્યો શ્રી હરિ રે ૨૦

## કડવું ૨૪—રાગ : મારૂ

નારદ કહે: સાંભળ અર્જુન,
ધૃષ્ટબુદ્ધિ વિચારે મન:
'જામાત્ર તે મને મળિયો,
'સસરાનો સ્નેહ નવ કળિયો' ૧

ધૃષ્ટબુધ્ધિ વાત વિચારી:
'આ પુત્રીને પરણ્યો ભિખારી;
'કહો, શત્રુને દેખી કેમ રાચું?
'ગાલવિયાનું વચન થયું સાચું. ૨

'એ જમાત્રને જુગતે મગાવું,
'વિષયાને તે વિધવા કરાવું;
'એ બુધ્ધિ નહીં છતાય,
'કરૂં કપટ કે બીજો ઉપાય. ૩

'યદ્યપિ જો છે મુને પાપ,
'પુત્રીને વિધવા કરે છે બાપ:
'પૂન્ય મારે હત્યારો થાઉં,
'પેરે અડસઠ તીરથ નાઉં' ૪

એવી વાત વિચાની છે જેવે,
ઋષિ ગાલવ પધાર્યા તેવે;
સભા સર્વે માન જ દીધું,
શ્યામ મૂખ પરધાને કીધું ૫

પ્રધાન બોલે છે રે વચન:
'સાંભળો ચંદ્રહાસ રાજન;
'કહોછો વિપ્ર દેખીતા મોટા,
'પણ પ્રશ્નો પડે છે ખોટા. ૬

'પૂર્વે કોઈ એક હુતો અધિકારી,
'તેને પુત્રી એક કુંવારી;
'એક જુગમા જાણીતો પુર્ખ:
'તણ વિચાર્યે બોલ્યો મુર્ખ; ૭

'અધિકારી, પુત્રી આ જે તાહારી,
'તેહેને પરણશે રંક ભિખારી.
'તે વેળા હું તો હુતો પાસે,
'મેં તો નિશ્ચે જાણ્યો વિશ્વાસે. ૮

'તે ભિક્ષુક ગરડી મુઓ જોજે,
'તે કન્યાને પરણો બીજે;
'એમ સાચું બ્રાહ્મણ બોલે?
'જાણે નથી જાણતા અમ તોલે ૯

'પણ કહ્યું જેનું નવ થાય,
'તે દેશ ત્યાગી ઉઠી કેમ ન જાય?'
એવા મર્મ બોલ્યો વાણી,
જમાઈને નથી ઓળખતો જાણી ૧૦

ત્યારે જમાઈએ નીચું નિહાળ્યું, R ૮
પણ ગાલને પાછું વાળ્યું:
પોતાનો હાથ ઉંચો કીધો,
પ્રધાનને લટકામાં લીધો ૧૧

'અહ્યા, એમ શું બોલો છો ત્રાડે? R ૮
'બ્રાહ્મણનું બેહુ કોણ પાડે?
'મિથ્યા થાય રામનું બાણ,
'પણ વિપ્રનું વચન પ્રમાણ ૧૨

'કદાપિ પડે આકાશના તારા,
'તો યે બ્રાહ્મણ ન હોય ખોટા;

'રવિ ચંદ્ર મંડળ ધ્રુવ ચળે,
'પણ રૂષિનાં કહ્યાં નવ ટળે. ૧૩
'ડગે શેષ નાગ ને મેર,
'તો યે ના પડે કહ્યામાં ફેર;
'સાત સાગર મર્યાદા મૂકે,
'પણ વિપ્ર વચન કંઈ નવ ચૂકે. ૧૪
'જો એક થાયે ચૌદ લોક,
'બ્રાહ્મણ બોલે તે ન હોય ફોક;
'વિપ્રથી વાજ આવ્યો વિધાતા,
'મધવા મહાદેવ વિષ્ણુથી માતા. ૧૫
'તો કોણ માત્ર તું રંક,
'જે કાઢે છે વાડવનો વંક?
'તેં જે ઠવ્યો અધિકારી,
'તેની પુત્રીને પરણ્યો ભિખારી. ૧૬
'તેણે મારવાનો ઉપાય કીધો,
'તેહે કૃષ્ણે ઉગારી લીધો;
'તેહેને કોઈએ ન શકે ગાંજી,
'પરણ્યો સસરાના હાથ ભાંજી.' ૧૭
ગાલવે વિકાર્યું રૂપ,
ત્યારે થરથર ધ્રૂજ્યો ભૂપ;
જાણ્યું: 'શાપે બાળશે વળી,'
પછે પ્રધાન બોલ્યો મળી: ૧૮
'થનાર હોય તે થાઓ આ ઘડીએ,
'પારકી વાતમાં શિદ પડિયે?'
પછે ઉઠી ગયો અજાણ,
રૂષિનાં વાયક થઈ વાગ્યાં બાણ: ૧૯

'સહી ન શકાય હવે આવું,
'એ જામાત્રને કપટે મરાવું;
'રૂષિના વચને થયો પરિતાપ,
'માર્યાનું મુને ન લાગે પાપ.' ૨૦

પાછલો દિવસ ઘટિકા ચાર,
તે વેળા તેડયો કુલિંદકુમાર;
દેખી મુખડું હરખું કીધું,
મનવોણું માન જ દીધું: ૨૧

'તમને હું બોલાવું છું લાડે,
'જે સગપણ સીધ્યા આડે;
'સાંભળો, કુલિંદજીના કાલા,
'મુને-મદન પેં અદકા વાહાલા. ૨૨

'સગા તે સોનાનું દીમ,
'આંખ્ય થાય છે ટાઢી હીમ;
'પણ એક કામ ભૂલ્યા છો તમો,
'હિત માટે કહું છું અમો. ૨૩

'બીજા ભૂંડું મનાવે શાનું ?
'વહાલા હોય તે કહેશે છાનું;
'એક જુને પૂર્વજે સેવી,
'અમારી કાળકા છે કુળદેવી. ૨૪

'જે કોઈ નવો જમાઈ થાય,
'તે કરે દેવીની પુજાય;
'આયુધ વિના એકલો જાતે,
'પણ પુનમની મધરાતે. ૨૫

'જો શક્તિ સંતોષ થાયેં,
'તો દિન આઠ તો જાયેં;

'દેહેરૂં નગ્રથી ઓતાડું,
'વાટ તેની એંધાણી દેખાડું. ૨૬

'છેક પૂરની પૂઠે કરજો,
'પવિત્રપણે પૂજા કરજો;'
સાંભળી હરખ્યો હરિનો દાસ,
'જાઉં' કરી ઉઠ્યો ચંદ્રહાસ. ૨૭

આઈની પૂજા વિધવિધ અણાવી,
તે મદનને વાત ન જણાવી,
ધૃષ્ટબુધે કર્યો વિચાર,
ત્યાં ચાંડાળ તેડાવ્યા ચાર. ૨૮

છાની વાત એક તેહને કહી:
'પેહેલાંની પેઠે કરવું નહિ;
'પૂર્વે કામ મારૂં નવ કીધું,
'છેતરી ધન મારૂં લીધું. ૨૯

'એક તમને દેઉં છું કાજ,
'જોઉં કેવું કરો છો આજ.
'એક અવડ જૂનું છે દહેરૂં,
'ત્યાં તમને મોકલું છું હેરૂં. ૩૦

'પૂજાનું પાત્ર જેને હાથે,
'એકલો, બીજો નહિ કો સાથે;
'તમે રહેજો દહેરા પૂંઠે,
'તે જ્યારે પૂજા કરી ઉઠે. ૩૧

'હારે સામા ખડ્ગ ધરજો,
'નિસરતાં તેના કટકા કરજો.
'જો કરશો એટલું કામ,
'તો આપીશ એકેકું ગામ.' ૩૨

ચાંડાળ કહે શિર નામી:
'એ કાર્ય અમારૂં સ્વામી;'
હરખીને ચારે ય ચાલ્યા,
ખાંડાં પાણીવાળાં ઝાલ્યાં. ૩૩

દહેરે સંતાઈ ચારે રહ્યા,
પણ ચંદ્રહાસ નવ ગયા,
જેના હરિજીયે ગ્રહ્યા છે હાથ,
શાલિગ્રામ બાંધ્યા કંઠે સાથ, ૩૪

તેને કોણ કપટે મારે,
જેને અવિનાશી ઉગારે. ૩૫

વલણ

ઉગારે અવિનાશી તેને તે, કોઈ ગાંજે નહીં રે;
નારદ કહે સાંભળો અર્જુન, એ કથા એટલેથી રહી રે. ૩૬

## કડવું ૨૫—રાગ : મેવાડો

હવે જૈમિનિજી એમ કહે: તું સાંભળ જનમેજય રાયજી;
તે નગ્ર માહે કુંતલ રાજા, તેને એક કન્યાયજી. ૧
ચંપકમાલિની નામ તેનું, વિષયાની સહિયારીજી;
કષ્ટ પામી તે કલેવરમા, પોતે રહી કુંવારીજી. ૨
ચંપકમાલિની મન વિમાસે: 'વિષયાના વરને વરૂંજી;
'એથી અધિકુ મુને કોણ મળશે, તે સાથે વિવાહ કરૂંજી.' ૩
પણ વૃદ્ધ પિતાને કહેવાય નહિ, જે છત્રપતિ મહારાજજી;
કન્યાએ મદનને કહ્યું, મૂકી મનની લાજજી. ૪
મદન મંત્રી મારાજ પાસે નિત્યે, સેવા કરવા રહેતોજી.
કુંતલ રાજા મનની વાત તે, મદનને મોડી કહેતોજી. ૫

ત્યાં પીર્ણમાસીની પહોર રાતે, આવ્યું રાયને સ્વપ્નજી;
તે વેળા તે ભાકી ઊઠ્યો, પાસે દીઠો મદનજી; ૬
'અરે મદન, કોઈ બ્રાહ્મણ છે જે જાણે ત્રિકાળનું જ્ઞાનજી?'
તે વેળા મદને તેડાવ્યા, ગાલવ મુનિ ભગવાનજી. ૭
કર જોડીને પ્રશ્ન પૂછ્યું: 'જે આવ્યું ઘોર સ્વપ્નજી;
'ઉંટે ચઢી દક્ષિણ ગયો હું, કરતો રૂધિર પ્રાશનજી. ૮
'કાળ પુરુષ વાટમાં મળ્યો તે પ્રાસવા પૂઠે ધાયોજી;
'ગળીના કુંડ વિષે હું પડ્યો, કપિ કરી લેપાયોજી.' ૯
એવું સાંભળી ગાલવ બોલ્યા, વિચારી અંતઃકર્ણજી:
'મહારાજ, આજથી છટ્ટે માસે આવ્યું તમારૂં મર્ણજી.' ૧૦
કહેતા માંહે કુંતલ ઉઠ્યો, મદનને સોંપ્યો રાજભારજી:
'હું તપ કરીને સ્વર્ગે જઈશ, તું મારો કુમારજી. ૧૧
'પણ દાઝ રહી એક મોટી મંનમાં, કુંવરી નવ દેવાઈજી; R.૮
'મેં દશ વર્ષ લગી પુત્રીને, ન ખોળ્યો જમાઈજી. ૧૨
'હવે તું પરણાવે, મદનભાઈ, એ બેન છે તારીજી;'
ત્યારે કર જોડીને મદન કહે છે: 'સાંભળો વિનતિ મારીજી. ૧૩
'મેં વિષયા બેનને પરણાવી, ચંદ્રહાસ રાજન જી;
'કુળે ગુણે બળે પૂરે', સાધુ ને સુજનજી. ૧૪
'ચૌદ વિદ્યામાં સંપૂર્ણ જાણે, નખે હર્ખે મનજી;
'આશા હોય જો તમારી તો તેડી લાવું રાજનજી.' ૧૫
ત્યારે ગાલવ કહે: 'એ વર તણું લગન કરો થઈ મગનજી;
'વિવાહ કરો તો આજ મધરાતે, છે ઘડિયાળાં લગ્નજી,' ૧૬
'હે મદનજી, જાઓ તો, સાધુને શીઘ્ર તેડી આવોજી:
'હું દેખતાં હરિભક્તને પુત્રી મારી પરણાવોજી.' ૧૭

મદન ચાલ્યો ચંદ્રહાસને તેડવા અશ્વે થઈ અસ્વારજી;
એવે વાટમાં સામો મળ્યો કુલિંદતણો કુમારજી. ૧૮

પીતામ્બરની પલવટ વાળી, પૂજાની થાળી લીધીજી;
સોમ સરખું વદન વિરાજે, કેશરની અર્ચા કીધીજી. ૧૯

હરિભક્તને દેખી અશ્વથી મદન કુંવર ઉતરિયોજી;
વિસ્મે થઈને આવ્યો પાસે, પાય લાગિ પ્રણામ કરિયોજી. ૨૦

'અરે મહારાજા, આ મધરાતે, સેવક રહિત ઉઘાડું ગાત્રજી;
'શસ્ત્ર વસ્ત્ર વિના સ્વામી છો, કર શું પૂજાનું પાત્ર જી!' ૨૧

ચંદ્રહાસ કહે: 'પિતા તમારે, મુજને આજ્ઞા આપી જી,
'શ્વશુર તે પિતાને સ્થાનક, વચન લોપે તે મહા પાપીજી. ૨૨

'તેણે કહ્યું: કુળદેવી પૂજે, જે થાય નવો પૂજનિકજી;
'મધ્યરાત્રે કાલકા જાઉં છું, કોની ન ધરશે બીકજી. ૨૩

થરથર મનજે કાંઈ ન સૂઝે, મદને તે વાત જાણીજી:
'પિતા મારો મહા પાપી છે, ગ્યે લેતો પૂજ્યના પ્રાણીજી.' ૨૪

'અરે સુરધિ પ્રાત:કાળે, કુળ દેવીનું પૂજન કરવુંજી;
'રાજપુત્રી વરજો રાજ કરજો, મહારાજ નિર્મ્યું છત્ર ધરવુંજી.' ૨૫

'અરે મદન, કો મેરૂ આપે કનકનો, તો યે ન જાતો મૂકુંજી;
'સસરાનું વચન લોપી, સાધુ થઈ કેમ ચૂકુંજી.' ૨૬

મદન કહે: 'તમને પ્રાણ સોંપ્યો છે, સાટે હું કરૂં પૂજાયજી; R ૮
'તમે પધારો રાજભવનમાં, કાં જે લગ્નવેળા જાયજી' ૨૭

શસ્ત્ર વસ્ત્ર અશ્વ આપીને, વળાવ્યો બનેવીજી;
પૂજા સામગ્રી પોતે લીધી, ચાલ્યો જયા કુળદેવીજી. ૨૮

મદનને મારગમાં જાતાં, મંડાયા માન શુકનજી;
વામાંગ તે ફરકવા લાગ્યું, ફરકે વામ લોચનજી. ૨૯

માર્ગમાં જાતાં જમણો પાસે એ સર્પ ઉતર્યા આડાજી;<br>
વળી વદતાં પગે અફળાયાં, વાટમાં રાનિ બિલાડાજી. ૩૦

નિશાચર જે ઘુવડ પક્ષી, તે મદનને મસ્તક બેઠું જી;<br>
'રખે ચંદ્રહાસને વિઘન થાતું', તે ખરખરો મનમાં પેઠોજી. ૩૧

'અરે પરમેશ્વર એટલું માગું છું, સાધુને હજો કલ્યાણજી;<br>
'વિઘન ઓલવજો વિષ્ણુભકતનું, સાટે મારા જાજો પ્રાણજી.' ૩૨

એમ દુઃખને ધરતો દેહેરે પોહોતો, પૂજા અંદરે કીધીજી;<br>
'આ સેવાનું ફળ હજો ચંદ્રહાસને', આશિષ એવી દીધીજી. ૩૩

પછે દેહરામાંથી બ્હાર નિસરતાં, ભર્યાં ઉતાવળાં ડગજી;<br>
મુખ નિસરતાં મદનને મસ્તકે, ચાર પડિયા ખડ્ગજી; ૩૪

ચાર કટકા કાપી કીધા, સચવાયું નહિ ઓસાણજી;<br>
'હે ચંદ્રહાસ હે ચંદ્રહાસ' એમ કેહેતાં નીસર્યા પ્રાણજી. ૩૫

### વલણ

એમ કહેતાં પ્રાણ ગયા, સુણ પાર્થ બળવાન રે;<br>
મરણ થકી ઉગર્યો રાજા, જેને માથે શ્રી ભગવાન રે. ૩૬

## કડવું ૨૬—રાગ : સામેરી

નારદજી એમ ઉચ્ચરે; સુણ, પાર્થ બળવંતજી;<br>
મર્ણથી ઉગર્યો રાજા, જેને માથે શ્રી ભગવંતજી. ૧

હવે ચંપકમાલિની કેમ પરણી, તે કહું કથાયજી;<br>
ચંદ્રહાસ કુંતલને મંદીર, હરિ ભજતો જાયજી. ૨

પોકી પૂંજીને ઘરમાં લીધો, ગાલવ દેખી પ્રસન્ન થાયજી;<br>
રાજાને કહે : 'ઉતાવળ કીજે, લગ્નવેળા જાયજી. ૩

માહેગમાં ગોત્રોચ્ચાર કીધા, ચોરીમાં તેડી લાવ્યાજી;<br>
કન્યાદાન કુંતલે દીધું, દેવ ગગને જોવા આવ્યાજી. ૪

મંગલફેરા પહેલા ફરિયા, આપ્યા હસ્તી મૂક્યુ પાણીજી;
ગાલવ રૃષિ વખાણ કરે છે, હરખ હૈયામા આણીજી. ૫

બીજા મંગલફેરામા આવ્યા, કનક સહિત સપ્ત ધાતુજી,
એમ રાજાએ મંડ્યુ દાન જ, મન ગણ્યુ તાહા માતુજી. ૬

ત્રીજા મંગળનાં ફેરામા આપી, વસ્તુ રાજ્યાસન માયજી;
રથ સુખપાલ ને વસ્ત્ર નાનાવિધ, મન મૂકીને આપે ત્યાયજી. ૭

ચોથો મંગળફેરો ફરિયા, આપ્યું રાજ્યાસનજી;
ચંદ્રહાસને પાગે પડિયા, રાજા બોલ્યા વચનજી : ૮

'અમો અપરાધી વનમા જાશું', પુત્રીને છેહ ન દેશોજી;
'વિષયા તો ઘણું રૃપવાન છે, રૃડું ભૂડું કાંઈ ન કેશોજી' ૯

પછે કંસાર જમ્યા વરકન્યા, હૈયે હર્ષ ન માયજી;
ચંપકમાલિની આનંદ પામી, પરણી ચંદ્રહાસ રાયજી ૧૦

પછે રાજા સ્ત્રી સાથે વન ચાલ્યા, વનફળ અંગે ધરતાજી
પુત્રીને શિખામણ દીધી 'આળસ ન કીજે સ્વામીસેવા કરતાજી' ૧૧

ચંદ્રહાસ વળાવી વળિયો, જળે આંખ્ય ભરીજી,
ચંદ્રહાસે શાતા દીધી, 'શેશો મા સુંદરીજી' ૧૨

રાજ્યાસન કુંવર બેઠો, શાલિગ્રામ પર છત્ર ધરાયજી;
બે સ્ત્રીઓ અર્ધાંગે રહેતી, સુંદર શોભે શોભાયજી ૧૩

પછે ગાલવ રૃષિ કહેતા : 'અરે ચંદ્રહાસ, શોભ્યુ રાજ્યાસનજી'
ચંદ્રહાસ કહે 'તેડી લાવો, શ્વશુરને આ દિનજી' ૧૪

'અરે ગુરુજી કોણ એવો છે, સસરાને લવે તેડીજી;
'આપણા રાજમા શું ખાઈ ગયો છે, તે સર્વે લીજે ઝડીજી' ૧૫

ત્યારે રૃષિ કહે : 'એ કાર્ય મારું,' કહી ઉતાવળો ચાલ્યોજી ૧૬
સવારે શૈયાથી ઉઠ્યા, પાપી પુરોહિત ઝાલ્યોજી: ૧૭

'કુલિંદકુંવરને રાજ્ય આપ્યું, કુંતલ પધાર્યો વનજી;
નામું લેખું ચોખું કરવા, તેડે ચંદ્રહાસ રાજનજી ૧૭
સાંભળતાં હુતાશન લાગ્યો : 'જમાઈ જીવ્યો તે જુઓજી;
'કુંવરી સાથે રાજ્ય પામ્યો, મેં મગાવ્યો નવ મુઓજી.' ૧૮
દંત કરડતો ને મુછ મરડતો, આવ્યો રાજ્યસભા મોઝારજી;
ચંદ્રહાસે માન જ દીધું, કરજોડી કીધો નમસ્કારજી. ૧૯
ધુણાવી શિશ ચડાવી રીશ, મુખે બોલ્યો મર્મને માંયજી;
'અરે સાધુ, મોકલ્યા'તા કરવા દેવી તણી પૂજાયજી!' ૨૦
જમાઈ કહે : 'જ્યારે ગયાની વેળા ત્યારે હતું લગનજી;
'મારે સાટે મોકલ્યા છે, પૂજા કરવા મદનજી!' ૨૧

વલણ

'મોકલ્યો મદન પૂજાને અર્થે' એવી વાત દુષ્ટે સાંભળી રે;
ઊડી ગયું મુખ ને પામ્યો દુઃખ, મૂર્ખને મૂર્છા વળી રે. ૨૨

## કડવું ૨૭—રાગ : મેવાડો

પુરોહિત પડિયો હો, મૂર્છા ખાઈજી :
'મદન શું મુવો હો, ન મુઓ જમાઈજી !'
ચાંડાળ ચારે હો, તેડાવ્યા પાસજી,
પૂછયું : 'તેનો હો શાને ન કીધો નાશજી.' ૧
અંત્યજ કહે છે : 'હો, અર્થ જ સીધ્યોજી,
'શત્રુને મારી હો, કટકા કીધોજી;'
અડવાણુ પાગે હો, ધાયો તાતજી,
'પુત્રને રાખજે હો, ભવાની માતજી.' ૨
વદન વીલે દીઠે હો, દીસે પ્રસ્વેદજી;
લોચન ભરતો હો, પામ્યો અતિ ખેદજી;

અખડાયે વાટે હો, બેઠો થાતોજી,
પાળે પાયે હો, દેવી ભણી ધાતોજી. ૩

પડિયો દીઠો હો, જ્યારે કુમારજી, ૨ ૮
જુજવા પડયા છે હો કટકા ચારજી,
અગ્નિ જ્વાળા હો, અંગે લાગીજી,
શૃંગ જેમ મેરુનુ હો, પડે જેમ ભાગીજી ૪

એમ પુત્રને દેખી હો, પિતા પડિયોજી,
આગત નાદે હો, આગળી રડિયોજી: •
કટકા ચારે હો, એકઠા કીધાજી,
લોહીયે ખરડયા હો, ખોળે લીધાજી ૫

'બોલો દિકરા હો, મદન ગુણવંતાજી,
'મુને અતિશે હો, થઈ છે ચિંતાજી,
મેજમાએ સરખા હો, હસ્તા રોમજી,
'વાણી વસમી હો, ખુંચશે ભીમજી ૬

'કૃપા કરીને હો, કહો કાંઈ કાલાજી,
'વાક ત્યજીને હો, ઉઠો સુત વાહાલાજી
'તમો મુઆ તે રે હો, મારી કમાઈજી,
મે માગવા માંડ્યો હો, સાધુ જમાઈજી ૭

'ત્રણવાર મે રે હો ખપને કીધોજી, R ૮
'દીનાનાથે હો, ઉગારી લીધોજી
'કીધી કરણી રે હો, કેઈ પેરે મૂકેજી?
'દેવ ને ડાહ્યા રે હો, કઈ એ નવ ચૂકેજી ૮

'મદન મૂઓ રે હો, મન કેમ વાળુજી,
'કેમ જાઉં પુરમા રે હો, મુખ લેઈ કાળુંજી'
પછે મસ્તક ફોડયુ રે હો, ફટિયા પાહાણજી,
'હા, હા' કહેતા હો ગયા ત્યા પ્રાણજી ૯

વલણ

આણ ગયા સસરાના જાણી, જે ચંદ્રહાસ જમાઈ રે;
ભડકી ઊઠયો આસનથી, દેહેરે આવ્યો ધાઈ રે. ૧૦

### કડવું : ૨૮—રાગ : સામગ્રી

ધાઈ આવ્યો છે જે ચંદ્રહાસજી, કાંઈ ન સૂઝે મૂકે નિશ્વાસજી:
થરથર ધ્રુજે મહા ઉચાટજી, 'આ બે મુઆ તે હું ય માટજી'. ૧

ઢાળ

'હું માટે બન્નો મુઆ, તેણે તિલક થયું શામ;
'યુગ કહેશે : જમાઈને પગલે શ્વશુર સાળાનો ફેડયો ઠામ. ૨
'હવે આદ્યશક્તિ હત્યા આપું.' પછે પ્રકટયો હુતાશન;
ખપુવે કાપી દેહ પોતાની, હરિભકતે માંડયો હવન. ૩
પાદ, પૃષ્ઠ ને સ્કંધ છેદી, હોમ્યું પાવકજવાળ;
મસ્તક હોમ્યાનું મન કીધું, ત્યારે ધાઈ આવ્યા ગોપાળ. ૪
'હાં હાં' કહી હેલામાં હરિયે, હારભકતનો ઝાલ્યો હાથ:
બપ કરીને ખપુવો ખેંચી લીધો વૈકુંઠનાથ. ૫
'માગ્ય, માગ્ય, ભક્ત મુજ તણા, કહે તો આપું ઈંદ્રાસન'
એવે હલહલાટ કરતાં આવી, બોલ્યાં આદ્યશક્તિ વચન. ૬
'ભગવંતજી વેગળા રહો, ભક્ત ભવાનીનો એહ:
'મારે સ્થાનક મદન માટે, હોમી પોતાની દેહ.' ૭
ચંદ્રહાસ કહે : 'કરો જીવતા, બે સુભટ પામ્યા મર્ણ,
'હે વિષ્ણુજી, મુને વૈકુંઠ તેડો, હું સેવું તમારાં ચર્ણ.' ૮
શિર હાથ મૂકી સેવક પ્રત્યે, ઉચ્ચરે અવિનાશ,
'જા, દાસ મારા હું સદા લગી, રહીશ તારી પાસ.' ૯
તવ સર્વના દેખતાં આદ્યશક્તિએ, ઉઠાડયા બે યોદ્ધ:
ઘરે મદી કહેતા ગયા, પ્રગટ થઈ પ્રતિબોધ. ૧૦

પછે દેવ દેવી દેખતાં, હવા તે અંતર્ધાન;
ચંદ્રહાસને ચર્ણે લાગી, પિતાપુત્ર માગે · માન ૧૧

પ્રધાન કહે: 'મેં કપટ કીધું, ત્રણ વરાં હું ચૂક્યો;
'પણ સાધુ પુરુષે મન ન આણ્યું, સ્વભાવ પોતાનો ન મૂક્યો.' ૧૨

પછે ગાજતે વાજતે આવ્યા નગ્રમાં, તેડાવ્યો કુલિંદ બાપ;
મેધાવિની મા મોહને પામી, દેખી પુત્રનો પ્રતાપ. ૧૩

કેટલે કાળે બે વેવાઈ, ગયા ઉઠીને વન;
મદન સાથે ચંદ્રહાસે ચલાવ્યું રાજ્યાસન. ૧૪

ચંદ્રહાસથી વિષયાને, પદ્મમાક્ષ નામે કુમાર;
ચંપકમાલિનનો મકરધ્વજ, જે લેઈ ગયા તોખાર. ૧૫

અર્જુન પ્રત્યે કહે નારદ: તું સાંભળ, સાચું રાય;
અમે તુને માડી કહ્યો, સાધુ તણો મહિમાય. ૧૬

શાલિગ્રામનો મોટો મહિમા, સાંભળે, પૂજે ને ગાય;
પૂર્વજ તેના ઉધરે, કોટિક હત્યા જાય. ૧૭

કાંઈ એ છું હશે તે કૃષ્ણ કહેશે, નારદ હવા અંતર્ધાન;
અર્જુન આહ્લાદ પામ્યા, પછે વિનવ્યા ભગવાન: ૧૮

'સ્વામી, સાધુ સાથે યુદ્ધ કરતા, આપણને લાગે ખોડ;' R C
હરિ કહે: 'હવડા આવશે કુંવર લઈ તુરી જોડ.' ૧૯

વાત કરતાં વેગળેથી આવતો દીઠો ચંદ્રહાસ;
સભા મધ્યેથી સામા ચાલ્યા અર્જુન ને અનિરુદ્ધ. ૨૦

શ્રીકૃષ્ણચર્ણરજ માગતો, હરિયે અંક બેઠો કીધો;
ભક્તવત્સલ શ્રીકૃષ્ણજીએ હૃદયા સાથે લીધો. ૨૧

ખભે હાથ મૂકી હરિ કહે છે: 'સાંભળ રાય મુજ વચન:
'હું સવ્યસાચી સાથે આવ્યા, કરવા તારું દર્શન. ૨૨

સુણી વાક્ય ભગવાનછનું, ભક્ત વળતો રોય;
આંખના આંસુ અવિનાશી, પટકુળ પોતાથી લોય. ૨૩
અર્જુન સાથે સેન સહુએ, તેડી સાથ ચંદ્રહાસ;
પ્રાહુણા પધાર્યા પુર વિષે, કૃપા કીધી અવિનાશ. ૨૪
ત્રણ દિવસ પ્રાહુણા રહ્યા, હરિ ને અર્જુન;
બીજાં વસ્ત્ર અશ્વ આપ્યાં, આવ્યા અશ્વમેધના વાછન. ૨૫
ચંદ્રહાસ રાજા સાથે તેડ્યો, ત્યાંથી સંચર્યો પારથ:
કુલિંદકુંવર ને કિરીટી બેઠા, કૃષ્ણે હાંક્યો રથ. ૨૬
હવે જૈમિનિ એમ ઉચ્ચરે, સુણ અતલિબલ પરિક્ષિત તન:
અહીં થકી પૂરણ થયું, **ચંદ્રહાસનું આખ્યાન.** ૨૭
સત્તાવીશ કડવાં એહનાં, પદ છસેં ને પાંત્રીશ;
રાગ આઠ એહના જુજવા, કૃપા કીધી શ્રી જગદીશ. ૨૮
સંવત સત્તર સત્તાવીશ વર્ષે, સિંહસ્થ વર્ષની સંધ; રૃ.૮
જ્યેષ્ટ (?) શુદી સાતમ સોમવારે, પૂર્ણ પાવન કથા પદબંધ. ૨૯
વટપત્રવાશી ચાતુર્વિંશી, ભટ પ્રેમાનંદ નામ;
કથા કહી ચંદ્રહાસની, કૃપા કીધી શાલિગ્રામ. ૩૦

વલણ

કીધી કૃપા શાલિગ્રામે, રૂડી પેરે રક્ષા કરી રે;
એમાં કંઈ સંદેહ નથી, શ્રોતા બોલો શ્રીહરિ રે. ૩૧

# ચંદ્રહાસ આખ્યાન

## ટિપ્પણ

### કડવું : ૧

કડવું : આખ્યાનોનો દેહ કડવાબદ્ધ હોય છે. જેમ પુરાણોમાં સર્ગ અને અધ્યાયો હોય છે, આજની નવલકથાઓ અને નાટકોમાં અનુક્રમે પ્રકરણો અને પ્રવેશો અથવા દશ્યો હોય છે તેમ આખ્યાનોમા કડવા હોય છે. દરેક પ્રસંગ માટે નવુ કડવુ યોજાતું. આખ્યાનો એક જ દિવસમા પૂરા ન થતા એથી એ કડવાની યોજના વિરામની અનુકૂળતા પૂરી પાડતી આખ્યાનમા પ્રસંગોની એક પરંપરા પૂરી થાય એટલે 'એ કથા એટલેથી રહી' એમ કહી આખ્યાનકાર ત્યા તે દિવસથી કથા પૂરી કરી શકતો.

હેમચંદ્રાચાર્યે कडवक शब्द વાપર્યો છે. સંસ્કૃત આલંકારિકોએ પણ તે શબ્દ વાપર્યો છે. પરંતુ આ શબ્દ મૂળ દેશ્ય હશે અને પછી સંસ્કૃતમાં રૂઢ થયો હશે એમ માનવું વધારે યુક્ત છે. कलाप, कटप्र-कडप्प અને कदम्ब ઉપરથી 'કડવુ' શબ્દ વ્યુત્પન્ન કરવામા આવે છે પણ તે પ્રતીતિકર નથી. જૈન કવિતામા કાવ્યોના ખંડ સૂચવતા અનેક શબ્દો વાપરવામા આવ્યા છે તેમા 'કડવુ' પણ એક છે. શ્રી કેશવરામ કા શાસ્ત્રીએ અવલોક્યું છે. 'કડવા–ભાસા–ઢવણી–ઢાળ એમ વિભાગ પાડતા ગેય કાવ્યોનો પ્રકાર વિકાસ સાધી કડવાબદ્ધ આખ્યાનકાવ્યોમા પરિણત થયો છે.' પ્રારંભકાળના આખ્યાનોના કડવા ઘણા ટૂંકાં હતા. જનાર્દનના 'ઉષાહરણ'નાં કડવાઓ નરસિંહના પદ જેવા છે. લાંબામાં લાંબું કડવુ નવ પંક્તિનું છે, અને કવિ પોતે જ તેને પદ તરીકે ઓળખાવે છે. નાકરનાં કડવાઓ પણ બહુધા પાંચ પાંચ, છ છ પંક્તિઓના છે. આખ્યાનમા સૌ પ્રથમ કડવાની યોજના સભાનપણે ભાલણે કરી, નાકરે સફળતાપૂર્વક એને અપનાવી અને પ્રેમાનંદના આખ્યાનમા તે દૃઢ બની. આખ્યાનશૈલી જેમ

વિકસતી ગઇ, જેમ પ્રૌઢ બનતી ગઈ તેમ કડવાં મોટા થતાં ગયાં એથી જ શ્રી કે. કા. શાસ્ત્રી કડવાંબદ્ધ શૈલીને પ્રૌઢ આખ્યાનશૈલી તરી઼ ઓળખાવે છે.

કડવાંના સામાન્ય રીતે ત્રણ વિભાગો હોય છે :—

૧ મુખબંધ : જે રાગમા આખી દેશીનો લય યોજવામાં આવ્યો હોય છે તે જ લયમા મુકાયલી પંક્તિઓ પ્રાસ્તાવિક તરીકે આવે છે. બહુધા આ પંક્તિઓમા કડવાના મુખ્ય ભાગમા નિરૂપાનાર પ્રસંગ અથવા ભાવનું સૂચન હોય છે તેથી તેને પ્રાસ્તાવિક તરીકે ઓળખાવી શકાય. સ્વ. કે. હ ધ્રુવે તેને 'મ્હોડિયું' તરીકે ઓળખાવ્યું છે. આ પ્રકારના મ્હોડિયા અથવા મુખબંધ બે પંક્તિઓમા હોય છે, પણ કદારેક તેથી વધારે પંક્તિઓ પણ જોવા મળે છે. દા. ત 'ચંદ્રહાસ આખ્યાન'ના પહેલા કડવાનુ મ્હોડિયુ ચાર પંક્તિનુ છે બીજા કડવાનુ મ્હોડિયુ બે પંક્તિનું છે, અને ૧૯મા કડવાનુ મ્હોડિયુ દશ પંક્તિઓનું છે. કદારેક આ પ્રકારના મુખબંધનો અભાવ પણ જણાય છે.

૨ ઢાળ : કડવાના મુખ્ય ભાગને ઢાળ અથવા ગાલ અથવા દેહ તરીકે ઓળખવામાં આવે છે, આ પદગટવાળા ભાગમા મુખબધમા નિર્દિષ્ટ પ્રસગનુ નિરૂપણ થયુ હોય છે.

૩ વલણ અથવા ઊથલો : ઢાળને અને બે પંક્તિઓમા કડવાના વક્તવ્યને સમેટી લેવામા આવતું. જેમ કડવાના પ્રારભનો મુખબધ પ્રાસ્તાવિકનું કાર્ય કરે છે તેમ વલણ અથવા ઊથલો ઉપસંહારનું કાર્ય કરે છે. પ્રસ્તુત કડવાનો સાર સક્ષેપમા આપવા સાથે, પછીના કડવા સાથે અનુસંધાન રૂપ કડી પણ તે બને છે કદારેક પછીના કડવામા યોજાનાર વસ્તુનું તે સૂચન કરીને અથવા વલણના છેલ્લ. ચરણ અને પછીના કડવાની પહેલી પંક્તિના પ્રથમ ચરણના શબ્દો સમાન રાખી અનુબંધનનુ કાર્ય સાધવામાં આવે છે. અને ચાલુ કડવાની મુખ્ય દેશીના છેલ્લા ચરણને વલણનું પહેલું ચરણ બનાવી આ સાંકળ સંપૂર્ણ બનાવવામા આવે છે.

ઉદા. 'ચંદ્રહાસ આખ્યાન'નું કડવું ૪, છેલ્લી કડી :

પામ્યો દુઃખ જળ નયણે ભરે,
મુખે 'રામ કૃષ્ણ' વાણી ઉચ્ચરે.

વલણ

**મુખે 'રામ કૃષ્ણ વાણી ઉચ્ચરે,** સમર્યા શ્રી ગોપાળ રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, કેમ ઉગરિયો બાળ રે.'
અને પછી પાચમા કડવામાં બાળક ચંદ્રહાસ કેમ ઉગર્યો તે નિરૂપ્યું છે.

કડવું ૨૦

વલણ

સુત ને કુશળ કયાં થકી જે હરિ નવ ધર્યા રૂદે રે।
એવાં વચન સાંભળી ભૂપના, **મેધાવિની વાણી વદે રે.**

કડવું ૨૧

રાગ : કાફી

**મેધાવિની એમ ઉચ્ચરે :** સાભળો માગ સ્વામ

અહીં ૨૦મા કડવાના વલણના છેલ્લા ચરણના શબ્દો ૨૧મા કડવાના આરંભના શબ્દો બને છે.

જ્યારે આનંદ અથવા શોકની ઉત્કટતા નિરૂપવી હોય અથવા અમુક ભાવને બહેલાવી બહેલાવી નિરૂપવો હોય ત્યારે આખ્યાનકાર ટેક અથવા ધ્રુવપંક્તિ પણ કડવાની દરેક કડીને અંતે મૂકતો.

ઉદા. કડવું ૫ : સાધુ સુતે સમર્યા હરિ.....
કડવું ૧૧ : તાલાવેલી લાગી પાપીને......
કડવું ૧૩ : સૂકા કાષ્ઠ લીલા થયાં રે......

**કડી ૧, ૨, ૩ :** મુખબંધ અને ઢાળની પહેલી કડીમાં કવિએ મંગલાચરણ કર્યું છે. ગ્રંથના આરંભમાં ઈષ્ટદેવનું સ્મરણ કરવાની જૂની પ્રણાલિ છે. समाप्तिरामो मंगलमाचरेत् । ગ્રંથની સમાપ્તિની કામનાવાળાએ મંગલાચરણ કરવું જોઈએ. પ્રેમાનંદ આ જૂની પરંપરાને અનુસર્યા છે. મંગલાચરણમાં સામાન્ય રીતે ગણપતિ અને સરસ્વતીનું સ્તવન હોય છે. ક્યારેક પોતાના ઈષ્ટદેવનું અથવા આખ્યાન વસ્તુના મુખ્ય પાત્ર રૂપે કોઈક દેવ આવતા હોય તો તેનું સ્તવન પણ કરવામાં આવે છે. ઉદા. 'રણુયત'માં પ્રેમાનંદે ગણપતિને 'શિર નામી' 'સીતાસ્વામી' રઘુનંદનનું સ્મરણ કર્યું છે. પ્રેમાનંદના ઈષ્ટદેવ રામ હોવાનો સંભવ છે. પ્રેમાનંદે ગણપતિ અને પછી શારદાની સ્તુતિથી મંગલાચરણ કરી, ગુરુનું સ્મરણ કરી, કાવ્યવસ્તુના મૂળનો નિર્દેશ કરી આખ્યાન આરંભવાની પ્રથા પાડી હતી. આ આખ્યાનમાં પણ તે પ્રથમ ગણપતિને સ્મરે છે.

**ગણપતિ :** વિઘ્નોનો નાશ કરનાર ગણપતિ સિદ્ધિ અને બુદ્ધિના સ્વામી છે. પોતાની કૃતિ નિર્વિઘ્ને પૂરી થાય, એ માટેની બુદ્ધિ-પ્રજ્ઞા પ્રતિભા સાંપડી રહે અને સિદ્ધિ મળે એ હેતુથી, સર્વ દેવોમાં પહેલી પૂજાના અધિકારી ગણેશનું સ્મરણ પહેલું કરવામાં આવ્યું છે. વ્યાસે મહાભારતાદિ ગ્રંથો ગણપતિને હાથે લખાવ્યાં હતાં. આદિત્ય, વિશ્વા અથવા વિશ્વદેવ, વસુ, તુષિત, આભાસ્વર, અનિલ, મહારાજિકા, સાધ્યા, રુદ્ર એમ દેવતાઓના નવ ગણના તે સ્વામી છે એથી ગણપતિ કહેવાયા. અહીં પ્રેમાનંદ ગણપતિનું સ્મરણ કરે છે જેથી એની દુર્મતિ ટળે અને મનના મનોરથ પાર પડે.

પાઠાંતરઃ પ્રથમ સમરૂં ગણપતિ, જેમ ટળે માહારી દુર્ગતિ.

**સરસ્વતી :** સરસ્વતી વાણીની દેવી છે. કવિઓ તેનો પ્રસાદ પામેલા બાળકો છે, સારસ્વતો છે. એથી ગુણગ્રાહી કવિઓ વાણીનો પ્રસાદ આપનાર માતા શારદાને પ્રણામ કરે છે. અહીં પ્રેમાનંદ પણ એ જ પ્રકારનો બાલભાવ સેવી સરસ્વતીને પ્રણમે છે.

**સાહે કરો :** સહાય કરો. **લહેતો નથી :** લહેતો નથી ( સં. लभ् પ્રા. लह ) સમજતો નથી.

સરસ્વતીનું ધ્યાન ધરી કવિ 'ગ્રંથ ચાલતો થાય'—આ આખ્યાન આગળ વધે એ હેતુથી પોતાના ગુરુનું સ્મરણ કરે છે

જૂની પરંપરા પ્રમાણે પ્રેમાનંદના કોઈક વિદ્યાગુરુ તો હશે જ આ આ ગુરુ કોણ હતા એ વિશે અનેક કિંવદંતીઓ પ્રચલિત છે બાળક પ્રેમાનંદ મૂઢ હતો અને કોઈક રામચરણ બાવાના કૃપાપ્રસાદથી એ પ્રતિભા-સંપન્ન થયો હતો કવિ કાલિદાસ માટે પણ કયાં આવી કિંવદંતી નથી?

રામચરણકમળમકરંદ લેવા ઇચ્છે પ્રેમાનંદ
વહેવાર માન કરો ઘર ॥ કામ, શ્રોતાજન સમરો સીતારામ

'દશમ સ્કંધ'માંની આ પંક્તિઓને આધારે પ્રેમાનંદના ગુરુ રામચરણ હતા એવું અનુમાન એક વેળા થતું હતું પરંતુ આ 'રામચરણ' શબ્દ કોઈ ગુરુનો નિર્દેશ કરતો નથી પ્રેમાનંદના ઇષ્ટદેવ રામ હતા એ વાતને વધુ પુષ્ટિ મળે છે 'દશમ સ્કંધ,' 'રણયજ્ઞ' અને 'વિવેક વણઝારો' જેવા આખ્યાનોમાં તેણે મંગળાચરણમાં રામનું સ્મરણ કર્યું છે 'દશમ સ્કંધ'માં રામ અને કૃષ્ણને એકરૂપ પ્રમાણ્યા છે તે ઉપરાંત 'ચંદ્રહાસ આખ્યાન'માં

કાપી દુર્મતિ ગોવિંદે, એમ કહે હરિજન રે,
સાધુસંગે વિશ્વાસિરાને, લાગ્યું રામશું લગન રે

એ પ્રમાણે ગોવિંદ સાથે રામનો નિર્દેશ કરી કવિએ પોતાની રામભક્તિનો સ્પષ્ટ નિર્દેશ કર્યો છે

કડી ૪: મંગળાચરણ પછી આખ્યાનકાર સામાન્ય રીતે વસ્તુનિર્દેશ કરે છે આખ્યાનનું વસ્તુ હમેશ પૂર્વખ્યાત હોય છે એથી પ્રસ્તુત આખ્યાનનું વસ્તુ કયાંથી લેવામાં આવ્યું છે તેનો સામાન્ય નિર્દેશ કરી નમ્રસ્વીકાર કરવાની પ્રણાલિ આખ્યાનકારો જાળવતા હતા. મૂળ વસ્તુમાં આખ્યાનકારે પોતાની પ્રતિભા અનુસાર અને પોતાના શ્રોતાવર્ગની રુચિ ધ્યાનમાં લઈ અનેક ફેરફારો કર્યા હોય છે છતાં જ્યાં જ્યાં વસ્તુ કોઈક પુરાણમાંથી લેવામાં આવ્યું હોય છે ત્યાં ત્યાં મૂળમાંની વક્તાશ્રોતાની યોજના તે કાયમ રાખતો પ્રેમાનંદના

આખ્યાનો ફેરફારો પામી લગભગ સ્વતંત્ર કૃતિ તરીકેની કક્ષાને પામ્યા હોવા છતાં તેમાં તેણે આ પ્રકારની યોજના કાયમ રાખી છે. ઉદા. મહાભારતમાં નલોપાખ્યાન બૃહદશ્વ મુનિ યુધિષ્ઠિરને કહી સંભળાવે છે અને મહાભારતની કથા કહેતા એ વાત વૈશંપાયન જનમેજયને કહે છે. પ્રેમાનંદે પણ વૈશંપાયન અને જનમેજય તથા બૃહદશ્વ મુનિ અને યુધિષ્ઠિર એમ વક્તાશ્રોતાની બન્ને જોડીઓ કાયમ રાખી છે. 'ચંદ્રહાસ આખ્યાન'માં પણ એ જ પ્રકારની યોજના છે. મહાભારતની કથા વૈશંપાયન મુનિએ જનમેજયને કહી સંભળાવી. પરંતુ વ્યાસના મહાભારતના નહીં પણ જૈમિનિના મહાભારતના અશ્વમેધ પર્વમાં આ કથા આવે છે એથી જૈમિનિ મુનિનો નિર્દેશ પણ અનિવાર્ય ગણાયો વળી અશ્વમેધ પર્વમાં ચંદ્રહાસની કથા નારદ મુનિ અર્જુનને કહે છે એથી એ જોડી પણ કાયમ રહી છે. આમ કરવાથી આખ્યાનકાર મૂળ પુરાણ કથા સાથેનો સંબંધ ચાલુ રાખી શકતો અને મૂળ પૌરાણિક કથા પ્રત્યે ભાવિક શ્રોતાઓના મનમાં રહેલી શ્રદ્ધા પ્રાકૃત આખ્યાન પરત્વે પણ ટકાવી રાખી શકતો.

**વૈશંપાયન :** મહાભારતાદિ ગ્રંથોના રચયિતા વ્યાસના શિષ્ય. જનમેજય રાજાને બ્રહ્મહત્યાના પાપમાંથી મુક્ત કરવા તેમણે મહાભારત સંભળાવ્યું હતું. 'ચંદ્રહાસ આખ્યાન'નું વસ્તુ જેમાંથી લેવામાં આવ્યું છે એ 'જૈમિનિ અશ્વમેધ'ના કર્તા જૈમિનિ તેમના ગુરુબંધુ હતા.

**જનમેજય :** પાંડવ અર્જુનનો પૌત્ર પરીક્ષિત તક્ષકના દંશથી અવસાન પામ્યો ત્યારે તેના પુત્ર જનમેજયે ઉત્તંક મુનિના ઉપદેશથી પિતાનું વેર વાળવા સર્પસત્ર કર્યો હતો અને આ સર્પસત્રમાં સેંકડો નાગકુળો બળીને ભસ્મ થઈ ગયાં હતાં. માત્ર તક્ષક નાગ આસ્તિક મુનિની વિનંતીથી બચી જવા પામ્યો હતો. આ યજ્ઞમાં જૈમિનિ મુનિ ઉદ્દગાતા હતા.

જનમેજયે અશ્વમેધ યજ્ઞ કર્યો, તેમાં કેટલાક બ્રાહ્મણોએ હાસ્ય કર્યું, તેથી તેમના ઉપર ક્રોધે ભરાઈ તેણે તેમને મારી નાખ્યા. બ્રહ્મહત્યાના પાપમાંથી મુક્ત થવાનો ઉપાય સૂચવવા તેણે મહર્ષિ વ્યાસને પ્રાર્થના કરી ત્યારે તેમણે વૈશંપાયન ઋષિને મુખે મહાભારતનાં અઢાર પર્વો સાંભળવા કહ્યું હતું.

મત્સ્યપુરાણ પ્રમાણે જનમજયે એક બીજો યજ્ઞ કર્યો જેમાં વાજસનેયી શાખાનો બ્રાહ્મણ બ્રહ્મપદે જોઈ વૈશપાયન ઋષિએ ગુસ્સે થઈ તેને શાપ આપ્યો હતો તેથી ત ગજભ્રષ્ટ થઈ અન્ત્યમાં મૃત્યુ પામ્યો હતો

**અશ્વમેધની ઉત્તમ કથા છે:** પ્રસ્તુત આખ્યાન 'જૈમિનિ અશ્વમેધ' માંથી લેવામાં આવ્યું છે વ્યાસના મહાભારતના અશ્વમેધ પર્વમાં કેવળ ચંદ્રહાસના પુત્રોનો જ નિર્દેશ છે, કથા આટલી વિગતે નથી જૈમિનિ વ્યાસના શિષ્ય હતા તે મીમાંસક હતા તેમણે પણ ભારતનો એક ગ્રંથ રચ્યો હતો પણ તેમાં યથોચિત પ્રૌઢી ન આવવાથી માત્ર અશ્વમેધ પ્રકરણ સિવાય બાકીનો ભાગ જલમાં નાખી દીધો હતો

**કડી ૫: પાંડવે પરાક્રમ કીધું ઘણું.** મહાભારત યુદ્ધમાં વિજય મેળવ્યો સંઘારિયા: સંહાર્યા (सम् + हृ)

**કડી ૬ રાજ્ય બેઠા.** રાજગાદીએ બેઠા **ધર્મ** પાંડવોમાં જ્યેષ્ઠ યુધિષ્ઠિર યમરાજના મંત્રપ્રભાવે તેનો જન્મ થયો હોવાથી અને ધર્મમાર્ગમાં નિષ્ઠાવાન હોવાથી તેને ધર્મરાજ તરીકે પ્રસિદ્ધિ મળી **પાંચાળી.** પાંચાલ દેશની રાજકન્યા દ્રૌપદી, પાંડવોની પત્ની. **મનોરથ** મનોરથ **પરબ્રહ્મ.** કૃષ્ણ કૃષ્ણ દ્રૌપદીને પોતાની ધર્મભગિની માનતા હતા

વનવાસ પછી યુદ્ધ ટાળવાની ઇચ્છાથી યુધિષ્ઠિર કૌરવો સાથે મંત્રણા કરવા કૃષ્ણને મોકલે છે પણ દ્રૌપદી સમાધાન ઇચ્છતી ન હતી. કારણ કે કૌરવસભામાં તેનું અપમાન કરનામાં આ મુ હતું દુઃશાસન ચોટલો પકડી સભામાં તેને ઘસડી લાવ્યો હતો ત્યારથી તે કેશ દુઃશાસનના રક્તથી સિક્ત કરવાની તેણે પ્રતિજ્ઞા લીધી હતી અને ત્યાં સુધી તેના કેશ છૂટા જ હતા તેથી કૃષ્ણને પોતાના અપમાનની યાદ આપી સમાધાન નહીં પણ યુદ્ધ જ લાવવાની વિનતી કરે છે કૃષ્ણ પણ તેને સાંત્વન આપતા કહે છે કે કૌરવોનો નાશ થાય એવી જ યોજના કરીશ પરિણામે મહાભારત યુદ્ધ થયું, કૌરવોનો નાશ થયો અને દ્રૌપદીના મનોરથ પાર પડ્યા યુધિષ્ઠિરને રાજ્યાભિષેક કર્યા પછી જ કૃષ્ણ દ્વારિકા પાછા ફર્યા હતા

**કડી ૭ : જુધિષ્ઠિર :** યુધિષ્ઠિર. **ઉપન્યો :** ઉપજ્યો. (उत्पन्नः ઉપરથી.) **એ રાજ્યને માથે.........શિર પાપ :** કૌરવો અને બીજાં અનેક સ્વજનો મહાભારત યુદ્ધમાં માર્યાં ગયાં હતાં તેથી તેમનાં મૃત્યુથી મેળવેલું રાજ્ય સાત્વિકવૃત્તિના યુધિષ્ઠિરને આનંદ આપી શકતું નથી. તેમને ઊલટો વિષાદ થાય છે. તેવા રાજ્ય પ્રત્યે તેમને ધિક્કાર ઊપજે છે. મહાભારત યુદ્ધના આરંભે અર્જુનને પણ તેવો જ વિષાદ થયો હતો ને!

**કડી ૮ : વ્યાસ મુનિ :** ધૃતરાષ્ટ્ર અને પાંડુના પિતામહ શાંતનુ મત્સ્યગંધા–સત્યવતીને પરણ્યા તે પહેલાં પરાશર મુનિથી સત્યવતીને થયેલો પુત્ર તે કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ. જ્યારે પોતાના પુત્ર વિચિત્રવીર્યથી તેની રાણીઓને ગર્ભધારણ થયું નહીં ત્યારે સત્યવતીએ વંશના સાતત્ય માટે તે રાણીઓ સાથે વ્યાસને નિયોગ કરવો હતો. તેનાથી જે પુત્રો થયા તે ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુર.

'વ્યાસ' શબ્દનો અર્થ થાય છે વેદનો વિસ્તાર કરનાર, વેદને વ્યવસ્થિત કરનાર. અત્યાર સુધી સ્વયંભૂ, પ્રજાપતિ, ઉશના, બૃહસ્પતિ, મૃત્યુ, મઘવા, વશિષ્ઠ, સારસ્વત, ત્રિધામ, ભારદ્વાજ, અંતરિક્ષ, ધર્માત્રય્યારુણ, ધનંજય, મેધાતિથિ, વ્રતી, અત્રિ, ગૌતમ, હર્યાત્મા, વેનવાજશ્રવસ, સોમ ન્યૂષામણ, તૃણબિંદુ, ભાર્ગવ, શક્તિ, જાતુકર્ણ અને કૃષ્ણદ્વૈપાયન એમ અઠ્ઠાવીશ વ્યાસ થઈ ગયા છે અને ઓગણત્રીશમા વ્યાસ અશ્વત્થામા થશે એમ પુરાણમાં કહેવાયું છે

અહીં કૃષ્ણદ્વૈપાયન વ્યાસ(પરાશરના પુત્ર)નો નિર્દેશ છે.

**પૂછયો પાપ ગયાનો ભેદ :** મહાભારત યુદ્ધમા કૌરવો વગેરે સ્વજનો માર્યાનું પાપ થયુ હતું તેનો ડંખ યુધિષ્ઠિરના મનમાં રહી ગયો હતો. તેથી તે પાપનો પરિહાર વ્યાસને પૂછે છે અને વ્યાસજી તે નિમિત્તે અશ્વમેધ યજ્ઞ મંડાવે છે

પાઠાન્તર : બીજી પંક્તિ : પછે મહામુનિ એમ ઉચર્યા,તમે મંડાવો અશ્વમેધ.

**કડી ૧૧ : બભ્રુવાહન :** મણિપુરના રાજા ચિત્રવાહનની કન્યા ચિત્રાંગદાને પેટે પાંડુપુત્ર અર્જુનથી થયેલો પુત્ર. અશ્વમેધનો અશ્વ મણિપુર પહોંચતાં બભ્રુવાહને તેને પકડયો, પરંતુ પછી તે પાંડવોનો જાણી અનેક પ્રકારની ભેટો લઈ તે અર્જુનને સોંપવા ગયો. પુત્રને જોતાં અર્જુન આનંદને પામવાને બદલે ગુસ્સે થયો. કારણ પોતાનો પુત્ર હોય તો તે આમ અશ્વ સોંપવાને બદલે યુદ્ધ કરે. તિરસ્કાર પામેલા બભ્રુવાહને યુદ્ધનો પડકાર ઝીલી લીધો. અને યુદ્ધમાં પિતા ઉપર સરસાઈ મેળવી તેનું મસ્તક ઉડાડી દીધું. ચિત્રાંગદા અને ઉલૂપીની પ્રેરણાથી તે પિતાને પુનઃજીવિત કરવા નાગલોકમાં મણિ લેવા ગયો. કૃષ્ણ વગેરે પણ ત્યાં આવી પહોંચ્યા અને કૃષ્ણે સંજીવન મણિના પ્રભાવે અર્જુનને પુનર્જીવિત કર્યો. આ કડીમાં તે પ્રસંગનો નિર્દેશ થયો છે.

**કડી ૧૨, ૧૩ : તુરી :** અશ્વ. તુખાર : તોખાર અશ્વ સં. तुषारन्तोखार ફારસી સાહિત્યમાં તુખારીસ્તાનનો નિર્દેશ આવે છે. તેનું મૂળ નામ તુષાર હતું. ત્યાં બારે માસ હિમ પડવાથી તે તુષારસ્થાન કહેવાતું. ત્યાંનો ઘોડો તે तुरुखार.

પાઠાન્તર : કડી ૧૩: ત્યવ મયૂરધ્વજ મળ્યો આવી, કૃષ્ણને રહ્યો કર જોડ.

**કડી ૧૮ હ્રદ** · પાણીનો ધરો

**વાજીન :** ઘોડો. वाज—બળ, વીર્ય, वेग वाजिन् બળવાન, વીર્યવાન વેગવાન. આ ગુણો ધરાવનાર ઘોડો વાજીન કહેવાય છે.

પાઠાન્તર ૧. એક હ્રદ આવ્યો જળ તણો તેહે તરી ઊતરયા વાજિંન.
૨. એક આવ્યો જળ તણો તુરી તે ઉતરાવ્યો ગજન.

**કડી ૧૬ હુવો :** થયો સ मुतत्र -भुअउ-हुभउ-હવો
પાઠાન્તર : તાહા પાંડવની સેના વિષે.. ......

**કડી ૧૭ : સવ્યસાચી :** સવ્ય એટલે ડાબે હાથે પણ જે સચોટ બાણવર્ષા કરી શકે તે. અર્જુન આવો સવ્યસાચી હતો. **મહાજોધ :** મોટા યોદ્ધાઓ. પાઠાન્તર : વાત સાભળી અશ્વની, સવ્યસાચી, ઉપન્યો અનત ક્રોધ.

**કડી ૧૮ : પણ પાર તે પામ્યા નહિ :** ચંદ્રહાસના કુમારો પાસેથી અશ્વ પાછો મેળવી લેવા અર્જુને મોટા યોદ્ધાઓ મોકલ્યા પરંતુ તે સફળ ન થયા અને તેમણે આવી પોતાની અશક્તિ દર્શાવી.

**કડી ૧૯ : પાર્થ :** પૃથા–કુંતાનો પુત્ર અર્જુન **કહ્યો અશ્વ ગયાનું પ્રશ્ન :** પોતાના મહારથીઓ પણ ચંદ્રહાસના પુત્રો પાસેથી અશ્વ પાછો મેળવવામાં નિષ્ફળ ગયા તેથી અર્જુન કૃષ્ણને અશ્વ લઈ જનારાઓ કોણ છે એ પ્રકારનો પ્રશ્ન કરે છે

**કડી ૨૦ વળતી :** પછી, ઉત્તરમાં.

પાઠાંતર વળતા વિશ્વભર . .. ......પાંડુકુમાર,

તારા તુરીના સબળ જુઓ કોણ છે કરનાર.

**કડી ૨૧ : સમે :** સમયે. **અંતરિક્ષ માર્ગે :** આકાશ માર્ગે **હતું : થયું. અજુવાળ :** અજવાળું પ્રકાશ્યાનું ઉદાહરણ.

**કડી ૨૨ : વીણા વાતા :** વીણા વગાડતા **નરનારાયણ :** સ્વાયંભુવ મન્વંતરના ધર્મઋષિના પુત્રો બન્નેમાં વિષ્ણુનો અંશ હતો અને કૃષ્ણ નારાયણનો અને અર્જુન નરનો અવતાર ગણાતા નર અને નારાયણ અનુક્રમે આત્મા અને પરમાત્માના પ્રતીકાવતાર ગણવામાં આવે છે. **સાદરે :** આદર સાથે

પાઠાન્તર આવ્યા નારદ રુખિ ભગવાન

.. ...આદરે દીધું માન.

**રુખિ :** ઋષિ. ષનો ખ અને યનો જ થવો એ ભાષાનું સ્વાભાવિક લક્ષણ ગણાયું છે એનું મૂળ છેક યજુર્વેદમાં જોવા મળે છે

**કડી ૨૩ : દીન** ગરીબ, ઉદાસ **સુનમુન્ય :** સૂનમૂન, શૂન્યમનસ્ક

પાઠાન્તર : ૧ હે સાધુ શા માટે સનમન્યા છો ? તારૂ તેજ થયું છે હીન

૨ હે સાધુ શા માટે સુનમુન ઊભો, તારૂ તેજ થયું કાં ખિન્ન

**કડી. ૨૪, ૨૫ . બન્યો . બન્ને મૃત્યુ :** મૃત્યુલોક સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણ લોક છે મરણ ધર્મને પામનાર પ્રાણીઓ જ્યાં વસે છે

તે મૃત્યુલોક અશ્વ ગયાનો ઉપાયઃ અશ્વમેધના ઘોડાને કઈ રીતે પાછો મેળવવો તેનો ઉપાય અર્જુન ત્રણે લોકમા વિના રોકટોક વિચરનાર નારદને પૂછે છે એ અશ્વને કોણ, કયા લઈ ગયુ છે એની માહિતી નારદને પછે છે

કડી ૨૬ : અતબિબળ અતુલિતબળ અતુલ્ય બળવાળો અર્જુન

કડી ૨૭ : ત્રૈલોકય : ત્રણ લોક સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ કોણે : કોઈથી સહસ્ર વર્ષ સતવાદી રાજા ..... ચંદ્રહાસનો મહિમા વર્ણવતા નારદ કહે છે દેવ, દાનવ, યક્ષ, કિંનર – ત્રણે લોક ભેગા થાય તોયે હજાર વર્ષે પણ આ સત્યવાદી રાજા ચંદ્રહાસ કોઈથી જિતાય તેવો નથી

પાઠાન્તર પહેલી પંક્તિ દેવ દાનવ જક્ષ ક્ષત્રી ..

બીજી પંકિત ૧ સહસ્ર વર્ષે સતવાદી રાજા કોણે જીત્યો નવ જાય

૨ સહસ્રવર્સા સ્તવાદી રાજા કોણે જીત્યો નવ જાય.

કડી ૨૮ વાણ : વાણી વચન વીણાપાણ : વીણા જેના હાથમા છે તે નારદ

કડવુ : ૪

વસ્તુ : પહેલા કડવામા ચંદ્રહાસની કથા કોણ કોને અને કયા સંદર્ભમા કહે છે તેનુ નિરૂપણ કર્યા પછી બીજા કડવામા પ્રેમાનંદ તેના 'અભાગ્ય વશ' જન્મની, દુખી બાળપણની અને અનાથ અવસ્થાની કરુણ કથની કહી સભળાવે છે

કડી ૧ : એણી પેરે એ પ્રમાણ બ્રહ્માતન નાર- નરસ્ય ધર્મમ્ નારમ્—માનવ ધર્મ + દા—આપનાર માનવ ધર્મનો બોધ કરનાર નારદ બ્રહ્માના દશ માનસ પુત્રોમાના એક હતા પુરાણોની કથામા તે સર્વવ્યાપી લાગે છે દરેક સ્થળે તેમની ગતિ હતી તેમને 'ઝઘડો કરાવનાર'ની ખ્યાતિ મળી છે અને તે ઉપરથી 'નારદવેડા' શબ્દ પ્રચલિત બન્યો છે આ આખ્યાનમા તો તેઓ પ્રવક્તાનુ જ કામ કરે છે 'દશમ સ્કંધ'મા પ્રેમાનંદે નારદજી માટે કહ્યુ છે

નારદ છે ઇચ્છિતુ મન નિર્મ્યું તે જ કરે મુનિ જન.

**એક અંગદ નામે દેશ :** સરયૂ અને ભાગીરથી નદી વચ્ચેના પ્રદેશને પુરાણોમા અગ દેશ તરીકે ઓળખવામા આવ્યો છે અહીં એ પ્રદેશનો નિર્દેશ નથી અગદેશનો રાજા તો કર્ણ હતો કેરલના પ્રદેશને સભવત અગદ દેશ તરીકે ઓળખવામા આવતો **નાકરે** પણ તેના 'ચદ્રહાસ આખ્યાન'મા કેરલ પ્રદેશને જ નિર્દેશ કર્યો છે

કઈઅલ નગરનો રાજા મોટો સુધર્મ તેહનુ નામ

પાઠાન્તર ૧ સાભળ સાધુ રાય અર્જુનજી
૨ સાભળ સાધુ વીર અર્જુનજી
૩ સાભળ સાધૂ વીર અર્જુનજી

**કડી ૨ પચવદન** શકર તે પાચ મુખ હોવાથી પચવદન પચવક્ત્ર, પચાનન વગેરે નામે ઓળખાય છે પાચ મુખના નામ નીચે પ્રમાણે છે ૧ સદ્યોજાત ૨ વામદેવ ૩ અઘોર ૪ તત્પુરુષ ૫. ઈશાન

**કડી ૩ મહીપતિ** મહી–પૃથ્વીનો પતિ–રાજા

**કડી ૫ : આગે ભાગે ઘરસૂત્ર** આગળ જતા (ભવિષ્યમા) તારો ગૃહસ્થાશ્રમ છિન્ન ભિન્ન થઈ જશે

પાઠાન્તર આગે ભાગશે ઘરસૂત્ર

**કડી ૬ : હોનાર** થનાર પ્રારબ્ધ જે મિથ્યા ન થાય હોનાર જે થનાર હોય તે પ્રારબ્ધ મિથ્યા થતુ નથી

**ઊધડે વાંઝિયા બ્યાર** વશ ચાલુ રહે સુધાર્મિકના ભાગ્યમા સતાનસુખ નથી પુત્રથી અનિષ્ટ થશે એવી ચેતવણી શકરે આપી છતા તે 'વાઝિયા બ્યાર' ઊઘડે એ હેતુથી પુત્ર વાછે છે વાંઝિયા મહેણુ ટળે માટે તે પુત્ર માગે છે અનિષ્ટ ભાવિ છતા પુત્રૈષણા કેટલી ઉત્કટ છે! પ્રેમાનદ અહી તે લાગણીને સ્પર્શે છે મૂળ અશ્વમેધ પર્વમા કે નાકરના આખ્યાનમા સુધાર્મિકે શકરને આરાધી પુત્ર માગ્યો એવો કોઈ નિર્દેશ નથી

પાઠાન્તર : વળતો રાજા બોલિયો : જોહે હશે હોનાર

**કડી ૭ : પણ આયુષ્ય તારૂ નહી રહે :** સુધાર્મિકને શકરે પુત્રનુ વરદાન આપ્યુ પણ તેના ભાગ્યમા પુત્રનુ સુખ હતુ નહી તેથી તે જીવશે નહી એમ પણ સાથે સાથે કહે છે પરતુ પોતાનો વશ જળવાતો હોય તો મૃત્યુને પણ તે અનિષ્ટ ગણતો નથી તેને તો તે પ્રભુની કૃપા ગણે છે

**પિનાકપાણ :** પિનાકપાણિ પિનાક નામનુ ધનુષ્ય જેમના હાથમા છે તે, શકર જેમ અર્જુનના ધનુષ્યનુ નામ 'ગાંડીવ', વિષ્ણુના ધનુષ્યનુ નામ 'શાર્ઙ્ગ,' તેમ શકરના ધનુષ્યનુ નામ 'પિનાક' છે

પાઠાન્તર . પણ્ય પુત્ર તારૂ નહી રેહે, એમ ક્હે પિનાકપાણ્ય

**કડી ૮ : પ્રેમદા '** સ્ત્રી સ પ્રમદા સુધાર્મિકની પત્નીનુ નામ ધાલી હતુ **નાકરે** 'અનગસેના' નામ આપ્યુ છે

**કડી ૯ : ખટ** છ માસનો સ ષટ્

પાઠાન્તર પહેલી પક્તિ લખ્યા પ્રમાણે ભોગવે, એમ બધો સસાર.

**કડી ૧૦ : પાપી નગર પડિયા ત્રૂટી :** પાપી અસુરો નગર પર અચાનક દુમનો લઈ આવ્યા તૂટી પડયા શકરની ભવિષ્યવાણી સાચી પડે છે સુધાર્મિકનુ નગર પણ ટકતુ નથી અને એના આયુષ્યનો પણ અત આવે છે

**નોંધ .** સુધાર્મિકના ભાગ્યમા પુત્રનુ સુખ ન હતુ છતા તેણે પુત્રની યાચના કરી તે માટે આશુતોષ શકરને આરાધ્યા દેવ પ્રસન્ન થાય છે છતા પ્રારબ્ધને ટાળી શકતા નથી એ વસ્તુનુ નિરૂપણ પ્રેમાનંદે સરસ રીતે કર્યું છે વશ ચાલુ રહે, વાંઝિયા બાર ઊઘાડા રહે એવી સ્વાભાવિક ઈચ્છાથી પ્રેરાઈ તે પોતાનુ મૃત્યુ આવકારીને પણ પુત્ર વાછે છે અને શંકર વરદાન આપે છે આગળ નોધ્યુ છે તેમ અહીં ઉત્કટ પુત્રૈષણાનુ તેણે નિરૂપણ કર્યુ છે અને તેમા લોકમાનસની તેની સમજના દર્શન થાય છે ભાવિ ટાળ્યા ટળી શકતુ નથી પુત્ર છ માસનો થતા તે દુસ્મનોના હુમલાનો ભોગ

થઈ રાજ્ય અને જીવ બન્ને ગુમાવે છે અને પુત્રના સુખથી વંચિત રહે છે. પરંતુ વંશ તો ચાલુ રહે છે ને!

આ પ્રકારનું નિરૂપણ મૂળમાં નથી સુધાર્મિકનો પુત્ર અન્ય રીતે સુલક્ષણો હતો પણ મૂળ નક્ષત્રમાં જન્મ્યો હતો અને ડાબે પગે છ આંગળીઓ હતી આ બન્ને અશુભકર લક્ષણો હતા, તેથી સુધાર્મિકને આપત્તિ નડી

**નાકર** પણ એને જ મળતું નિરૂપણ કરે છે

એમ કરતાં અનંગ સેનાએ, એક પુત્ર ત્યાં જણીઉ,
કહે રાજા એ કંઇ નહિં સારું, એ કો આવીઉ રણીઉ
પત્રિકા જોષીએ કીધી, મન માંહી આવ્યું દૃષ્ટ;
ગમે તેવું થાએ રાજા, તારે આવ્યું અનિષ્ટ
વળતા જોષી એણી પેરે બોલે, એહને અધીકું અંગ,
એક વરસનું બાળક થાશે, તો રે દેશમાં પડશે ભંગ
એક વરસનું બાલક થઉં, ને દલ પરેઠી આવ્યું,
દેશમાહાં તો ભંગ જ પડીઉં, અને નગર તેહનું વેડાયું

આમ મૂળ કથાવસ્તુ અને નાકરના આખ્યાનના આ ભાગ સાથે સરખાવતાં લોકમાનસને સમજીને કરેલા ફેરફારની પાછળ રહેલી પ્રેમાનંદની કલાસૂઝ વરતાઈ આવે છે

**કડી ૧૧** **હૂતી :** હતી (સુધાર્મિક રાજા યુદ્ધમાં હણાતાં તેની રાણીએ પણ સહગમન કર્યું ) સુધાર્મિકની દાસી જે આ બાળકની ધાવ હતી તે બાળકને લઈ નાસી છૂટે છે

**કડી ૧૨** **હીંડે** ચાલે સં हिण्ड પ્રા हिंड

**સોડામાંય** સોડમાં, પડખામાં સં उद्+वृत् ઉપરથી પ્રા उवट्ट સં + उवट्ट ઉપરથી સોડ

પાઠાંતર સુત સાતી સોડમાંય
(સાતી સંતાડતી)

**કડી ૧૩ : દુષ્ટબુદ્ધિ** નામ પ્રમાણે અવગુણ ધરાવતો આ પુરોહિત પ્રધાન રાજ્યમાં સર્વ કર્તાહર્તા છે કુંતલ તો માત્ર નામનો જ રાજા જણાય છે પ્રેમાનંદે એક બે સ્થળે તેને રાજા શબ્દથી પણ નિર્દેશ્યો છે

**જેનો રાજ સેનમાં ભાર** રાજ્યમાં અને સૈન્યમાં જેનું વર્ચસ્વ છે

પાઠાન્તરો - ૧ જેનો રાજ્યસેનમાં ભાર રાજ્યની સેનામાં જેનું વર્ચસ્વ તે

૨ જેને રાજ્યાસનનો ભાર રાજ્યના સંચાલનનો જે ભાર વહન કરી રહ્યો છે તે

**વિશ્વ જીતી વશ કર્યું** બીજા અનેક દેશો ઉપર તેણે વિજય મેળવ્યો હતો, એથી મનમાં ઘણો અહંકાર રાખતો હતો

પાઠાન્તર વિશ્વ જીતી વશ કર્યું, મન મોટો મહાઅહંકાર

**કડી ૧૪ ઠરી** રહી સં સ્થિર ઉપરથી સંગાતે - સાથે સં સઘાત ઉપરથી સંગાથ, સંગાત અથવા મંગ + આત—સંગાત

**નેટ** નક્કી, નિશ્ચયપૂર્વક **દામણી** દાવામણી ( પાઠાન્તર ઘામણી )

**દોહેલે** માંડ માંડ સં દુર્લભમ્ ઉપરથી દોહ્યલું

**કડી ૧૫ વાસીદાં** કચરો, પૂંજો મં વાસિત્ર—વાસિદ

પાઠાન્તર પહેલી પંક્તિ

ખાંડવું દળવું અને દોહોવું કોહોના વાસીદા કરતી

બીજી પંક્તિ

૧ કોના પાત્ર પખાળે, એકઠા (એંઠા ?) કહાડે કોના ભરતી પાણી

૨ પાત્ર પખાળે, કોહોના એંઠા, કોહોના ભરતી પાણી

**કડી ૧૬** પાઠાન્તર -

એમ કરતાં પુત્ર થયો મ્હોટો, બાળકમાં રીઝે રમવા જાય

**કડી ૧૭: દાસી તે ભસ્મે કરી ટાંકે :** કુંવરનો વર્ણ સુવર્ણ જેવો ઉજ્જ્વલ હતો, તેથી લોકોની સારી માઠી નજર ન લાગી જાય માટે દાસી તેને આખે શરીરે રાખ ચોળી તેની આકર્ષકતા ઓછી કરતી.

અત્યારે પણ માતા બાળકને લોકનજરથી બચાવવા તેને ગાલે ટપકું કરતી હોય છે. પ્રેમાનંદના સમયની માતા પણ જુદી નહીં જ હોય ! તેથી તેણે આ પાલક માતાને પણ બાળક વિશે એવી જ અધીરી નિરૂપી છે. આવા નાનાં નાનાં નિરૂપણમાં પણ પ્રેમાનંદનો જનસ્વભાવનો અભ્યાસ વ્યક્ત થતો હોય છે. સમકાલીન રૂઢિઓ વહેમો વગેરેનું નિરૂપણ પૌરાણિક આખ્યાનોમાં અનેક સ્થળે તેણે કર્યું છે.

**કડી ૧૮ : વહેવારિયાનો દાસ :** વેપારીનો નોકર.

**કડી ૧૯: દામ :** પૈસા. સં. દ્રમ્મ ઉપરથી.

**પાઠાન્તર :** ઊકય ધાન્ય, ઉતાવળું બે મહિષી દોહવાનું કામ;
સ્વામી મારો તેહ ઠુકને, આપશે બહુ દામ.

(મહિષી : ભેંસ)

**કડી ૨૦ : માનની :** સ્ત્રી. સં માનિની, **પ્રીછ્યું :** જાણ્યું. સમજાયું.

**કડી ૨૧ : પૃષ્ઠ : પીઠ : પાગ :** પગ. નાગ સાથે પ્રાસ મેળવવા 'પાગ' કર્યું છે.

પાઠાન્તર : પ્રેમદાએ તેના પેટ ઉપર મુકીઓ તે પાગ.

**કડી ૨૨ : ડંસી દાસી પડી પૃથ્વી :** દંશ પામેલી દાસી પૃથ્વી ઉપર પડી.

**કડી ૨૩ : કાચકી:** ગળામાં ડચૂરો બાઝવો.

**સોક:** શોક. મુખ ઉપર વિષાદ છવાયો. સોસ હશે? સોસ પડવો, ગળું સુકાવું. સં. શોષ ઉપરથી. લોક સાથે પ્રાસ મેળવવા સોક કર્યું હશે. બીજા પાઠમાં 'શોષ' છે.

## કડવું ૩

**વસ્તુ :** નિરાધાર ગયેલા બાળકને પાડોશીઓ આશ્વાસન આપી ઉછેર છે ધૃષ્ટબુદ્ધિને ત્યાં બ્રહ્મભોજન સમયે તે પણ જાય છે પ્રધાને તેની પૂજા ન કરી એથી 'આ બાળક પ્રધાનનો જમાઈ થશે' એવુ ભવિષ્ય ભાખી તેને ન અવગણવા ગાલવ પ્રધાનને કહે છે પ્રધાન ગુસ્સે થઈ આ નિષ્કિંચન અનાથ બાળકનુ ચિહ્નન કઢાવા વિચારે છે

**કડી ૧ : એ પુત્રની શી ગતી થઈ :** પછી તે બાળકનુ શુ થયુ
ગતી : ગતિ, હાલ, દશા, સ્થિતિના અર્થમા

પાઠાન્તર ૧. પછે એ પુત્રની શી ગત થઈ તેને નાખ્યા શ્રીભગવત
૨. પેના પુત્રની શી વલે થઇ તેડે નાખ્યા શ્રી ભગવત

(વલે : દશા, હાલ અરબી 'વલદ')

**કડી ૨ વહ્યાક** સ્વાર્થ સ વિભાજ્ઞ્ન-વિહાળ-હાણ્ય, અથવા દેશ્ય વિહાણ.

**વહાણું વાતે.** વહાણ વાતા, સવાર થતા **કોઈ** મરણ પામ્યો સ ગતજ્ઞ્ન-ગુગઉ -મુઉ (મરેલ)

**કડી ૩ ભુવન** ભવન, ઘર ભુવન લોક, ત્રણ ભુવન વગેરે અર્થમા ભુવન શબ્દ આજે પણ વપરાય છે પરંતુ અહીં ઘર અર્થ છે **કોય** કોઈ, રોય સાથે પ્રાસ મેળવવા 'કોય' કર્યું છે

**કડી ૪ રુયાલા** ત્રી **પારોશી** પાડોશમા રહેનારા સ પ્રાતિવેશ્મિક-પડિવાસગ-પડોસી **પહુ આ** પોંઆ સ પ્રદુત્ત-પુહુઆ

**કડી ૫ આસનાવાસના.** આશ્વાસના આશ્વાસન આપના લાગી

પાઠાન્તર કોઈ કુવરને કેડે ચગાવી આસવાસના લાગી કરવા

**કડી ૬ વહાલુ.** વાહલુ, ફોસલાવવુ, છેતરવુ, સમજાવવુ, પટાવવુ સ વધ્ પ્રા વહ્ય નિરાધાર બાળક પાલકમાતા વિના આક્રંદ કરે છે ત્યારે પાડોશની સ્ત્રીઓ આવી તેને સમજાવે પટાવે છે દાસીના મૃત્યુની વાત તેને ન ક

શકે નહિ. તેથી તે પાણી ભરવા ગઈ છે તેના બહાના બતાવી છાનો રાખવા પ્રયાસ કરે છે.

**સરખાવો :** એમ કહેતા તે કો આવે ગખે તેને વાહી.
રહે રહે રે છઈયા તુ તા રોતું, આવે છે તારી આઈ
**નાકર**

**કડી ૮ : શાલિગ્રામ :** વિષ્ણુના પ્રતીક તરીકે વપરાતા કાળા પથરના આકારના શંખની એક જાત જેમ નર્મદા નદીમાથી શિવના બાણ મળે છે તેમ ગ ડકી નદીમાથી શાલિગ્રામના શંખલા મળે છે

શાલિગ્રામ શ ખની જાતના એક જલચર જીવ છે શાલિગ્રામના સખત પડની અંદર રહેલા જ તુને ભાવતા તુલસીના પાદડા પાણીમા નાખતા એ જ તુ બહાર આવે છ. એને પકડી, મારી નાખી, કાળા પથરા જેવા શ ખલાને પૂજા માટે વેચવામા આવે છે

**કડી ૯ સખા સુંદર જાણ્યો :** શાલિગ્રામને મિત્ર માન્યો આ બાળક બાળપણથી હરિભક્ત છે

**કડી ૧૦ તે બાળક માંહ્ય મળતો તેડયો :** બાળકો સાથે હળી મળી ગયેલા તેને સાથે લીધો ધૃષ્ટબુદ્ધિને ત્યા ભોજન કરવા જતા બ્રાહ્મણોએ પોતાના બાળકો સાથે હળી મળી ગયેલા આ અનાથ બાળકને પણ દયા આણી સાથે લીધો

પાઠાન્તર ૧ તે બાળક સો મળતો તેડયો, ગાક જાણીને તન.
૨ તે બ્રાહ્મણ માંહ્ય મળતો તેડયો, ગાક જાણી તન

**કડી ૧૧ : દક્ષિણા તેલ ને પાતરી :** બ્રાહ્મણોને ભોજન કરાવ્યા પછી તેમની પૂજા કરી દક્ષિણા આપવાનો વિધિ છે. **તેલ** દીવો સળગાવવા માટે **પાતરી:** પૂજાનુ પાત્ર અથવા ફૂલની પડી પત્ર-પાદડામા પુષ્પો બાધવામા આવે છે એથી ફૂલની પડીને દક્ષિણ ગુજરાતના કેટલાક સ્થળોએ 'પાતરી' કહે છે ' થાળ ભરીને લાવ્યો ' એ શબ્દોના અનુસંધાનમાં 'ફૂલની પડી ' એ અર્થ વધુ ઉચિત છે.

**કડી ૧૨ : દક્ષિણા આપતો વાળી :**

પાઠાન્તર : ૧. દક્ષિણા આપતો વહોળી. (વહોળી : ખહોળી, ઘણી.)
૨. દક્ષિણા આપતો મુઠી વાળી,

દક્ષિણામાં શું આપે છે એ કોઈ જાણે નહિ તેથી મુઠી વાળીને આપવાનો રિવાજ છે.

**પંડિત :** વિદ્વાન બ્રાહ્મણો. **પંગત :** હાર, પંક્તિ.

પાઠાન્તર : સૌ પંગત વિરોધી, તે બાળક મૂકયો ટાળી.
વાડવ પંગત વિરોધી........(વાડવ : બ્રાહ્મણ)

બન્ને પંક્તિઓમાં 'પ'ની વર્ણસગાઈ નોંધો.

**કડી ૧૩ : ગાલવ :** કુંતલ રાજાનો પુરોહિત. **ભાળે પ્રાણી માત્ર :** પ્રાણી માત્ર જોઈ રહ્યાં છે. પ્રાણી માત્રનાં જોતાં. ધૃષ્ટબુદ્ધિએ બાળક ચંદ્રહાસની પૂજા ન કરી એથી ગાલવ ઋષિ તેને ઠપકો આપતાં કહે છે કે સર્વનાં દેખતાં તેં એને કેમ ટાળી મૂકયો ?

પાઠાન્તર : સાંભળતાં પ્રાણી માત્ર : (બધાં પ્રાણીઓ સાંભળે એ રીતે ગાલવે ધૃષ્ટબુદ્ધિને કહ્યું.)

**હેતે પૂજવા જેવું છે પાત્ર :** સ્નેહથી પૂજવા યોગ્ય છે.

પાઠાન્તર : ૧. હેતે પૂજ્યાનું છે પાત્ર.
૨. એ પૂજ્યનુ છે પાત્ર.
૩. હેતે પૂજો, છે પાત્ર.

**કડી ૧૪ : એ શું તારે સગાઈ :** એની સાથે તારે સંબંધ થવાનો છે. આ બાળક શા માટે હેતે પૂજવા જેવું પાત્ર છે એ જણાવતાં ગાલવ ભવિષ્ય કહે છે કે ધૃષ્ટબુદ્ધિની કન્યા વિષયા સાથે તે પરણશે.

**શું-સાથે.** મં. समम्-सिउं-शुं.

કડી ૧૫ : આવો અનાથ અને નિષ્કિંચન ભિખારડા જેવો બાળક તેનો જમાઈ થશે એવું સાંભળી ઘમંડી ધૃષ્ટબુદ્ધિ ગાલવ અને બીજા બ્રાહ્મણો ઉપર ગુસ્સે થઈ જાય છે. **મુનિ માત્ર મારીને કાઢયાં :** ગુસ્સે થયેલા ધૃષ્ટબુદ્ધિએ તે સર્વ મુનિઓ મારી હાંકી કાઢયા.

કડી ૧૬ : દક્ષિણાનું જાન થયું, અમે કેમ જીવિયે રાંક :

ગાલવે ભાખેલા ભવિષ્યથી ધૃષ્ટબુદ્ધિ ગુસ્સે થયો હતો. અને બ્રાહ્મણોએ દક્ષિણા ગુમાવી હતી. એથી એ બ્રાહ્મણો ગાલવને પૂછે છે કે અમારો શો વાંક! દક્ષિણાની હાનિ થઈ તો અમે ગરીબ બ્રાહ્મણો કેમ જીવીએ?

જાન થયું : હાણ થઈ, હાનિ થઈ, નુકસાન થયું.

મહાભારત કાળના ઋષિઓને નિસ્પૃહી બતાવવાને સ્થાને પ્રેમાનંદે પોતાના જમાનાના બ્રાહ્મણો જેવા દક્ષિણાના લોભી બતાવ્યા છે.

પાઠાન્તર :.........તે કેમ જીવાય અમો રાંક.

કડી ૧૭ : પોતાને કારણે આ બ્રાહ્મણોને દુઃખ થયું એથી ગાલવ ગાંઠની દક્ષિણા આપે છે. આવો ઉદાર ગાલવ ઋષિ પછીના ભાગમાં ધૃષ્ટબુદ્ધિને ચીડવવામાં જ આનંદ માનતો હોય એવો ક્ષુદ્ર બનાવ્યો છે એ નોંધપાત્ર છે.

કડી ૧૮ : પાપીને : પાપબુદ્ધિવાળા ધૃષ્ટબુદ્ધિને કાળ : ગુસ્સો.

**મારી પુત્રને ઞમર ઇચ્છે :** મારી પુત્રીને પરણવા તો દેવો પણ આતુર છે, તેને આવો ભિખારી જેવો બાળક પરણે?

કડી ૧૯ : ચંડાળ : ચાંડાળ, હત્યારાઓ. પેર : યુક્તિ, ઉપાય, પેરવી. સં. प्रकारेण – पआरें – पएर – पेर.

પાઠાન્તર : સાધુ સંતને મારવાને આરંભ્યો ત્યાં કેર. (કેર : જુલમ)

## કડવું : ૪

**વસ્તુ :** ધૃષ્ટબુદ્ધિએ ધનની લાલચ આપી ચાંડાળોને બાળક ચંદ્રહાસની હત્યા કરવા પ્રેર્યા. ચાંડાળો ઘોર વનમાં બાળકને લઈ જાય છે, અને તેને મારી નાખવાની તૈયારી કરે છે. ભક્ત બાળક મૃત્યુ નજીક જાણી, પોતાને ઉગારવા પ્રભુને પ્રાર્થે છે.

**કડી ૧ : નિધન :** મૃત્યુ. **તેને કરો નિધન :** તેને મૃત્યુ પમાડો.

**કડી ૨: એંધાણ :** એંધાણ, નિશાની. સં. अभिज्ञान–अहिण्णाण–એંધાણ. એ બાળકને એવી રીતે મારવો જેથી કોઇને ખબર ન પડે અને માર્યો છે એના પુરાવા તરીકે કાંઈક નિશાની લાવવી, **કારજ :** કાર્ય.

પાઠાન્તર : બીજી પંક્તિ : હાથાનું કંઈ લાવજો એંધાણ.

**કડી ૩ : અંત્યજ :** ચારે વર્ણને અંતે જન્મેલા, અસ્પૃશ્યો પંચમ વર્ણના ગણાતા.

**હરિભક્ત :** સુધાર્મિકનો પુત્ર. આ બાળક નાની ઉમરથી જ હરિનો ભક્ત હતો એવો નિર્દેશ પ્રેમાનંદે કડવું ૨. કડી ૮, ૯માં કરી જ દીધો છે.

**વાટમાં :** માર્ગમાં. સં. वर्त्मन–वट्ट–વાટ, **વાહિને :** ફોસલાવી, છેતરી. મુનિજન જ્યાં છે ત્યાં તને લઈ જઈએ છીએ એવી આશા આપી, ફોસલાવી ચાંડાળો આ બાળકને વનમાં લઈ જાય છે.

પાઠાન્તર : બીજી પંક્તિ : હરિભક્તને વાટે જઈ મળ્યા.
ચોથી પંક્તિ : દીધી આશા આગળ જમે છે મુનિજન.

**કડી ૪ : જંખજાળ :** કાંટા ઝાંખરાવાળી ઝાડી. **આરડે :** બરાડે, મોટેથી બૂમ પાડે છે. સં.आ + रट् પ્રા. आरड

**વણિચર :** વણિચેર, મકાનોને છાપરે અને જંગલોમાં વૃક્ષો ઉપર રહેતું નિશાચર પ્રાણી. સં. वनचर પ્રા. वणयर **વ્યાળ :** સાપ, અજગર.

પાઠાન્તર : ચોથી પંક્તિ : આરડે અજગર ફૂંફવે બાળ.

**કડી ૫ : ખડુ** : કાદવમાં ઢોર વગેરેના ચાલવાથી પગલાં પડે અને સુકાય તેને 'ખડું' કહેવામાં આવે છે. **ખાબડાં** : ખાબોચિયાં. **પર્વતખોહ્ય** : પર્વતની ખીણ, કોતર. સં. ગહ્વર. **ઘોહ્ય** : ઘો. ગરોળીના આકારનું એક ઝેરી પ્રાણી. પાટલા ઘો, ચંદન ઘો. સં. गोधा. **માંઝાર** : બિલાડો. સં. *मार्जार*.

**ભૈરવ તણી પેર માંઝાર** : ભૈરવ જેવાં ભયંકર બિલાડાઓ વનમાં વિચારતાં હતાં.

**કડી ૬ : પ્રસ્વેદ** : પરસેવો. **ન મળે જંત** : જ્યાં કોઈ જીવજંતુ, પ્રાણી ન હોય એવે સ્થળે ચાંડાળો પેલા બાળકને લઈ ગયા. કડી ૪, ૫, ૬માં ભયાનક રસ નિરૂપવાનો અર્ધસફળ પ્રયાસ છે.

પાઠાન્તર : પહેલી પંક્તિ : ખાડ ખાડ પર્વતની બોહ્ય.
બીજી પંક્તિ : ગુફામાં ઘુઘવે બહુ ગોહ્ય.
*ત્રીજી પંક્તિ : ભુંડ ભૈરવ વંતર પર માંઝાર.*

**કડી ૭ : પાણ** : પાષાણ, પથ્થર. **પાળિ** : પાળી, છરી. સં. पालिका.

**કડી ૯ : ભટ પ્રેમાનંદ કહે** : પાઠાન્તર : જન પ્રેમાનંદ કહે. 'ઉદર નિમિત્તે સુરત સેવ્યું ને ગામ નંદરબાર' કહી પોતે આજીવિકાને માટે આખ્યાનો કર્યાં છે એવો એકરાર કરનાર પ્રેમાનંદ કેટલો વિનમ્ર હશે ! પોતાને કેવળ 'ભટ પ્રેમાનંદ' અથવા 'જન પ્રેમાનંદ' તરીકે ઓળખાવવામાં પણ તેની વિનમ્રતા જ છે.

## કડવું : ૫

**વસ્તુ** : ચાંડાળો પોતાને મારવાની તૈયારી કરી રહ્યા હતા એ જોઈ બાળક ચંદ્રહાસ, પ્રભુએ આગળ અનેકવાર ભક્તોની સહાય કરી હતી એનું સ્મરણ કરી પોતાની પણ વહારે આવવા પ્રાર્થે છે.

**નોંધ :** પ્રેમાનંદ પરલક્ષી પ્રતિભાવાળો કવિ હતો. તેણે પોતે ભક્તિનાં પદો લખ્યાં નથી, તેથી તેને ભક્તિપરાયણ કવિ તરીકે તો ન ઓળખી શકીએ. પરંતુ ભક્તપરાયણ કવિ તો તેને જરૂર કહી શકાય.

મધ્યકાળમાં ભક્તિ કવિતાનો એક આવિષ્કાર પદબંધ ઉર્મિ કવિતા રૂપે જોવા મળે છે તો બીજો આવિષ્કાર ભક્તોનાં ચરિત્રો આલેખતાં આખ્યાન કાવ્યોનો છે. ધ્રુવ, પ્રહ્‌લાદ, સુધન્વા, ચંદ્રહાસ વગેરે પૌરાણિક ભક્તો અને નરસિંહ જેવા પુરોગામી ભક્તોના ચરિત્રો આલેખનાર પ્રેમાનંદ વગેરેને ભક્તપરાયણ કવિ તરીકે ગણવામાં સંકોચ ન હોઈ શકે. 'ઉદર નિમિત્તે' આખ્યાનો રચતાં તેમણે નિર્વિવાદ રીતે ભક્તોનો મહિમા વર્ણવ્યો છે, એ દ્વારા ભક્તિનો મહિમા ગાયો છે. પ્રસંગ આવ્યે, કથાપ્રવાહ સ્થગિત કરીને પણ પ્રભુકૃપા માટે ભક્તની આરત, તેની ઉત્કટતા વર્ણવવામાં પ્રેમાનંદે પોતાની સર્વ શક્તિનો ઉપયોગ કર્યો છે. અહીં ચંદ્રહાસની પ્રાર્થના એનું સરસ ઉદાહરણ છે. ઉત્કટ અને આર્દ્ર ભક્તિ રસનું આ કડવું પરલક્ષી પ્રતિભાશીલ કવિનો આત્મલક્ષી ઉન્મેષ છે.

**કડી ૧ :** આગળની કડીમાં વર્ણવેલી ભયાનકતામાંથી કરુણ અને ભક્તિ રસમાં સંક્રમણ. પ્રભુની કરુણા યાચતી આર્દ્રતાભરી આ પ્રાર્થના કરુણની નિષ્પત્તિ કરે જ છે.

**વીઠલા :** વિઠ્ઠલ : વિટ્ + સ્થલ વિષ્ણુનું એક નામ. પુરાણોમાં આ નામ નથી. મહારાષ્ટ્રના સંત પુંડરિકની માતાપિતા પ્રત્યેની ભક્તિથી પ્રસન્ન થઈ વિષ્ણુ તેમને ત્યાં આવ્યા ત્યારે તે માતાપિતાની સેવામાં હતા તેથી એમાં વિક્ષેપ ન પડે માટે ભગવાન તરફ એક ઈંટ ફેંકી જણાવ્યું કે પોતે સેવા કરી રહે ત્યાં સુધી એના ઉપર બિરાજી રાહ જુઓ. તે દિવસથી વિષ્ણુ વિઠ્ઠલ તરીકે મહારાષ્ટ્રમાં ઓળખાય છે. અને પંઢરપુર વિઠ્ઠલનું મોટું ધામ છે; મહારાષ્ટ્રમાં વિષ્ણુની પૂજા મુખ્યત્વે વિઠ્ઠલ તરીકે થાય છે.

ભારતયાત્રાએ નીકળતા સાધુસંતો સંસ્કૃતિના પરિવ્રાજકો હતા. પ્રેમાનંદના સમયથી ઘણો વહેલો આ શબ્દ એ સાધુસંતો દ્વારા ગુજરાતમાં

આવ્યો હતો અને પદોમાં પ્રયોજાયો પણ છે. આ શબ્દ આ સમયમાં અને તે પહેલાં બન્ને પ્રદેશો વચ્ચેના સાંસ્કૃતિક વિનિમયનું સૂચન કરે છે.

**કડી ૨ : સાહે :** સહાય. **બાળકબુદ્ધ :** બાળકબુદ્ધિ. ચંદ્રહાસ કહે છે કે એની બુદ્ધિ બાળકની છે. વહારે ધાવાની પ્રાર્થના કરવામાં ઔચિત્ય છે કે નહિ એવો કોઈ વિવેક પોતાનામાં નથી એમ ભક્તિનમ્રભાવે કહી તે પ્રભુને પ્રાર્થે છે.

પહેલી પંક્તિમાં 'સ'ની 'વર્ણસગાઈ'.

**યાચ્યા :** પાઠાન્તર : જાચ્યા. પ્રભુને યાચના કરી, વિનંતી કરી.

**જદુવીર :** યદુવીર, યદુઓના–યાદવોમાં વીર.

પાઠાન્તર : સારપ કરો સેવકતણી પ્રભુ શ્યામ શરીર.

**કડી ૩ : આગે :** આગળ. સ. अग्रे–अग्गे–આગે. **ભીડ :** સંકટ, મુશ્કેલી. **ભોળા :** ભક્તની પ્રાર્થના સાંભળી તરત જ વહારે આવનાર ભગવાનને ભક્તો અહોભાવયુક્ત થઈ ભોળા, આશુતોષ તરીકે ઓળખે એ સ્વાભાવિક છે.

**દુઃખ ટાળ્યા......અસુરનો અંત :** હરિએ અનેક અવતારો લઈ દુષ્ટચરિત્ અસુરોનો સંહાર કરી દેવોને ઉગાર્યા હતા. परित्राणाय साधुनाम् विनाशाय च दुष्कृताम् હરિ હમેશાં પ્રકટ થાય છે એ શ્રદ્ધાથી બાળક ચંદ્રહાસ હરિને પ્રાર્થે છે. અને કયા કયા પ્રસંગે હરિએ સાધુ, ભક્તોની વહાર કરી દુષ્ટ કર્મ કરનારાઓને સંહાર્યા હતા તેનું સ્મરણ કરાવે છે.

પહેલી પંક્તિમાં 'ભ'ની વર્ણસગાઈ.

**કડી ૪. અંબરીષ :** વિષ્ણુના ભક્ત. વિષ્ણુનું સુદર્શન ચક્ર એની સેવામાં હાજર રહેતું. અંબરીષને સાધન એકાદશીનું વ્રત હતું, અને બારસને દિવસે ઉપવાસ છોડવાનો હતો ત્યાં દુર્વાસા આવી પહોંચતાં, તેણે ઋષિને ભોજન માટે નિમંત્ર્યા. દુર્વાસા સ્નાન સંધ્યાદિ કરવા નદીએ ગયા અને તેમને વિલંબ થયો, બારસની છેલ્લી ઘડી પૂરી થવા આવી હતી તેથી વ્રતમાં

ભંગ ન થાય માટે અંબરીષે તુલસી પત્ર મૂકી જળનું આચમન કરી પારણું કર્યું. દુર્વાસા આ જાણી ગુસ્સે થયા અને જટામાંથી રાજાને મારવા કૃત્યા ઉત્પન્ન કરી, પરંતુ સુદર્શન ચક્રે તે કૃત્યાનો નાશ કર્યો. અને દુર્વાસાનો પીછો કર્યો. વિષ્ણુ પણ તેમને બચાવી શક્યા નહીં. આખરે મુનિ અંબરીષને શરણે આવ્યા અને સુદર્શનના ભયમાંથી મુક્ત થયા.

**અત્રિકુમાર :** દુર્વાસા. અત્રિ ઋષિ અને અનસૂયાના બીજા પુત્ર.

પાઠાન્તર. અગ્નિકુમાર એ અગ્નિના અંશાવતાર હતા એથી અગ્નિ કુમાર પણ કહેવાતા

**કડી ૫ : પછે મચ્છ રૂપે વેદ વાળીઆ :** મત્સ્યાવતાર. એક કલ્પને અંતે બ્રહ્માનો દિવસ પૂરો થાય છે અને બ્રહ્મા નિદ્રા લે છે ત્યારે નૈમિત્તિક પ્રલય થાય છે એવી પૌરાણિક માન્યતા છે. વૈવસ્વત મન્વંતર પહેલા બ્રહ્માનો નિદ્રાકાળ આવતા, તેમના મુખમાંથી નીકળેલા ઋગ્વેદ વગેરે ચારે વેદોને હયગ્રીવ નામનો અસુર હરી ગયો. તેથી વિષ્ણુએ માછલાનું સ્વરૂપ ધારણ કરી તે અસુરનો વધ કરી, વેદનું રક્ષણ કર્યું.

**અશરણશરણ** આશ્રય વિનાનાનું શરણ ભગવાન **વિશ્વંભર : વિશ્વનું** પોષણ કરનાર **દાઢાગ્રેથી** દાતના છેડાથી સં દંષ્ટ્રા+અગ્ર **ધર્યું :** ધરણી.

**મૂકાવી દાઢાગ્રેથી ધર્યું :** વરાહ અવતારનો નિર્દેશ. ભગવાન મનુએ પૃથ્વી ઉપર સૃષ્ટિ વસાવવાનો આરંભ કર્યો તે પહેલા તે મહાસાગરોના પાણીમા ડૂબેલી હતી. મનુએ પ્રજાપતિ બ્રહ્માની પ્રાર્થના કરતા તેમના નાકમાથી અંગૂઠા જેવડું વરાહનુ બચ્ચું નીકળ્યુ અને જોતજોતામા વિશાળકાય રૂપ ધારણ કરી સમુદ્રમાથી પોતાના દાતના અગ્રભાગ વડે પૃથ્વીને બહાર આણી તે વખતે મહાબળવાન અસુર હિરણ્યાક્ષ વરાહને મારવા ધસી આવ્યો પણ વરાહે તેને પાણીમા જ મારી નાખ્યો

પાઠાન્તર : તમો વિશ્વંભર વહારે થઈ, ધાયા ધણી ધર્ણ

**કડી ૭ : પ્રહ્લાદ પીડાથી રાખિયો......** હિરણ્યકશિપુ વિષ્ણુનો દ્વેષી હતો. જ્યારે એનો પુત્ર પ્રહ્લાદ ગર્ભમાંથી જ વિષ્ણુનો ભક્ત હતો. હિરણ્યકશિપુએ રાજ્યમાં વિષ્ણુની ભક્તિ પર પ્રતિબંધ મૂકી પોતાની પૂજા શરૂ કરાવી હતી ત્યારે બાળક પ્રહ્લાદ વિષ્ણુને આરાધતો હતો. એથી હિરણ્યકશિપુએ એને મારી નાખવા અનેક કઠોર ઉપાયો લીધા પણ દરેક પ્રસંગે એ બચી ગયો. છેવટે પ્રહ્લાદને તપાવેલા લોહસ્તંભ સાથે બાંધવાની શિક્ષા કરી ત્યારે એ લોહસ્તંભમાંથી વિષ્ણુએ નૃસિંહ રૂપે પ્રકટ થઈ હિરણ્યકશિપુને મારી નાખ્યો હતો.

**વિદાર્યો :** વિદાર્યો. ચીરી નાખ્યો.

પાઠાન્તર : વિદાર્યો નખે કરી પાપી, હિરણ્યકશિપુ દુષ્ટ ભૂપ.

**કડી ૭ : વામન રૂપ થઈને વેગે......** પ્રહ્લાદના પૌત્ર બલિરાજા ઇન્દ્રપદ મેળવવા માટે નર્મદા કિનારે યજ્ઞો કરતા હતા. સોમા યજ્ઞનો પ્રારંભ થતાં ઇન્દ્રને સ્થાનભ્રષ્ટ થવાનો ભય ઉપસ્થિત થયો. તેથી તે વિષ્ણુને શરણે ગયો. વિષ્ણુ વામન સ્વરૂપ ધારણ કરી બલિના યજ્ઞમાં ગયા અને ત્રણ પગલાં ભૂમિની યાચના કરી. બલિને ગુરુ શુક્રાચાર્યે ચેતવ્યો કે આ સામાન્ય બ્રહ્મચારી નથી પણ વિષ્ણુ પોતે છદ્મ વેશે આવ્યા છે માટે એને દાન ન આપીશ. છતાં યજ્ઞમાં દાન માગનારની ઇચ્છા તૃપ્ત થવી જ જોઈએ એવી પ્રતિજ્ઞાવાળા બલિ રાજાએ તે ચેતવણી ગણકારી નહીં. વામન રૂપી વિષ્ણુએ વિરાટ સ્વરૂપ ધારણ કરી એક પગલામાં પૃથ્વી અને બીજા પગલામાં આકાશ આવરી લીધાં ત્યારે બલિરાજાએ ત્રીજું પગલું પોતાના મસ્તક ઉપર મૂકવા કહ્યું, અને વિષ્ણુએ પણ ત્રીજું પગલું બલિના મસ્તક ઉપર મૂકી તેને પાતાળમાં દાબી દીધો.

બલિની સત્યનિષ્ઠા ઉપર પ્રસન્ન થઈ વિષ્ણુએ તેને વરદાન આપ્યું કે વૈવસ્વત મન્વન્તર પૂરો થાય ત્યાં સુધી તું પાતાળમાં રહે અને સાવર્ણિ મન્વન્તરમાં તને સ્વર્ગમાં ઇન્દ્રનું પદ મળશે.

વિષ્ણુએ ત્રણ પગલામાં સ્વર્ગ, પૃથ્વી અને પાતાળ લોકને આવરી લીધાં એથી તેમને ત્રિવિક્રમ પણ કહેવામાં આવે છે. વિષ્ણુ અને તેના અવતારોની કથા પુરાણોમાં ઉદ્‌ભવી છે. વેદમાં વિષ્ણુ સૂર્યના એક સ્વરૂપે ઉલ્લેખ પામે છે. અને વૈદિક આર્ય કવિઓએ ઉષઃકાળ, મધ્યાહ્ન અને સાયંકાળ એમ ત્રણ પગલામાં સમગ્ર પૃથ્વીનું અતિક્રમણ કરતા સૂર્યને વિષ્ણુ રૂપે વર્ણવ્યો છે. इदम् विष्णुः विचक्रमे त्रेधा निदधे पदम्......આ વૈદિક ઋચામાંથી ત્રિવિક્રમ વામનની કથા વિકસી છે.

**પોળિયા :** પોળ સાચવનાર દરવાન, પહેરેગીર. સં. प्रतोली–पओली પોલી–પોળ. જેમ પોળિયો શેરીને અથવા ખડકીને સાચવે તેમ પ્રભુએ ઈન્દ્રાસન સાચવ્યું.

પાઠાન્તર : વામનરૂપે ધર્મને વેગે છળ્યો, બળવંતો બલિરાજન;
પ્રભુ થઈ રહ્યા પોળિયા રાખ્યું જતું ઈન્દ્રાસન.

કડી ૮ : કચ્છપરૂપે......કૂર્માવતારનો ઉલ્લેખ. દેવદાનવોના યુદ્ધમાં દેવો નિસ્તેજ થતા ગયા અને દાનવો વધુ ને વધુ સત્ત્વશીલ થતા ગયા ત્યારે વિષ્ણુએ સર્વ ઔષધીઓ સાગરમાં નાખી, મંદર પર્વતને રવૈયો કરી, વાસુકી નાગનું નેતરું કરી સમુદ્રમંથન કરવા જણાવ્યું. એમાં દૈત્યોના રાજા બલિની પણ સહાય માગી. મંદર પર્વત સમુદ્રમાં ડૂબી જતો અટકાવવા વિષ્ણુએ વિશાળ કાય કાચબાનું રૂપ ધરી પોતાની પીઠ ઉપર તેને ધારણ કર્યો દાનવોએ સ્વેચ્છાએ વાસુકીના નાગના મુખનો ભાગ પસંદ કર્યો હતો તેથી મંથન વખતે તેના વિષવાળા શ્વાસથી તેઓ નિસ્તેજ બન્યા. સમુદ્રમાંથી અમૃત નીકળતાં વિષ્ણુએ મોહિનીરૂપ ધરી કપટયુક્તિથી દાનવોને વંચિત રાખી દેવોને તે આપી દીધું.

**તમે મથિયો સમુદ્ર :** વિષ્ણુએ કચ્છપ સ્વરૂપે તો કેવળ રવૈયો થયેલા મંદર પર્વતને પાણીમાં ટકાવી રાખ્યો હતો. સમુદ્રમંથન કરતાં દેવો અને દાનવો થાકી ગયા અને અમૃત ન નીકળ્યું ત્યારે વિષ્ણુએ 'અજિત'નું સ્વરૂપ ધારણ કરી સમુદ્રમંથન કરી અમૃત મેળવ્યું.

સાચી રીતે જોઈએ તો સમુદ્રમંથન વખતે ભગવાનના ચાર અવતારો થયા. ૧. મંદરાચળ ઉપાડી લાવનાર ૨. મંદરાચળ પીઠ પર ધારણ કરનાર, કૂર્મ. ૩. સમુ વલોવનાર, અજિત. ૪. દાનવોને મોહ પમાડી, દેવોને અમૃત પાઈ દેનાર મોહિની સ્વરૂપ.

દલદ્દર : દારિદ્ર, ગરીબી.

પાઠાન્તર : કચ્છપરૂપે કૃષ્ણજી તહગ્યો મથિયો સમુદ્ર:
લક્ષ્મ ‘. કાઢયાં ત્યાં થકી, ટાળ્યું દેવદારિદ્ર.

**કડી ૯ : પરશુરામ રૂપે પુરુષોત્તમ..........................**
પરશુરામ અવતારનો ઉલ્લેખ. પરશુરામ જમદગ્નિ અને રેણુકાના પુત્ર હતા. એક સમયે રેણુકા નદીએ સ્નાન કરવા ગયાં હતાં, ત્યાં તેમણે ગંધર્વ-રાજ ચિત્રરથને અપ્સરાઓ સાથે જલક્રીડા કરતો જોયો અને તેમના મનમાં વિકાર ઉત્પન્ન થયો અને આવતાં પણ મોડું થયું. એથી જમદગ્નિએ પુત્રોને આજ્ઞા કરી કે, ‘આ પાપી સ્ત્રીને મારી નાખો.’ બીજા ભાઈઓ તેમ કરવા તૈયાર ન થયા ત્યારે સૌથી નાના પરશુરામે પિતાની આજ્ઞા શિરોમાન્ય કરી માતા તથા ભાઈઓનાં માથાં પરશુથી કાપી નાખ્યાં. પરંતુ પછી પ્રસન્ન થયેલા પિતા પાસેથી તે બધાંને જીવતાં કરવાનું વરદાન માગી લઈ સૌને પુનર્જીવન અપાવ્યું.

હૈહય કુળનો રાજા કાર્તવીર્ય સહસ્રાર્જુન જમદગ્નિની કામધેનુ ગાય હરી ગયો હતો. તેથી પરશુરામે તેને મારી નાખી ગાય પાછી આણી. પિતાનું વેર લેવા સહસ્રાર્જુનના પુત્રોએ પરશુરામની ગેરહાજરીમાં જમદગ્નિનું મસ્તક કાપી નાખ્યું. તેથી પરશુરામ તેમની પાછળ ગયા અને તેમનો સૌનો સંહાર કરી નાખ્યો. ક્ષત્રિયો પ્રત્યેના દ્વેષને કારણે તેમણે એકવીશ વાર ક્ષત્રિયોનો સંહાર કર્યો.

પાઠાન્તર : બીજી પંક્તિ : માત મારી તાત વચને, હણ્યો સહસ્રાર્જુન.

**કડી ૧૦ : સાતમે રાક્ષસ કુળ સંહારવા.........** રામાવતારનો નિર્દેશ. રાવણ વગેરે રાક્ષસોનો ઉપદ્રવ વધી જતાં પ્રભુએ રામનો અવતાર ધારણ કર્યો. એ કાર્ય પાર પાડવા સુગ્રીવ, હનુમાન વગેરે વાનરો સાથે મૈત્રી કરી.

પાઠાન્તર : પહેલી પંક્તિ : સાતમે રઘુકુળ તારવા......

બીજી પંક્તિ : વાનર શું મૈત્રી કરી દૈડયો રાવણ ઠામ.

**કડી ૧૧ :** કૃષ્ણાવતારનો નિર્દેશ. **પાંડવોના પ્રતિપાળ :** કૃષ્ણે અનેક પ્રસંગે પાંડવોનું પ્રતિપાલન-રક્ષણ કર્યું હતું. **કંસઅસુરાદિ પાપી હણ્યા :** કૃષ્ણે પોતાના મામા કંસ વગેરે અસુરોનો સંહાર કર્યો હતો. **શિશુપાળ :** વસુદેવની બેનનો પુત્ર. કૃષ્ણને હાથે તેનું મૃત્યુ છે જાણી તેની માતાએ કૃષ્ણ પાસે એને ન મારવાનું વચન માગતાં, કૃષ્ણએ તેના સો અપરાધ માફ કરવાનું કબૂલ્યું હતું. શિશુપાલ કૃષ્ણનો દ્વેષી હતો અને કૃષ્ણે ઘણા અપરાધો છતાં તેને માફ કર્યો હતો. પરંતુ પાંડવોના રાજસૂય યજ્ઞમાં કૃષ્ણની પ્રથમ પૂજા કરવા ભીષ્મ દ્રોણ વગેરે વૃદ્ધોએ પણ કહ્યું ત્યારે શિશુપાલે તેનો વિરોધ કરી ભીષ્મ દ્રોણ સહિત કૃષ્ણની નિંદા કરી. એથી કૃષ્ણે ગુસ્સે થઈ તેને મારી નાખ્યો હતો.

પાઠાન્તર : કંસાસુર સમાવિયો, માર્યો શિશુપાળ

**કડી ૧૨ : હરિશ્ચંદ્રે સત્ય મૂક્યું નહિ...............** હરિશ્ચંદ્રના સત્યવચનીપણાની પરીક્ષા કરતા તેનું રાજ્ય વગેરે બધું લઈ લેતાં તે નિષ્કિંચન બની ગયો છતા વિશ્વામિત્રને સંતોષ ન થયો, તેથી તેણે રાણી તારા અને રોહિતને પણ વેચ્યાં ને પોતે ચાંડાલને ત્યાં વેચાયો. રોહિત સર્પદંશથી મૃત્યુ પામ્યો ત્યારે એને લઈને તારા સ્મશાનમાં આવી ત્યારે લોકોએ તેને પુત્રહત્યા કરનારી રાક્ષસી તરીકે ઓળખાવી તેની હત્યા કરવા હરિશ્ચંદ્રને કહ્યું. પોતાને સોંપાયેલા કામને વફાદાર રહી સત્યવચની હરિશ્ચન્દ્રે તેને મારવા ખડ્ગ ઉપાડયુ ત્યાં વિશ્વામિત્રે આવી તેને અટકાવ્યો

અને વચનમાંથી તેને મુક્તિ કર્યો. અહીં, પ્રેમાનંદ કહે છે કે પ્રભુએ ત્યાં આવી હરિશ્ચન્દ્રનો હાથ ઝાલ્યો હતો.

**કામનીનું માથ :** કામિનીનુ મસ્તક, તારામતીનું મસ્તક.

**કડી ૧૩ : પાંચ વર્ષનો બાળિયો :** ભક્તધ્રુવનો ઉલ્લેખ.

ઉત્તાનપાદ રાજાની અણમાનીતી રાણી સુનીતિનો પુત્ર. સાવકી માતા સુરુચિના મહેણાથી આઘાત પામી બાળવયનો ધ્રુવ અરણ્યમાં તપ કરવા ગયો. વિષ્ણુએ પ્રસન્ન થઈ તેને ધ્રુવનું અવિચલ સ્થાન આપ્યું. **બાળિયો :** બાળક

પાઠાન્તર : ૧. પાંચ વરસનો પાળિયો, જેહેનું ધ્રુવજી ;નામ.
દાસ જાણી પોતા તણી આપ્યો અવિચળ ઠામ.

૩. પાંચ વર્ષનો તપે ગયો........

**કડી ૧૪ : શું શયન કીધું......** આ પ્રમાણે ભૂતકાળમાં અનેક ભક્તોની વહારે ભગવાન વિના વિલંબે આવ્યા હતા. તેનું સ્મરણ કરી પોતાની વહારે પણ પ્રભુ વિનાવિલંબે આવે એવી અપેક્ષા રાખી આરઝૂભરી પ્રાર્થના કરતાં ચંદ્રહાસ કહે છે કે પ્રભુ તમે આવતા નથી તો શું તમે નિદ્રાધીન થઈ ગયા છો ? ભક્તને શ્રદ્ધા છે કે પ્રભુ જાગ્રત હોય તો વિનાવિલંબે આવ્યા વિના રહે જ નહિ તેથી કહે છે કે તમે ગરુડ ઉપર આરૂઢ થઈ, ત્વરાએ આવો. **પ્રૌઢ :** મોટું, કપરું.

**કડી ૧૫ : ભક્તવત્સલ :** ભક્ત તરફ વાત્સલ્ય મમતા ધરાવનાર.

**બિરદ :** બિરુદ, યશ. સં. विरुद—बिरुद. પ્રભુ ભક્તવત્સલ છે એવી તેની ખ્યાતિ છે.

**સેવકને વિસારતાં લાજશો...**વિનમ્રભાવે પ્રભુને ભજતો ભક્ત તેને ઠપકો પણ આપે છે. અહીં કહે છે કે તમે તો લક્ષ્મીના પતિ છો. સેવકનું કલ્યાણ તમારે કરવું જોઈએ. નહીં તો પછી તમારે જ ભક્તની સહાય ન કરવા માટે લજ્જા અનુભવવી પડશે. ભરથાર : પતિ, સ્વામી : સં. भर्ता. ભરણ પોષણ કરનાર.

**કડી ૧૬ : ચતુર્ભુજ :** ચાર હાથ વાળા. ચતુર્ભુજ............... હે પ્રભુ તમે ચિત્તમાં વિચાર કરીને મારા દુઃખને જુઓ. તમારા વિના આ ત્રણે લોકમાં મારું બીજું કોઈ નથી.

પાઠાન્તર : ૧ ચતુર્ભુજ તમો ચિતમા સુવિચારી જોય.
૨. ચતુર્ભુજ તમ્યો ચિત્તમાં ચિંતવીને જોય

**કડી ૧૭ : મૃત્યુ પાન મારા હાથમાં :** મૃત્યુનું વિષપાન મારે કરવાનું છે.

પાઠાન્તર :

અકળ જીવ અવની વિષે, એક સાથી વાંક પડ્યો,
રામ તુજને પામ્યા, હાથ ચાડાળને ચઢીયો

**કડી ૧૮ :** (આ અને પછીની કડીઓનો ક્રમાંક અનુક્રમે ૧૮, ૧૯, ૨૦.)

**માહાવજી :** માધવજી, કૃષ્ણનું એક નામ. 'મારો' કોણ કહેશે?...... મારા મરણ પછી આ 'મારો ભક્ત છે' એમ કોણ કહેશે? એ એક મોટું દુઃખ મારા મનમાં છે અને તે મારો સખો–મિત્ર પ્રભુ સમજશે.

સખો : મિત્ર શાલિગ્રામ–વિષ્ણુને ચંદ્રહાસે મિત્ર માન્યા હતા.

લહેશે : સમજશે વિખે વિષે

**કડી ૧૯ : કમળાનો સ્વામી :** લક્ષ્મીના સ્વામી, વિષ્ણુ

**કડી ૨૦** પાઠાન્તર : બાજી પંક્તિ :
જન પ્રેમાનંદ એમ કહે કયમ રહ્યો સુધાર્મિક તનરે.

### કડવું ૬

**વસ્તુ :** ચંદ્રહાસની પ્રાર્થનાથી પ્રભુ રીઝ્યા અને ચાંડાળોને સદ્‌બુદ્ધિ સુઝાડી. તેમણે ચંદ્રહાસની છઠ્ઠી આંગળી કાપી છોડી મૂક્યો. તેની એ

આંગળી અને હરણની આંખો જોઈ તે મૃત્યુ પામ્યો છે એમ માની ધૃષ્ટબુદ્ધિએ છુટકારાનો શ્વાસ લીધો.

કડી ૨ : પાઠાન્તર : બીજી પંક્તિ : અભય પ્રકટ થાતો તેહને રે.

કડી ૩ : **દુષ્ટ ભાગ ગયો અધર્મીનો :** ધૃષ્ટબુદ્ધિના ધનના પ્રલોભનથી ચંદ્રહાસને મારી નાખવાની વૃત્તિ રૂપે પ્રકટેલો ચાંડાલોના સ્વભાવનો દુષ્ટ ભાગ દૂર થયો.

પાઠાન્તર : દુષ્ટ ભાવ ગયો અધર્મીનો......

કડી ૪ **શ્યામાસુત :** દાસીનો પુત્ર. **શ્યામા** . સ્ત્રી. અહીં દાસી.

**સ્વજન મનોહર :** દાસીનો પુત્ર ચંદ્રહાસ ચાંડાલોને સ્વજન જેવો મનોહર લાગ્યો.**તેહે ઉપર હિત કરીએ :** ચંદ્રહાસ ઉપર ચાંડાલોને મમત્વ જન્મ્યું એથી તેનું હિત કરવાનું શુભ કરવાનું વિચારે છે. **બાળક તો સર્વેનો...** ચંદ્રહાસ તરફ મમત્વ ઉપજવાથી ચાંડાળો વિચારે છે કે બાળકો તો નિર્દોષ હોય છે અને રાય અને રંક સર્વેને સરખા હોય છે, તો આ મા વિનાના બાળકને શાને મારીએ!

કડી ૫ : ચાંડાલોના મનમાંથી પાપબુદ્ધિ દૂર થતાં ચારે ચાંડાલો એક પછી એક આ પાપકર્મ પ્રત્યે અસમતિ દર્શાવી ધૃષ્ટબુદ્ધિ પ્રત્યે તિરસ્કાર અને ચંદ્રહાસ પ્રત્યે અનુકંપા વ્યક્ત કરે છે. **સાધુ :** સજ્જન, સં. **હર્ખ :** હર્ષ, આનંદ. **એ કર્મ કીધે સાધુ પ્રાણ લીધે...**સાધુના પ્રાણ લેવાનું કામ કર્યાથી કુંભીપાક નર્કમાં પડીશુ. **કુંભીપાક :** એ નામનું નર્ક. જે કોઈ સજીવ પ્રાણીને રાંધીને ખાય તેને આ નર્ક ભોગવવું પડે છે એવી માન્યતા છે.

કડી ૬ : શું દુષ્ટ મળતાં દુષ્ટ થઇએ ? શું ધૃષ્ટબુદ્ધિ જેવા દુષ્ટનો સંપર્ક થતાં આપણે પણ દુષ્ટ થઈ જઈએ ?

પાઠાન્તર : ૧. બીજો કહે એને મૂકીએ તો, વિષ્ણુભક્ત તે થઈએ;
વળી પુરોહિતના પુર વિષેથી આપણ ઊઠીને જઈએ.
૨. એ પુરોહિત પડશે નરકમાહા, આપણ-વૈકુંઠ જૈયે.

કડી ૭ : મારવાની વાતે અંગ તપે છે મારું : આ નિર્દોષ બાળકને મારી નાખવાની વાતથી મારા અંગમાં ગુસ્સો વ્યાપે છે. હું આગળથી સંઘારું : જે એને મારવાનો વિચાર કરી એના સામે પણ જોશે તેને હું આગળથી મારી નાખીશ

કડી ૮ : આ બાળકની હત્યા ન કરવી પડે અને દુષ્ટ ધૃષ્ટબુદ્ધિ પણ રૂસે ન થાય એવો ઉપાય ગોપો ચંડાળ સૂચવે છે.

કડી ૯ : એંધાણ : એંધાણ, ચિહ્ન, નિશાની. સં. अभिज्ञान--अहिण्णाण એંધાણ આ પંક્તિમાં 'અ'ની વર્ણસગાઈ

અભડાયે અપવિત્ર થાય સં. अभ्रायते--अभड्डइ--અભડાવુ

વેગળા : દૂર, આઘા

પાઠાન્તર: ૧ એંધાણુ આપીએ અધાર્મિકને, એહેનુ અંગ તરવો કાંઈ કાપો;
અભડાયે નહિ માટે વેગળા રહી પાણી આપો

કડી ૧૦ : ક્ષુરિકા : છરી સં ક્ષુરિકા જોતાં માંહે જોત જોનામાં

કડી ૧૧ : જ્યાં લગણ વાધતી . .. ત્યાં સુધી આ બાળકના પગની છઠ્ઠી આંગળી વધતી હતી ત્યાં સુધી તેના ભાગ્યમાં દુ:ખ જ હતું એના ભાગ્યમાં રાજ્યનો અધિકાર હતો, પણ આ આંગળીને કારણે જ તેનાથી વંચિત રહ્યો હતો લગણ સુધી સં લગ્ ઉપરથી

મોઝાર : મા સં मध्यागारे – मज्झाआरे – मज्झारि – मझारि – मोझार

કડી ૧૨ : વિસ્મે વિસ્મય પાગે : પગે.

કડી ૧૪ અન્યોઅન્યે : પરસ્પર, એકબીજાને સીધ્યાં : સિદ્ધ થયાં.

૧૫ કડી : સાતા : શાતિ

## કડવું : ૭

**વસ્તુ :** ચાંડાલોના ગયા પછી બાળક વનમાં એકલો પડી વિલાપ કરે છે. વનનાં પશુપંખીઓ આવી એની આશ્વાસના કરે છે, ત્યાં અપુત્રવાન કુલિંદ રાજા આવે છે અને તેને પુત્ર કરી પોતાને ત્યાં લઈ જાય છે.

**રાગ :** કેટલીક પ્રતોમાં રાગ ગોડી છે.

**કડી ૧ : જગજીવન :** જગતના પ્રાણરૂપ, પરમાત્મા.

પાઠાન્તર : જુગજીવન. **અંતર્ગત :** અંતરમાં. **તાપ :** સંતાપ, દુઃખ.

**કડી ૨ : ચમરી ગાય :** પૂંછડે વાળનો ગોટો ગુચ્છ હોય એવી જંગલી ગાય **વાય :** વાયુ.

**કડી ૩ : સુડા :** પોપટ. **કીર :** પોપટ.

**કડી ૪ : મૃગ સ્વામીભાવ મન આણિયો..................** બાળકનું મુખ ચંદ્ર જેવું હતું. ચંદ્ર મૃગ–હરણનો સ્વામી ગણાય છે. એ ઉપરથી એનું એક નામ મૃગાંક પણ છે. ચન્દ્રના જેવા મુખવાળા આ બાળકને જોઈ મૃગને એમ જ થયું કે આ તો એનો સ્વામી ચંદ્ર જ આકાશમાંથી પૃથ્વી પર પડયો છે.

**ચંદ્રમા પડિયો જાણિયો :** અતિશયોક્તિ અલંકાર. ચંદ્ર અને ચંદ્રહાસ વચ્ચે ભેદ હોવા છતાં મૃગને મન અભેદ છે એમ દર્શાવાયું છે.

**કડી ૨, ૩, ૪ સાથે સરખાવો :**

આવી હરણી ચાંપે પાય, ધરે હર્ષ આણે વેરાય.  
હરણી મન શું કરે છે વાત આ શું દીસે છે ઉત્પાત;  
પંખી જાતે ત્યાં છાંહડું કરે, ચમરી ગાય ત્યાં ચમરજ ધરે.

નાકર

**કડી ૫ એવે કૌંતલ દેશ તણો જે રાય :** કુલિંદને કૌંતલ દેશના રાજા તરીકે અહીં પ્રેમાનંદે ઓળખાવ્યો છે. આ શરતચૂક લાગે છે. અનાથ

ચન્દ્રહાસને લઈ દાસી જે દેશમા નાસી આવી હતી અને ધૃષ્ટબુદ્ધિ જે દેશનો પ્રધાન છે તેને કડવુ ૭, કડી ૧૨મા કૌંતલ દેશ તરીકે ઓળખાવ્યો છે ત્યાર પછી અનેકવાર ધૃષ્ટબુદ્ધિના રાજ્યને કૌંતલપુર, કૌંતલદેશ, કૌંતન ગામ એ નામે ઓળખાવ્યુ છે. જુઓ: કડવુ ૧૧, કડી ૨ અને ૧૮, કડવુ ૧૫ કડી ૨૧, કડવુ ૧૭, કડી ૧૫. કૌંતન દેશના રાજાનુ નામ કુતન હતુ. કુતલનો જે પ્રદેશ તે કૌંતલ એમ કુલિંદ રાજાના પ્રદેશનુ નામ કુલિંદ નગર હશે (જો કે મૂળ આખ્યાયિકામા કુતનના રાજ્યને કૌંતન અથવા કૌંતનક અને કુલિંદના નગરને 'ચન્દ્રાવતી' નામે ઓળખાવ્યા છે) કૌંતન અને કુલિંદ શબ્દો વચ્ચે સચાર થઈ જવાનો સભવ છે પરતુ આ ભૂલ એક જ વાર થઈ નથી પ્રેમાનંદના મનમા જ આને વિશે કોઈ ચોક્કસતા લાગતી નથી કડવુ ૧૧, કડી ૨મા તે કહે છે કે પ્રધાન ધૃષ્ટ બુદ્ધિ સૈન્યને લઈ આવી રહ્યો છે એ સમાચાર 'કૌંતન દેશના નાથ'ને પહોંચે છે વાસ્તવમા અહીં કુલિંદ રાજાનો નિર્દેશ છે ધૃષ્ટબુદ્ધિ કુલિંદના 'કૌંતલ દેશ' આવ્યા પછી કડી ૧૩મા તે કહે છે કે કાઈક અગત્યનુ કામ યાદ આવવાથી 'કૌંતલપુર' (કુતન રાજાનુ)મા જવુ પડશે આમ એક જ કડીમા આવી શરતચૂક કેમ બને

આ લહિયાની શરતચૂક ન ગણાય એમા તો પ્રેમાનંદની અનવધાનતા જ ગણાય

નાકર કુલિંદનો પરિચય આ પ્રમાણે આપે છે

> કુનદ મૂકશુ ગખવા દેશ, કુતલક પુર તણ નરેશ
> દેશ પાળે ને રક્ષા કરે, બોલ્યુ . તે પુહુતુ કરે
> (કડવુ ૩ કડી ૩૬)

કુલિંદ પોતે કહે

> આપણ જેણે મૂક્યા અહીં, એ તે કુતનકપુર રાજન રે
> તેહેને ઘરે એક મત્રિય છે તે પ્રધાન દુષ્ટ બુદ્ધન રે
> (કડવુ ૬ કડી ૩)

આમ કુલિંદ કોઈક જુદા દેશનો રાજા ન હતો. પરંતુ કુંતલ દેશના એક ભાગનો વહીવટ કરવા કુંતલપુરના રાજાએ નીમેલો સૂબો માત્ર હતો, એમ નાકરે નિરૂપ્યું છે. પ્રેમાનંદના 'ચંદ્રહાસ આખ્યાન'ની એક પ્રતમાં આ સ્થળે 'એવે કુમાઠ દેશ તણો જે રાય' એવો પાઠ મળે છે.

**કડી ૬ : નવનિધ :** મહાપદ્મ, પદ્મ, શંખ, મકર, કચ્છપ, મુકુંદ, કુંદ, નીલ, ખર્વ એ નવ નિધિઓ–ભંડાર કહેવાય છે.

**અષ્ટમા સિદ્ધ :** અષ્ટ મહા સિદ્ધિઓ : અણિમા, મહિમા, ગરિમા, લધિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિત્વ, વશિત્વ, એ અષ્ટ મહા સિદ્ધિઓ ગણાય છે.

**કડી ૭ : સારંગ :** હરણ

**કડી ૧૧ : અભ્રમાંથી :** વાદળમાંથી. **પરાં :** દૂર, આઘાં. **વાસવ :** ઇન્દ્ર. **વિરંચિ :** બ્રહ્મા.

૧. અભ્રમાંથી ચંદ્ર દીસે જેમ.........તેમ : ઉપમા અલંકાર.

૨. વાસવ વિરંચિનો અવતાર........ કુમાર : આ મનુષ્યનો કુમાર નથી પણ વાસવ વિરંચિનો અવતાર છે એમા ઉપમેયનો ઉપમેય તરીકે નિષેધ કરી એને જ ઉપમાન તરીકે વર્ણવામા આવ્યું છે એથી અપહ્નુતિ અલંકાર.

અચ્યુત : કૃષ્ણ. જેને ચ્યુતિ, પતન નથી તે પરમાત્મા.

**કડી ૧૫ : સાંસતો કર્યો :** આશ્વાસન આપ્યું, ધીરજ આપી, સ્વસ્થ કર્યો.

પાઠાન્તર : એમ કહી પુત્રને હૃદયા ધર્યો, પહેરાવી વસ્ત્ર ને સાંતરો કર્યો.

**કડી ૧૬ :** પાઠાન્તર :

રાય અશ્વે થયો અસવાર, નરપતિ ચાલ્યો નગ્ર મોઝાર.

**કડી ૧૭ : તુષ્ટમાન :** પ્રસન્ન.

## કડવું ૮

**રાગ :** કેટલીક પ્રતોમાં સામગ્રી અથવા સામેરી.

**વસ્તુ :** કુલિંદ રાજાની રાણીએ પણ આ નમાયા બાળકને પોતાનો કરી લીધો અને એનું નામ ચંદ્રહાસ પાડયું.

**કડી ૧ : ગાંડીવપાણી :** ગાંડીવ ધનુષ જેના હાથમાં છે તે **અર્જુન.**

**સંચરી :** ચાલી, સં. सम् + चर्. વાણીજી, પાણીજી, જાણીજી, રાણીજી એ પ્રાસ યોજના, એમાં 'જી'નો લહેકો અને બીજી પંક્તિમાં 'સ'ની વર્ણસગાઈ એ બધાથી સધાતી લયમધુરતા નોંધો.

> પાઠાન્તર : ઋષિ નારદ બોલ્યા વાણી, સાંભળ તું ગાંડીવપાણી,
> સુતનો સમાચાર જાણી, સાહામી સાંચરી રાણી.

**કડી ૨ : સામા :** શ્યામા. સ્ત્રી. અહીં મેધાવિની. બન્ને પંક્તિઓમાં 'સ'ની વર્ણસગાઈ.

> પાઠાન્તર : ૧ શ્યામા જોવા સુતને કાજે, સામગ્રી કીધી ઘણી,
> ૨ શામા ચાલી સુતને જોવા સામગ્રી લીધી ઘણી.

**કડી ૩ સાંભળ્યું મેં સ્વપ્ન સરખું :** કુલિંદ રાજા પુત્રને લાવે છે એ સમાચાર પુત્રવિહોણી મેધાવિનીને મન સ્વપ્ન જેવા લાગ્યા.

**મન માંહે મ્હાલી :** મનમા આનંદ પામતી. 'સ' 'પ' અને 'મ'ની વર્ણસગાઈ અને 'મ્હાલી' 'ચાલી'મા યમક અલંકાર.

**કડી ૪ : વહેવારીયા** · નગરના વેપારીઓ, શાહુકારો. **વહેલ :** બળદ જોતરેલો રથ. 'વ' 'હ' અને 'ન'ની વર્ણસગાઈ.

**કડી ૫ : પાળે પગે :** પગપાળા, કોઈ વાહનનો ઉપયોગ કર્યા વિના, પગે ચાલી. **હૃદયા શું :** હૃદય સાથે, છાતી સરસો. 'પાગે,' 'અનુરાગે;' 'પુષ્પે,' 'શીશિરપા, યમક; 'પ,' 'મ'ની વર્ણસગાઈ.

કડી ૭ : કુળ કર્મ - કુળના રિવાજ પ્રમાણેની વિધિ અથવા કુળ દેવીની પૂજા.

પાઠાન્તર : ચૌલકર્મ કીધું

જન્મોતરી : જન્મોત્રી, જન્માક્ષર કીધું, દીધું : યમક ક, દ, ગ, સની વર્ણસગાઈ

કડી ૯ : ચારૂ : ચારુ, સુન્દર સોમ - ચન્દ્ર

જાણે સોળ કળા પ્રકાશ : સોળે કળાનો પ્રકાશ આ બાળકના ચંદ્ર સરખા મુખ ઉપર છે અમાસથી પૂર્ણિમા સુધી રોજ ચંદ્રની એક એક કળા ઉમેગતી હોય છે. પૂર્ણિમાએ સોળ કળાઓ એની સાથે પ્રકાશતી હોય છે.

એનું વદન ચારૂ......કળા પ્રકાશ પ્રથમ ચરણમા 'સરખું' શબ્દથી ઉપમાનો ભાસ છે પરંતુ બીજા ચરણમા 'જાણે' શબ્દથી સભાવના વધુ સ્પષ્ટ હોઈ ઉત્પ્રેક્ષા અલંકાર કહેવો વધુ યોગ્ય ગણાય.

પાઠાન્તર : એનું હસી રહ્યુ વદન માટે નામ એહનુ ચંદ્રહાસ

કડવું : ૯

વસ્તુ : આ કડવામા જ્ઞાનકક્ષો છે કુલિંદ રાજા ચદ્રહાસને ગુરુને ત્યા ભણવા મૂકે છે પણ બાળપણથી પ્રભુ પ્રત્યે અભિમુખ ચદ્રહાસ ઐહિક જ્ઞાનને નિરર્થક ગણી પ્રભુના જ્ઞાનને જ સાચુ ગણે છે અને તે દીનનો ઉપદેશ પોતાના સહાધ્યાયી બાળકોને પણ આપે છે

કડી ૧ વારૂ : સારો, સં વરમ્ ઉપરથી

અધ્યારૂ : અધ્વર્યુ, યજ્ઞની ક્રિયા કરાવી જાણનાર બ્રાહ્મણને અધ્વર્યુ કહે છે અહી શાસ્ત્રોમા પારંગત બ્રાહ્મણ એટલો જ અર્થ અભિપ્રેત છે.

કડી ૩ : મૂઢ : મૂર્ખ. ચદ્રહાસ નિશાળે ભણવા જાય છે ત્યાં બધાને ભણતા જોઈ, તે તેમને હસી નાખે છે ને કહે છે કે તમે સર્વ મૂર્ખ

છો જે પરમાત્માનું નામ મૂકી આ બધું જ્ઞાન મેળવી રહ્યા છો. સર્વથી શ્રેષ્ઠ જ્ઞાન તો પરમાત્માનું નામ છે.

> પાઠાન્તર : ત્યાં ખડખડ હસીયો સાધુ, દેખી નિશાળિયાનો સાથ,
> એ શું ભણો છો, ચંદ્રહાસ કહે છે, જપો વૈકુંઠનાથ
> ચંદ્રહાસ કહે છે સર્વને, તમો ભણો શ્રી ભગવાનઃ
> હરિભક્ત ત્યાં હરિ ભજે, નિર્મળ થએ વાણ
>
> ઉત્તરની એ પંક્તિઓ વધારે છે

કડી ૪ : નિર્મળ નામ 'નારાયણ' . . સાચા ગુરુ તો ગોવિંદ છે અને સૌથી વધુ પવિત્ર, નિર્મળ નામ તો નારાયણનું છે. એ જ્ઞાનની અવધિ છે સીમા છે. આરો આંક : હદ, અવધિ, મર્યાદા

કડી ૫ પાઠાન્તર : બીજી પંક્તિ :

નિજ જ્ઞાન પ્રગટ્યું સૌ હૃદયમાં ભગવાન અનંગ પેઠા

કડી ૬ : પાઠાન્તર : પહેલી પંક્તિ :

નિશાળિયા પ્રત્યે ચંદ્રહાસ બોલ્યો પ્રેમ મધુરી વાણી

કડી ૭ : કડી ૭ થી ૨૩ સુધી જ્ઞાનનો કક્કો છે એમાં દરેક પંક્તિનો પહેલો અક્ષર બારાખડીના ક્રમમાં આવે છે અને પછીના ભાગમાં જ્ઞાનનું એકાદ સૂત્ર મૂકી દીધું હોય છે

કરો નિર્મળ મુખ કમળ શું મુખને કમળ જેવું નિર્મળ કરો કમળ ભલે કાદવમાં ઊગે છે પણ તેને કાદવ તો શું જળનું એક ટીપું યે સ્પર્શી શકતું નથી, કલુષિત કરી શકતું નથી. જેમ પાણીની સપાટી ઊંચે આવે છે તેમ કમળ પણ ઊંચું આવે છે. તે જ પ્રમાણે સંસારમાં રહેવા છતાં જલકમલવત્ ભાવ કેળવવો જોઇએ, સંસારથી અલિપ્ત રહેવું જોઈએ

નેહ : સ્નેહ નેહ દેહ છે કાચી : સંસારનો સ્નેહ અને દેહ એ બન્ને નાશવંત છે

પાઠાન્તર : ૧. કરો નિર્મળ મુખ કમલ સમ..............
૨. કરો નિર્મળ મુખકમળશું નેહ, દેહ છે કાચી.
(પરમાત્મા સાથે સ્નેહ કરો, તેને ભજો, દેહ તો નાશવંત છે.)
૩. .........મન દેહ છે કાચી.

**ખોટી સંસારની રીત છે** : સંસારના વ્યવહારો ખોટા છે, માયા રૂપ છે. પરબ્રહ્મ, પરમાત્મા સાથેની પ્રીત એ જ સાચી છે. ब्रह्म सत्यम् जगत् मिथ्या।

**કડી ૮ : ગુણ ત્રણ** : સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણ છે. અને વિશ્વ આ ત્રણ ગુણોવાળું–ત્રિગુણાત્મક કહેવાય છે. વેદાન્તમાં માયાને પણ ત્રિગુણાત્મિકા કહી છે, અને એને લીધે વિશ્વમાં આ ત્રણે ગુણ જોવા મળે છે. પરમાત્મા, બ્રહ્મ આ ત્રણે ગુણ વિનાના છે; તેથી તેમને નિર્ગુણ બ્રહ્મ કહેવામાં આવે છે.

**વિશ્વરાયો** : વિશ્વનો રાય, પરમાત્મા.

પાઠાન્તર : ૧ ત્રિગુણ રહિત વિશ્વરાયે.........
૨ નિર્ગુણ રહીત વિશ્વરાયે.........

**ઘર ઘર ગતિ ગહન ચલવે** : ઘરે ઘરમાં, વિશ્વમાં સર્વત્ર પરમાત્માનું જ સંચાલન છે એની ઇચ્છા વિના કશું જ બનતું નથી, એવી એની ગહન ગતિ છે. અને એમાં બ્રહ્માજી–સર્વ સૃષ્ટિના વિધાતા પણ ભુલાવામાં પડી જાય છે.

પાઠાન્તર : હરિની ગતિ મહાગહન, જેહેને નારદજી નમે.

**કડી ૯ : નરહરજી** : નરહરિ, નર+હરિ. હરિ : સિંહ. નૃસિંહ. વિષ્ણુનો એક અવતાર. જુઓ : કડવું : ૫ કડી ૬નું ટિપ્પણ. હથી શરૂ થતો કોઈ શબ્દ નથી. એ કેવળ અનુનાસિક છે માટે 'હ'ને સ્થાને 'ન' અનુનાસિકથી શરૂ થતો શબ્દ 'નરહર' પ્રયોજાયો છે.

**વંદો** : વંદન કરો. ભક્તિ કરો. **નિંદો પુત્ર પરિવાર** : સંસારના બંધનોનો ત્યાગ કરો.

પાઠાન્તર : ભાઈ રે, નરહરજીને વંદો નિંદો પુત્ર પરિવાર.

**ચૌદ ભવન :** ચૌદ ભુવન, ચૌદ લોક : ભૂર્, ભૂવર્, સ્વર્, મહર્, જન, તપ, સત્ય એ સાત સ્વર્ગો અને અતલ, વિતલ, સુતલ, મહાતલ, રસાતલ, તલાતલ અને પાતાલ એ સાત પાતાલો મળી ચૌદ લોક થાય. ભવન : મહાલય. ભુવન : લોક

કાવે : કહાવે. જે ચૌદ લોકના સ્વામી છે તેવા પરમાત્માની લીલાનો પાર કોઈ પામી શકતું નથી.

પાઠાન્તર : ૧. જે ચૌદ ભવનનો ધીશ કહાવે, નવ્ય લેહે તેહનો પાર.
૨. ચઉદ ભવનનો ધીશ ઇશનો લેજો પાર.

**કડી ૧૦ : છૂટો માતાના ગર્ભપાશ :** જન્મ મરણની ઘટમાળમાંથી છૂટો. પ્રભુની ભક્તિ કરી પરમ મોક્ષ મેળવો જેથી ફરી જન્મ લેવો ન પડે. पुनरपि जननं पुनरपि मरणम् पुनरपि जननीजठरे शयनम्—એમ ચોર્યાશી લાખ જન્મોની ઘટમાળમાંથી છૂટવાનો એક માત્ર માર્ગ અવિનાશી પ્રભુનું શરણ છે.

પાઠાન્તર : છૂટો માતાના ગર્ભનિવાસ......

**જગમાં છે જગદીશ સાચો :** આ જગતમાં જગતના ઇશ્વર પરમાત્મા જ સાચા છે, બાકીનું મિથ્યા છે એવો ભક્તોનો અનુભવ છે.

પાઠાન્તર : ૧. આ જગમાંહાં જુગદીશ અનુભવ એહવો જાણો.
૨. જગમા છે જગદીશ અનુભવ એવો જાણો.

**કડી ૧૧ : ઝાંઝવા નિર સંસાર :** સંસાર મૃગજળ સમાન છે. એની તૃષ્ણા એ મૃગતૃષ્ણા સમાન છે. જેમ તૃષાર્ત મૃગ મૃગજળ પાછળ દોડે છે પણ તે તો એક આભાસ હોઈ પાણી મેળવી શકતું નથી અને રિબાઈ રિબાઈને મરે છે તેમ મનુષ્યો પણ મૃગજલ જેવા આભાસી સંસાર પાછળ દોડે છે. એનાથી એની તરસ છિપાતી નથી અને અસંતોષમાં ઝૂરી મરે છે.

પાઠાન્તર : ૧. ઝાંઝવા એ સસાર વીરા મૃગતૃષ્ણા જેહેવું,
૨. ઝાંઝવા છે સંસાર મૃગતૃષ્ણા જેવું.

**નરહરજીનું નામ મુખે**.........અનુનાસિક મ થી મરૂ થતો કોઈ શબ્દ ન હોઈ ફરી અનુનાસિક ' ન ' મૂકયો.

સંસાર તો મૃગજળ સમાન આભાસી છે એથી સંસારના એ કામ મૂકીને પ્રભુનું નામ લેવું જોઈએ

પાઠાન્તર : માટે નરહરજીનું નામ સાત કામ મૂકી લહેવું.

કડી ૧૨ : **ટાળો ભાઈઓ મનનો દ્વેષ** : સંસાર જો આભાસી છે તો સંસારના રાગ અને દ્વેષ પણ વૃથા છે રાગ અને દ્વેષનું કારણ કેવળ મન છે એથી કહે છે : મનના દ્વેષ ટાળો અને અવિનાશી પ્રભુ એક છે એવો ભાવ કેળવો. એ અવિનાશી જગતમા સર્વત્ર વ્યાપી રહ્યો છે, એકે સ્થળ એના વિના ખાલી નથી તો કોનો દ્વેષ કરવો? કોઈનો પણ દ્વેષ કરવાથી પ્રભુ તેનામા પણ રહ્યો હોવાથી પ્રભુનો જ દ્વેષ થાય છે

ઠાલો ખાલી ઠાર : સ્થળ સ. સ્થિર ઉપરથી 'ઠરવુ' તેમાથી સંભવિત

**મુરારી** - કૃષ્ણ ' મુર ' નામના અસુરનો સંહાર કર્યો હોવાથી કૃષ્ણનુ મુરારી એવુ નામ પડયુ

પાઠાન્તર : ઠાલો એક ઠામ નથી વિશ્વે . . (ઠામ સ્થળ : વૈ. સ સ્થામન્—ઠામ )

કડી ૧૩ : ડગ ભર જો વિચારિયે...

૧. ડગલે ને પગલે વિચારીશુ તો સંસાર માયાની અનેરી જાળ છે એની પ્રતીતિ થશે.

૨ જો વિચારીશું તો ડગલે ને પગલે સંસાર માયાની અનેરી જાળ છે એનો અનુભવ થશે.

૩ જરા જેટલુ ( ડગ ભર ) યે વિચારીશુ તો સંસારરૂપી માયાની જાળ અનેરી છે એનો ખ્યાલ આવશે,

ન્યારી અનેરી સ. अन्यतरकम् ઉપરથી અનેરુ, ન્યારું.

પાઠાન્તર. ૧ ડગમ જે વિચારિયે નારી માયાની જાળ
૨ ડગ ભરજે વિચારી મન, નારી માયાની જાળ

ઢુંકડુ : ઢૂંકડુ નજીક, પાસ સ ढौक—ढुक्क ઉપરથી ઢૂકવુ નજીક જવુ તે ઉપરથી નામ ઢૂકડુ મૃત્યુ દૂર નથી અને કાળ સાથે જ કોઈને સોડતો નથી गृहित इव केशेषु मृत्युना धर्ममाचरेत् ।

કડી ૧૮ : રણે છૂટશો આ અવતાર જો પ્રભુને ભજી લેશો તો આ અવતારમા, આ જન્મમા જ, સસાર રૂપી રણમાથી અથવા સસારના ઋણમાથી મુક્ત થશો, મોક્ષ મેળવશો અને ફરી જન્મ નહીં લેવો પડે

રણે ૧ ભવરણે સસાર રૂપી રણભૂમિમાથી ૨ ઋણ દેવુ સસારના ઋણમાંથી

વહાવો : ભજો

પાઠાન્તર ૧ પરમ ત્રણ લોકને મહ વિષ્ણુ કોણે નથી વહાવો,
૨ ત્રણ લોકને મહે એક સમળ

કડી ૧૫ . સ્થાવર સ્થાયી સ્થિર જગમ ચલાયમાન નેહ સ્નેહ

દેવ વૃક્ષ દયાળ દેવ દયાળુ વૃક્ષ છે રૂપક વૃક્ષ જેમ છાયા અને ફળ આપે છે તેમ પરમાત્મા પણ આ સ્થાવર જગમ વિશ્વને સ્નેહથી વિસ્તારી રહ્યો છે એના ઉપર પોતાની સકલ છાયા છાયા પ્રસારી રહ્યો છે

પાઠાન્તર ૧ થાવર જગમ જે સૌનો નાથ નેહ રહ્યો વિસ્તારી,
દેવ વૃક્ષ દયાળ દાતા ડાળ ચારે રહ્યો પ્રસારી
૨ સ્થાવર જગમ જેહે એહે રહ્યો વિસ્તારી

કડી ૧૬ ધરો ધ્યાન તમે ઊંચે પાગ નાખી. સસારના વ્યવહારોમા વ્યસ્ત રહીને પરમાત્માને પામી શકાતુ નથી. કડી ૭ માં પ્રેમાનંદે કહ્યું છે 'ઓળી સસારની રીત છે પ્રીત પરબ્રહ્મ શુ સાચી'

પહેલી દૃષ્ટિએ દુર્બોધ લાગતી કડી ૧૫, ૧૬ અને ૧૭ માના આધ્યાત્મિક નિરૂપણનું વિચારબીજ ગીતાના ૧૫ મા અધ્યાયના પહેલા ચાર શ્લોકોમાં છે તેમાં સંસારને ऊर्ध्वमूलमधः शाखमश्वत्थं प्राहुरव्ययम् એ રીતે ઉપર મૂળ અને નીચે ડાળીવાળા અશ્વત્થ વૃક્ષ (પીપળા) સાથે સરખાવવામાં આવ્યો છે અશ્વત્થનો શબ્દાર્થ છે નાશવંત અશાશ્વત એ અશાશ્વત છતાં અવ્યય છે જેમ પીપળો (અશ્વત્થ) વિના પ્રયાસે, વાવ્યા વિના અને સંભાળ લીધા વિના ફાલ્યા જ કરે છે, તેવું જ સંસારનું છે એથી કહ્યું છે अश्वत्थमेनं सुविरूढ मूलमसङ्गशस्त्रेण दृढेन छित्वा ॥ ततः पदं तत्परिमार्गितव्यं यस्मिन्गता न निवर्तन्ति भूयः । तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ અસંગના દૃઢ શસ્ત્રથી સંસારવૃક્ષની ડાળીઓ છેદવાથી પરમાત્માનું શરણ પ્રાપ્ત થાય છે

આ જ અસંગભાવ કેળવવાના વિચારને પ્રેમાનંદે પ્રાકૃત રીતે મૂક્યો છે પરમાત્માને પામવા માટે સંસારથી વિરક્તિ કેળવવી જોઈએ સંસારના વ્યવહારથી પ્રતીપ, ઊલટી ગતિ તેણે સ્વીકારવી જોઈએ સંસારમાં રહેનાર માનવી સંસારની (ઊંધા અશ્વત્થ વૃક્ષની) દૃષ્ટિએ ઊંધી સ્થિતિ સ્વીકારે ત્યારે જ આગળ વર્ણવેલા દેવ રૂપી વૃક્ષની સવળી સ્થિતિને પામી શકે પ્રેમાનંદે અસંગના દૃઢ શસ્ત્રથી સંસાર વૃક્ષની ડાળો છેદવાનું કહેવાને બદલે અસંગ ભાવ કેળવવા આ પ્રકારનું 'શીર્ષાસન' કરવાનું કહ્યું છે

પાઠાન્તર ત્યાહાં ધ્યાન ધરો ઊંચે પાય, મુખ ભાગ હેઠો રાખી

**નમો નીચા થઈ** **નાખી** પરમાત્માને મેળવવા માટે સંપૂર્ણ શરણાગતિ અનિવાર્ય છે ગોપાળ-પ્રભુને સંપૂર્ણપણે શરણે થઈ દેવ રૂપી વૃક્ષની ડાળીએ પોતાની જાતને બાંધી દેવી જોઈએ

**ગોપાળ** गो + पाल गो ઇંદ્રિયો पाल પાલન કરનાર, સંયમમાં રાખનાર મનુષ્યની કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયોને પાળનાર, સંયમમાં રાખનાર એવો આધ્યાત્મિક અર્થ થાય છે જેમ ગોવાળ ગાયોના ધણને સંયત રાખે છે તેમ ગોપાલ—પરમાત્મા મનુષ્યની બળવાન ઈન્દ્રિયોને (बलवान् इन्द्रियग्राम – ગીતા) સંયમમાં રાખે છે એથી મુમુક્ષુએ તો સર્વ કર્તા હર્તા પરમાત્માના હાથમાં પોતાના જીવનનો દોર સોંપી દેવો જોઈએ

પાઠાન્તર · નમો નીચા થઈ ગોપાળ ગજે દોગ્ડુ નાખી

**કડી ૧૭ : સાટે :** બદલામાં ઊંધા સંસારની દૃષ્ટિએ ઊંધી, સત્વાળે સવળી સ્થિતિ સ્વીકાર્યા પછી જ દેવ રૂપી વૃક્ષની છાયા અને તેના ફળ મળે ૧૫ અને ૧૬ મી કડીના અનુસધાનમા પ્રેમાનદ કહે છે કે મસારથી વિમુખ થઈ, પ્રભુને અભિમુખ બનવાથી ત્રણ ભુવનના સ્વામી પરમાત્મા રૂપી વૃક્ષ પોતાના પાદડાની ઘટાથી છાયા કરી રહેશે અને ફળ સ્વરૂપે મોક્ષનુ દ્વાર બતાવી દેશે ફળ–પરિણામ સ્વરૂપે મોક્ષ પ્રાપ્ત થશે

જુઓ કડી ૧૬ ના ટિપ્પણમાનો ગીતાનો શ્લોક · તત પદ તત્પરિ-માર્ગિતવ્ય ...... ... .

પાઠાન્તર : પહેલી પકિત : ૧ ધરણીધર ત્રિભુવન રાય છાયા કરીને રહેશે
૨ ત્યાહા પત્ર ત્રિભુવન રાય ... .....

બીજી પકિત : પછે ફળ મુગતનુ દ્વાર ચતુર્ભૂજ કહેશે

**કડી ૧૮ : બધ છૂટશો :** સસારના અને કર્મના બધનોથી મુક્ત થશો

**બાળકા :** બાળકો

**કાળ કર્મ નહી દેખે :** મનુષ્યના કર્મ–સુકૃત, પ્રમાણે તેના પછીના જન્મનો નિશ્ચય થાય છે કશુ કર્મ ન કરવુ એવી અકર્મણ્યતા નહીં પણ પોતે નિમિત્ત માત્ર છે એમ માની પ્રભુ પ્રીત્યર્થ નિષ્કામ કર્મો થતા હોય ત્યા કર્મના બધન રહેતા નથી નૈષ્કર્મ્ય ભાવે થતા કર્મના બધનો જ નહિ હોય ત્યા પુનર્જન્મ પણ ન હોય એથી કહે છે . **ભમવુ નહી પડે આગળે ..** પુનર્જન્મોની ઘટમાળમા ભટકવુ નહી પડે કાગળ ગ્રથોમા રહેલું આધ્યાત્મિક જ્ઞાન **કાગળ ચઢશે લેખે :** પુસ્તકમાથી મેળવેલુ જ્ઞાન પ્રભુનુ શરણ સ્વીકારવાથી જ સાર્થક થશે

પાઠાન્તર : પહેલી પકિત : પછે બધ છૂટશો બાળકા, કાળ કરમ નહિ દેખે,

બીજી પંક્તિ ભમવું નહિ પડે ભૂદ ભાગે, મામળ ચઢશે લેખે
(ભૂદર ભૂધર, પૃથ્વીને ધારણ નાર, પ્રભુ

**કડી ૧૯ મન મારી કરો ચૂર** મનના સંકલ્પ વિકલ્પોને દૂર કરો, મનની ઈચ્છાઓનું દમન કરો અને સંયમ કેળવો મન પર વિજય મેળવવામાં શૌર્ય શા માટે ન દાખવીએ ? **શૂર શા માટે ન થઈએ ?** માણસે બહારના કોઈ શત્રુ ઉપર વિજય મેળવી શૂર કહેવડાવવાનું નથી, પણ મનની અંદરના કામક્રોધાદિ ષડ્રિપુઓ પર વિજય મેળવવાનો છે, અને એ વિષયમાં પોતાનું શૌર્ય વાપરવાનું છે

પાઠાન્તર બીજી પંક્તિ ૧ યમુનાપતિ જગદીશ આવ્યો
૨ જગતનો જુગદીશ ઈશ

**કડી ૨૦ રાતો પીળો રંગ નથી** જેને લક્ષ્મીનો સંગ છે એવા હરિ જગતના ભૌતિક રંગે રંગાયના નથી, તે નિર્ગુણ અને નિર્વિકાર છે એવા હરિનું નામ જે લેશે તેને અવિચળ ધ્રુવ સ્થાન મળશે

**કડી ૨૧ વામન રૂપ વૈરાટ** પ્રભુ વામનના રૂપમાં વિરાટ છે પરમાત્માને કોઈ આકાર નથી, કોઈ રૂપ નથી એ વામન રૂપ પણ છે, વિરાટ રૂપ પણ છે સૂક્ષ્મ છે તેમ બ્રહ્માંડવ્યાપી પણ છે

**ચોધાર ચાલે જેનો** ચારે દિશાઓમાં જે અભિવ્યાપ્ત છે અને ચારે દિશામાં અને બહિરંગ્યતર જેનું સંચલન છે તે, પ્રભુ પુરુષસૂક્તમાં બ્રહ્મનું વિરાટ સ્વરૂપ વર્ણવતાં કહે છે स भूमिम् सर्वत स्पृष्ट्वा अत्यतिष्ठत् दशाङ्गुलम्—આ બ્રહ્માંડને ચારે બાજુએથી આવરી તેનાથી પરબ્રહ્મ દશ આંગળ વધુ રહે છે

**સમરે તેહે તરે સંસાર** આવા પરમાત્માનું જે સ્મરણ કરે છે તે સંસારને તરી જાય છે

પાઠાન્તર ૧ અતિ ત્યાહાં વામન ન વૈરાટ ચોધાટ ચાલે જેહેનો
૨ વળી નહિ વાન ને વૈરાગ્ય ચોધાર ચાલે રે જેનો

કડી : ૨૨ : ગૂઢ અહંમેવ મૂકી : આત્મા તો નિર્વિકાર છે, તેને સંસારના કે કર્મના બંધનો નથી પણ જ્યારે તે અહંભાવથી ઉપાધિયુક્ત થાય છે ત્યારે એ બંધનો નડે છે. સંસારના વ્યવહારોમાં આ અહંભાવ–હું જ છું, હું જ કરું છું–મનુષ્યને દોરવતો હોય છે નરસિંહે પણ કહ્યું છે: 'હું કરું, હું કરું, એજ અજ્ઞાનતા' આ પ્રકારના દેહાધ્યાસમાંથી આત્માને મુક્ત કરી હરિને શોધી લેવા એ મુક્તિ માટે આવશ્યક છે. અત્યાર સુધીનો સંસાર દુઃખમાં જ ગયો છે, સાચું–પરમ સુખ ક્યાં યે મળ્યું નથી, તો હવે આગળ જતા ચૂકી ન જવાય માટે હરિને સાધી લો

પાઠાન્તર બીજી પંક્તિ સંસાર ગયો સર્વ દુઃખે .

કડી ૨૩ : નર્ક થકી નર્કથી, નિવારે વાળે છે, બચાવે છે. સં નિ + વૃ

ક્ષમાએ મળે વિશ્વરાય : દ્વેષ કે પ્રતિહિંસાની ભાવનાથી નહિ પણ ક્ષમા અને સહિષ્ણુતાની ભાવનાથી વિશ્વના સ્વામી પરમાત્મા પ્રસન્ન થાય છે કોઈ પણ વ્યક્તિનો દ્વેષ કરવાથી પ્રભુનો જ દ્વેષ થાય છે કારણ તે વ્યક્તિ પણ પ્રભુના શરણમાં જ હોય છે

પાઠાન્તર ક્ષમે મળે વિશ્વાધાર, સંસારથી તેને તારે

કડી ૨૪ : જ્ઞાન કહ્યું તે કક્કાનું . કડી ૭ થી ૨૩ સુધીમાં જે જ્ઞાન છે તે તો કક્કાનું, મૂળાક્ષરોનું પ્રાથમિક જ્ઞાન છે આમ છતાં તે મૂળભૂત, પાયાનું જ્ઞાન છે દરેક પંક્તિનો પ્રથમાક્ષર મૂળાક્ષરના ક્રમે યોજ્યો છે અને એક રીતે તો આખ્યાન સાહિત્યના પ્રથમાક્ષરો લખતા પ્રેમાનંદે સારી એવી રચનાચાતુરી બતાવી છે તેમાં તે તેનું આધ્યાત્મિક નિરૂપણ ક્યાંક દુર્બોધ બનવા છતાં, પ્રારંભકાળનો પ્રયત્ન જોતાં (આ આખ્યાન એની પ્રારંભકાળની કૃતિઓમાંનું એક ગણાય છે ) પ્રશસ્ય છે

આમાં બારાખડીના અક્ષરો ક્રમમાં યોજવાની ચાતુરી ઉપરાંત વિશિષ્ટ પ્રકારની યમક યોજના પણ તેણે કરી છે અને તેથી કડીબદ્ધ સુસંકલિતતા સચવાઈ છે પમી કડીથી અવલોકન કરીશું તો જણાશે કે

થોડા અપવાદો સિવાય, મોટે ભાગે પંક્તિના પહેલા ચરણના છેલ્લા શબ્દ સાથે પ્રાસ મેળવતા શબ્દથી બીજા ચરણનો પ્રારંભ થાય છે

દા ત કડી ૫ નિજજ્ઞાન, ભગવાન કડી ૬ : સાથ, નાથ કડી ૭ રીત, પ્રીત, કડી ૯ વદો રે, નિદો; કડી ૧૦ ગર્ભપાશ, અવિનાશ કડી ૧૫ દયાળ, કાળ કડી ૧૬ ઊંચે પાગ, સુખભાગ, ગોપાળ, કાળ કડી ૧૯ ચૂર, શૂર, રૂપ, ભૂપ, કડી ૨૦ નામ, ઠામ, કડી ૨૧ વૈરાગ, ચોધાર; સસાર, ભાર, કડી ૨૧ હર્ષ, નર્ક

કડી ૨૫ કાપી ગોવિંદે દુર્મતિ રે ગોવિંદે કૃષ્ણે દુર્બુદ્ધિ દૂર કરી અને રામ સાથે ચિત્ત સંલગ્ન થયુ–જોડાયુ અહીં ગોવિંદ અને રામ બંનેના નામનો નિર્દેશ પ્રેમાનંદે સાથે કર્યો છે બાળક ચદ્રહાસ 'રામકૃષ્ણ' શબ્દનો ઉચ્ચાર કરે છે આ વસ્તુ 'રામચરણુ બાવા'નો ભેદ ઉકેલવામા સહાયભુત થાય છે (જુઓ પૃ ૬૭)

ગોવિંદ ગો + વિંદ ૧. ગાયની જાત, સ્વભાવ, ખાસિયત વિશે જાણનાર ૨ ગો ઇન્દ્રિયો કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયોને જે જાણે છે અને સયમમાં રાખે છે તે આ આધ્યાત્મિક અર્થ છે

કડવુ ૧૦

**વસ્તુ** ચદ્રહાસની વિષ્ણુભક્તિથી આખુ નગર વિષ્ણુભક્ત બન્યુ પ્રભુ પ્રત્યે અભિમુખ બનવા છતા ચદ્રહાસ સસારના પ્રાપ્ત કર્મોથી વિમુખ થતો નથી અને રાજનીતિ વગેરેનુ જ્ઞાન પણ મેળવે છે દેશવિદેશમા વિજય મેળવી યજ્ઞો કરે છે, બ્રાહ્મણોને દાન આપે છે એની ખ્યાતિ સાભળી ધૃષ્ટબુદ્ધિના મનમ ઉચાટ થાય છે, અને રાજાનુ ભવિષ્ય સાચુ પડશે એ ભયે ચદ્રહાસનુ નિકદન કાઢવાનો ઉપાય વિચારે છે

**કડી ૧ સાધુસગે નિશાળિયાને :** ચદ્રહાસની સાથે અન્ય વિદ્યાર્થીઓને પણ અતરમા પરમાત્મા વિશે જ્ઞાન થયુ

પાઠાન્તર ચદ્રહાસ પ્રત્યે નિશાળિયાને અતર ઉપજ્યુ જ્ઞાન રે.

કડી ૨ : અમથો : નકામો હેતુ વગરનો

૧ એમ જ તો, એમરતો, અમસ્તો, અમથો, અમથું.

૨. એમસ્તું · અમથુ. (થુ, સ્યકુ, સ્તુ વગેરે પ્રત્યયો પ્રા. ગુજ.મા છે. એ ઉપરથી અમથુ, અમસ્તુ, વગેર વ્યુત્પન્ન થાય છે.)

અધ્યાપકનુ કોઈ પ્રયોજન રહ્યુ નહીં નિશાળિયાઓએ ચંદ્રહાસની સંગત કરી લખવાની પાટી વગેરે પછાડી દીધા અને ભણવાનુ બાજુએ મૂકી પ્રભુનું સ્મરણ કરવા માંડ્યુ

કડી ૩ : સુતની વિદ્યા. ....... ચંદ્રહાસે નિશાળનુ ભણતર ન ભણતા સ્વય પરમાત્માને પામવની વિદ્યા પ્રાપ્ત કરવા માંડી હતી એ જાણી કુલિંદને આનંદ થયો

હૈડે : હૈયામાં, હૃદયમા

કડી ૮ હરિકીર્તન મંદીર મંદીર .. ચંદ્રહાસની હરિભક્તિએ તો આખુ ગામ વૈષ્ણવ-વિષ્ણુની ભક્તિ કરતુ થઈ ગયુ

માહાવજી : માધવજી બાધુ બધુ, આખુ

પાઠાન્તર : ૧ ... વૈષ્ણવ સર્વે ગામ
૨. .. ...વૈષ્ણવ થયુ સરવુ ગામ

કડી ૫ : મોઠ મેરો. રાજરીત સર્વે લીધી રાજનીતિ પણ તેણે શીખી લીધી પરમાત્મા વિશેના પારલૌકિક જ્ઞાન સાથે ઐહિક જ્ઞાન પણ તેણે મેળવી લીધુ સંસારના વ્યવહારોથી સન્યાસ લેવામા એક પ્રકારની સાધના છે તો પ્રભુએ સર્જેલા સસારના પ્રાપ્ત કર્મો, તેમા બધાયા વિના નિષ્કામ ભાવે પ્રભુ પ્રીત્યર્થ કરવા એ બીજા પ્રકારની ઉપાસના છે આમ રાજ્યભાગ સભળવાથી ચંદ્રહાસની પ્રભુ ભક્તિ કોઈ રીતે ઝાખી પડતી નથી.

પૃથ્વી ગઈ પોતાની વાળી જે પ્રદેશ બીજાઓએ જીતી લીધો હતો તે ચંદ્રહાસે સ્વપરાક્રમથી પાછો મેળવ્યો

દિગ્વિજે : દિગ્વિજય : ચારે દિશાઓમા વિજય કર્યો.

પાઠાન્તર પૃથ્વી ગઈ ધર્મના ધામમા .. ...

કડી ૬ : છત્ર ચામર ........જે રાજા હારી જાય તેના રાજછત્ર અને ચામર વિજયી રાજા લઈ લે એવી પ્રથા હતી ચંદ્રહાસે દેશવિદેશના રાજાઓ ઉપર વિજય મેળવી તેમના છત્રચામર કુલિંદ રાજાને સમર્પણ કર્યાં.

કડી ૭ બંદીજન · રાજાની પ્રશસ્તિ કરનાર.

ગુણી ગુણવાન. 'ગુણી' એ બંદીજન વગેરેના વિશેષણ તરીકે રાજાના ગુણો જાણનાર એવો અર્થ. અને રાજાના વિશેષણ તરીકે ગુણવાન અથવા ગુણ સમજનાર એવો અર્થ.

પાઠાન્તર : બંદીજન ગુણ ગાધર્વ. .....

કડી ૮ : પ્રોહિત પુરોહિત : ધૃષ્ટબુદ્ધિ બ્રાહ્મણ હતો

પાઠાન્તર ૧ એહવે કૌંતલપુર વિષે પુરોહિત ધૃષ્ટબુદ્ધિ જેહ,
એક ઘાટે તેહે અહકારી અતસ્ય વિચારે તેહ.
૨. એ કથા અહીંથી રહી કૌંતલ દેશ વિશે ધૃષ્ટબુદ્ધિ જેહ.

કડી ૯, ૧૦, ૧૧ ધૃષ્ટબુદ્ધિએ દેશ વિદેશના રાજાઓ પર વિજય મેળવી તેમને ખંડિયા બનાવ્યા હતા. કુલિંદ રાજા પણ તેનો ખંડિયો હતો અને અગિયાર વરસથી ખંડણી પેટે તેણે કશું આપ્યું ન હતું તેથી તેને શિક્ષા કરવા તૈયાર થાય છે.

દામ પૈસો, ધન, દ૦૧ द्रम्म – दम्म – દામ. વાંઝિયો : પુત્રવિનાનો સં. वन्ध्य ઉપરથી. હાવે : હવે શીખ : શિક્ષા

કડી ૧૨ : હુલકાર્યા : હકાર્યા દુંદુભિ દીધું : દુદુભિ વગાડ્યું.

દુદુભિ : એક પ્રકારનું નગારું

પાઠાન્તર : ધૃષ્ટબુધ્ધે દુદભિ દીધુ.

કડી ૧૩ : નરેડાટ : ઉજાડ, વેરાન

પાઠાન્તર : ધૃષ્ટબુદ્ધિ કહે યોદ્ધ મરને, એનો દેશ કરો નરેડાટ.

**કડી ૧૪, ૧૫ : વિખાણ્યો :** વખાણ્યો. સં. वि + ख्या. કુલિંદનો કુંવર.........કુલિંદ અપુત્રવાન છે એટલું જ ધૃષ્ટબુદ્ધિ જાણતો હતો પણ ભાટલોકોના કહેવાથી એણે જાણ્યું કે કુલિંદને પુત્ર છે અને તે મહાપરાક્રમી છે. એથી એ પુત્ર ક્યારે થયો તે પૂછે છે.

**દાસ મારો :** કુલિંદ રાજાને ધૃષ્ટબુદ્ધિ પોતાના દાસ તરીકે ઓળખાવે છે કારણ તેણે ભૂતકાળમાં કુલિંદરાજાને હરાવી ખંડિયો બનાવ્યો હતો.

**કડી ૧૬ : હુતો :** હતો.

**કડી ૧૭ : દામણા સરખો :** દયામણા જેવો.

પાઠાન્તર : ૧. નીચે ખામણ દામણ સરખો રોતો સાંભળ્યો બાળ.
૨. આરતના દામણે સાદે રોતો સાંભળ્યો બાળ.

**કડી ૧૯ : પનોતો :** સુખી, પુણ્યશાળી. અપુત્રવાનને ત્યાં ઘણે વર્ષે પુત્ર થાય તે સંતાન પનોતું સંતાન કહેવાય છે. અહીં કુલિંદ પુત્રને લીધે પોતે પનોતો–પુણ્યવંત થયો એમ માને છે.

**કડી ૨૨ : સાંભળ્યો :** સાંભર્યો. યાદ આવ્યો.

કુલિંદને વનમાંથી જે રીતે પુત્ર મળ્યો તે સાંભળી ધૃષ્ટબુદ્ધિને પોતે મારી નખાવેલ બાળક યાદ આવે છે. ચાંડાલોએ તેને મારી નાખ્યો નથી, અને તે છવી જઇ આવો પરાક્રમી નીવડયો છે, જાણી તેના અંતરમાં દ્વેષ અને રોષનો અગ્નિ પ્રજ્વળી ઊઠે છે.

પાઠાન્તર : સાંભળ્યો દાસી તન, ભાલો હૃદેમાં વાગ્યો.

**નોંધ :** મૂળ અશ્વમેધ પર્વની આખ્યાયિકામાં અને નાકરના આખ્યાનમાં આ વસ્તુનું નિરૂપણ કંઇક જુદું પડે છે. 'અશ્વમેધ'માં કુલિંદના કહેવાથી ચંદ્રહાસ વાર્ષિક ખંડણી મોકલે છે. ત્યારે ખંડણી લઈ ગયેલા સેવકોને પૂછપરછ કરી, ચંદ્રહાસ વિશે જાણે છે ત્યારે તે પુત્ર કેવો છે તે જોવા ચંદનાવતી આવે છે. અને પુત્ર કેવી રીતે મળ્યો તે કુલિંદ પાસેથી જાણે છે. અને આ ચંદ્રહાસ તે જ પેલો બાળક એમ તેને જણાય છે.

નાકરના આખ્યાનમાં કુલિંદ રાજા જાતે ખંડણી આપવા જતો નથી એથી ધૃષ્ટબુદ્ધિ ગુસ્સે થઈ જાય છે કારણ તે તો કેવળ એક સૂબો જ હતો અને જાતે તેણે ત્યાં આવવું જોઈએ. ( જુઓ પૃ. ૯૭) તે ન આવ્યો એથી ધૃષ્ટબુદ્ધિ માને છે :

એ થઉ માથા ઉકરું, પેનું પાપીઉ કુલદ રે;
આપણીએ રહ્યું માનતું, અળાગીઉ તે મન રે.
દ્રવ્ય તેનું લેઈ આવું, જોઈ આવું સમાચાર રે.

અને કુલિંદ પુત્ર સાથે તેને સામો લેવા આવ્યો ત્યારે જ તેની ખબર પડે છે, તેથી તે પૂછે છે :

કુહુ ને કયો હાનું દીકરું તમારે ચંદ્રહાસ રે;

ત્યારે કુલિંદ કહે છે :

સ્વામી આજ્ઞા તમારી, હું ગઉતું વન મુઝાર રે;
અન્યાયીને મારવા, જોવા ચોર ચખાર રે.
કુંતલપુરથી નીકળ્યાં, ચ્યાર જોયણ જાણુ રે;
બાળ્ય રોતું સાભળ્યુ, મુખે જપે સારંગપાણ રે.
એક છેદી આગળી, અપીક તેહેનુ અંગ રે:
ન જાણીએ તે કહીં ગયા, કરીને ત્યા અંગભંગ રે.
પછે મેં તા જોઈઉ, હું છુ અપુત્રવાન રે;
પુત્ર કરી મેં પાલીઉ, મૂને ત્રૂઠા શ્રી ભગવાન રે.

આમ આ પ્રસંગનું પ્રેમાનંદે કરેલુ નિરૂપણ ભિન્ન પ્રકારનું છે છતાં તેમાં અશ્વમેધ પર્વની મૂળ આખ્યાયિકા અને નાકરના નિરૂપણની ભૂમિકા તો છે જ.

## કડવું : ૧૧

વસ્તુ : ચંદ્રહાસની ખ્યાતિ સાંભળી ધૃષ્ટબુદ્ધિના મનમાં ઉચાટ થયો. બંદીજનોએ કહેલી વાત ઉપરથી તેણે જાણ્યું કે તેણે મારી નંખાવેલ

માન્યો હતો તે દાસીપુત્ર જીવતો છે તેથી ગાલવનુ વચન સાચુ પડશે, અને તેના જેવા સર્વસત્તાધીશ પ્રધાનની પુત્રી સાથે આવા અનાથનું લગ્ન થશે એવી સભાવના દૂર કરવા તે ચદ્રહાસનુ નિકંદન કરવાનો દૃઢ નિર્ધાર કરી કુલિંદના નગરમા જાય છે, જ્યા કુલિંદ ગભરાતા ગભરાતા પુત્ર સાથે । સાક્ષાત્કાર કરે છે અગત્યના કામનુ બહાનુ કાઢી ચદ્રહાસને ખાનગી પત્ર લઈ મદનની પાસે મોકલવાનો અને વિષ અપાવવાનો દાવ ગોઠવે છે

કડી ૧. ગાલવિયાનુ કહ્યુ થાશે ગાલવ ઋષિએ ભવિષ્ય ભાખ્યુ હતુ કે આ બાળક ધૃષ્ટબુદ્ધિની કન્યા વિષયાને પરણશે એથી એને મારી નાખવાની યોજના તેણે કરી હતી પણ આ બાળકને જીવતો અને આવો પરાક્રમી જાણી ધૃષ્ટબુદ્ધિના મનમા ઉચાટ થયો કે ગાલવનુ વચન સાચુ પડશે

'તાલાવેતી લાગી' એ ધ્રુવ પક્તિ તાલાવેલીની ઉત્કટતા નિરૂપવા માટે છે

કડી ૨ પહોંચ્યો સ પ્રાપ્ત-પત્તઉ (પહુત્તઉ)–પહોત્યા, પહોચ્યા.

કડી ૩ પ્રધાનનો મહા ઉતપાત પ્રધાનનો મોટો ઉત્પાત છે.

પાઠાન્તર હવે શુ થાશે રે વિધાતા પ્રધાન મેળશે પાપ,

કડી ૪ મે ઘણા વર્ષ થયા ઘણા વર્ષથી ખ રડણી નથી આપી

પાઠાન્તર મે ઘણા વરસ થયા પાપીને સુવર્ણ આપ્યુ

(પાપીને મે સુવર્ણ આપ્યે ઘણા વર્ષ થઈ ગયા)

કડી ૬, ૭ ધન્ય ધન્ય કુલિંદ રાજા ધૃષ્ટબુદ્ધિ કટાક્ષ કરે છે, તારે ત્યા પુત્ર આવ્યો છતા તે મને ન કહેવડાવ્યુ એ તારી મૈત્રી કરી?

પાઠાન્તર કડી ૭

૧ પરમેશ્વર તુઠને પ્રસન થયા, પુત્ર પાંચ વર્ષનો લ્યાવ્યો

૨ પરમેશ્વર પ્રસન થયા

કડી ૮ ત્રેવડી ત્રણ ગણી

પાઠાન્તર : બીજી પંક્તિ
૧. ભાગ્ય તમારું ઉદે થયુ. પ્રધાને ત્રેવડી પ્રીત્ય.
૨. .......................ત્રેવડી વીધી પ્રીત.

**કડી ૧૧ થી ૧૬ : ભોવન :** ભવન, ઘર સાભરિયુ યાદ આવ્યું. **ગોષ્ટિ :** વાતચીત. **હુતી :** હતી અગોપ ખાનગી. કપટથી ચંદ્રહાસને મારી નાખવા ધૃષ્ટબુદ્ધિ અગત્યના ખાનગી કામનું બહાનું કાઢે છે. જો મદનને સંદેશો પહોચાડવા માટે વિશ્વાસપાત્ર માણસ ન મળે તો તેણે તરત જ પાછા ફરવુ પડે એવી અનિવાર્યતા દર્શાવે છે. અને તેને કેવળ ચંદ્રહાસ જ વિશ્વાસપાત્ર જણાય છે અને ઉમેરે છે કે મદન પણ ચદ્રહાસને મેળવવાની ઉત્કંઠા સેવે છે. આવી મીઠી વાતોથી કુલિંદ ભોળવાઈ જાય છે અને પુત્રને પત્ર લઈ મોકલવા તૈયાર થાય છે

પાઠાન્તર : કડી ૯ : પહેલી પંક્તિ
ગાજતે વાજતે આવ્યા ગામમાહ, આપ્યા ઉત્તમ ઉતારા
કડી ૧૦ પહેલી પંક્તિ : ૧. શાક પાક સ્વાદ કીધુ, અન્ન રસોઈ નિપાઈ;
પછે સર્વ મળીને ભોજન કીધુ, તેના મનમા આવી અદેખાઈ
૨ બીજી પંક્તિ સર્વે મળીને ભોજન કીધુ, નવ જાણે કો ભાવી.
કડી ૧૧ : બીજી પંક્તિ : આજ જાવૂ પડયુ ઉતાવળુ મુહને પાછા ફરી ભવન્ય
કડી ૧૨ : પહેલી પંક્તિ તમે પિતા પુત્ર અર્થે આવ્યા.. . . .
બીજી પંક્તિ : ભેટયા મળ્યા ને ભોજન કીધુ, હવે સુપ્નામે તે સાભરિયુ
કડી ૧૩ : તલણુ મુહને ગોષ્ઠય કરયાની ઘણી હતી ઈછાય,
પણ્ય આજ ઉતાવળું જાવુ પડયૂ મુહને કૌં તવકા દેશને માહ્ય.
કડી ૧૪ : એક ગુપ્ત વાર્તા માગ મન તણી, મદન પુત્રથી થાય.

**કડી ૧૭ : વણવિચારે :** ઊંડો વિચાર કર્યા વિના દેશ વિદેશમાં વિજય કરનારા ચદ્રહાસ 'વણવિચારે' શા માટે કહે છે? તે જતા-ગભરાય છે? તેના જેવા રાજપુત્રને આવુ પત્ર પહોચાડવાનું કાસદનું કામ સોંપ્યુ

તેથી નાનમ લાગી હશે? ગમે તેમ પણ આવું નાનું કામ તેના જેવાને સોંપવાનો આગ્રહ ધૃષ્ટબુદ્ધિ રાખે તેમાં તેને ખેદ લાગે છે એ તો ચોક્કસ

**જો નાખો અંધારે કૂપ :** ચંદ્રહાસ અજ્ઞાત પુત્ર છે ધૃષ્ટબુદ્ધિના હેતુ વિશે તેને શંકા ગઈ છે છતાં પિતાની આજ્ઞા શિરોધાર્ય ગણી કહે છે, તમે જો અંધારા કુવામાં નાખશો તો યે આનંદપૂર્વક તે સ્થિતિ સ્વીકારી લઈશ

आज्ञा गुरुणाम् हि अविचारणीया ।

**કડી ૧૮, ૧૯, ૨૦ :** કિંકર ગવર કાલા વહાલા

ધૃષ્ટબુદ્ધિએ પુત્ર મદનને પત્ર લખી જણાવ્યું કે ચંદ્રહાસને ઘણું માન આપજો, એના સેવક છો એવું કહેજો, એના રૂપરંગ તરફ ન જોતાં, એના કુટુંબ વિશે પૃચ્છા ન કરતાં, વિના વિલંબે વિષ આપજો

**કડી ૨૧ કુડું :** કપટભરેલું સં કૂટ

**કડી ૨૨ રખે માર્ગમાં પત્ર વાંચતો ..**ધૃષ્ટબુદ્ધિ ચંદ્રહાસને તાકીદ કરે છે કે માર્ગમાં પત્ર તું વાંચતો નહીં, મેં એના ઉપર નિશાની–સીલ કર્યું છે

**રખે .** સં રક્ષ્ રક્ષે ઉપરથી ગુજરાતીમાં પ્રતિષેધ અર્થમાં 'જો જો આમ કરશો નહિ, આમ થાય નહિ' એ અર્થમાં વપરાય છે.

### કડવું ૧૯

**વસ્તુ :** ચંદ્રહાસ માતાની અનુજ્ઞા લઈ પ્રયાણ કરે છે માર્ગમાં અનેક શુભ શકુનો થાય છે કૌંતલપુરની બહાર એ સરોવરને કાંઠે ઉપવનમાં મુકામ કરે છે

**કડી ૧ : અતલીબલ .** અતુલિતબલ જેના બળની સાથે કોઈ તુલના કરી શકે એમ નથી એવો અર્જુન

**કડી ૨ : કાંઇ નથી જણાતી વાત જી :** ચંદ્રહાસના મનમાં ધૃષ્ટબુદ્ધિના હેતુ માટે શંકા હતી તે સ્પષ્ટ થાય છે

કડી ૪ : ફૂટડો રૂપાળો સં સ્ફુટ—ફુટ્ટ

વર થઈ ચાલજે તું વહેલો . . પુત્રવધૂ ઘરમા આવે એવી હોશ કોડભરી માતાને હોય એ સ્વાભાવિક છે પરંતુ અહી ચદ્રહાસ કાઈ યુદ્ધમા કે સ્વયવરમા જતો નથી કે હારેલા રાજાની કન્યા અથવા કોઈક સ્વયવરાને પરણી લાવે¹ મેધાવિનીની આ અભિલાષા કઈક અપ્રસ્તુત લાગવાનો સંભવ છે પરતુ પ્રેમાનંદે બે હેતુઓ માટે આ અભિલાષા મૂકી છે

આ આખ્યાનમા અદષ્ટના પરિબળની પ્રબળતા તેણે નિરૂપી છે ધૃષ્ટબુદ્ધિના પ્રયત્નો છતા ચદ્રહાસ જીવતો રહે છે, એટલુ જ નહિ પણ તેની કન્યાને ય પરણે છે, અને રાજપાટ મેળવે છે આમા પ્રભુ જેને બચાવવા માગે એનો વાળ કોઈ વાકો કરી શકતું નથી એવુ અદષ્ટનુ પ્રબળ તત્ત્વ નિરૂપાયુ છે તેમ અહી પણ છે મનુષ્ય ઇચ્છે ત્યારે નહિ, પણ પ્રભુ ઇચ્છે ત્યારે તેની અભિલાષા પાર પડે છે મેધાવિની તો અનેક કોડ ધરાવતી હતી પણ તેને અને કુલિંદને ધૃષ્ટબુદ્ધિ કેદ કરે છે પુત્રના જ સમાચાર નથી તો પુત્રવધૂની તો વાત જ કયાથી ? અને જ્યારે અદષ્ટે માથે લીધુ ત્યારે એક નહીં પણ બે કન્યા સાથે ચદ્રહાસને પરણાવે છે

બીજુ, કડી ૧૯મા કવિએ મેધાવિનીનો વિલાપ મૂકયો છે આ પ્રકારની અભિલાષા વિના પણ ત્યા પુત્રવિયોગના કરુણનું નિરૂપણ શકય બનત. પરંતુ પુત્રવધૂ મેળવવાની ગુજરાતી માતાની સ્વાભાવિક ઉત્કટ વણતોષાયલી રહી એનું રુદન અહી કરુણને ઉત્કટ બનાવે છે જુઓ કડવું ૧૯ : કડી ૧૨ થી ૧૫

ઉપરાત ચદ્રહાસ કન્યા–એક નહી પણ બે–પરણી લાવે છે તેનું યે આ પૂર્વસૂચન છે

પાઠાન્તર જાણે વીવા અર્થ રાજગાર સજ્યો, પુન પરણવા જાયછ.

કડી ૫ **પાય લાગી :** પગે લાગી, પ્રણામ કરી. **પલાણ્યો :** ઘોડા ઉપર સવારી કરી ઘોડાની પીઠ પરના સાજને પલાણ કહેવામા આવે છે તેના ઉપરથી નામધાતુ સ પર્યાણ—પલાણ—પલણ

**કડી ૭ : કોટિ કોટિ બ્રહ્માંડનો સ્વામી.........** કરોડો બ્રહ્માંડના સ્વામી વિષ્ણુના પ્રતીક રૂપ શાલિગ્રામને ચંદ્રહાસે કોટે-ગળામાં ધારણ કર્યા.

**વાટમાંહા વૈષ્ણવ જનને:** માર્ગમાં ચંદ્રહાસને અનેક શુભ શુકનો થયા. શુકન અપશુકનો વિશેની તત્કાલીન માન્યતાઓ અહીં અને કડવું ૨૫, કડી ૨૯ થી ૩૧ મા આલેખાયેલી જોઈ શકાય છે.

**કડી ૮ : કાળી કપીલા ધેનુ :** તદ્દન કાળા રંગની અથવા તદ્દન બદામી વર્ણની ગાય શુકનવંતી ગણાય છે. **વચ્છ :** વાછરડું. સં. वत्स. **દક્ષિણ ભાગે :** જમણી બાજુએ **કૃષ્ણ કુરંગ :** કાળું હરણ.

**કડી ૧૦ :** પછીના વસ્તુનું પૂર્વસૂચન

**કડી ૧૧ : વંદી : વંદન કરી જાતે થકે : રસ્તે જતા–માર્ગમાં.**

પાઠાન્તર : જાતાં આગળ આવ્યુ મધ્યાને કૌંતલપુર ગામજી.

**કડી ૧૩ : કલ્પવૃક્ષ :** જેની નીચે રહી જે વસ્તુની અભિલાષા કરવામાં આવે તે વસ્તુ આપનારું સ્વર્ગનું કાલ્પનિક વૃક્ષ. આ વૃક્ષ નીચે વિષયા ચંદ્રહાસને જૂએ છે, મુગ્ધ બને છે અને તેને વરવાને સંકલ્પ કરી વિષનું વિષયા કરી નાખે છે તેથી ચંદ્રહાસને માટે તો આ વૃક્ષ કલ્પવૃક્ષ કરતા યે વિશેષ છે. વિના સંકલ્પે–અભિલાષાએ તેને બધુ આવી મળે છે.

**કડી ૧૪ : દંડિકા :** ઘડી. ૨૪ મિનિટનો સમય. અહીં 'થોડો સમય'

**કડી ૧૫ : નવપલ્લવ થઈ તે વાડી :** અત્યાર સુધી જે વાડી સૂકી હતી તે ચંદ્રહાસના આવતા જ નવપલ્લવિત થઈ અદ્ભુત રસનું નિરૂપણ.

**કડી ૧૬ : વિસ્મે .** વિસ્મય, આશ્ચર્ય.

**કડી ૧૭ : પરિસ્તરણ :** પાથરણું સં. परिस्तरण.

પાઠાન્તર : પડે રાજપુત્ર પોઢયો પરિસ્તરણ પથરાવીજી

કડી ૧૩ :

**વસ્તુ :** ચંદ્રહાસ નિદ્રિત થયો, પછી સેવકો નવપલ્લવિત થયેલા ઉપવનને જોવા જાય છે, એ નિમિત્ત ઝડપી લઈ, પ્રેમાનંદ ઉપવનનું વર્ણન

કરે છે. ચંદ્રહાસ આવતાં જ અત્યાર સુધી શુષ્ક ઉપવન નવપલ્લવિત કેમ થયું એવી શ્રોતા વર્ગની શંકાને અર્જુનની શંકા બનાવી પ્રેમાનંદ દુર્વાસાના શાપ અને તેના પરિહારનો અદ્ભુત રસપોષક પ્રસંગ નિરૂપે છે.

કડી ૧ : પાઠાન્તર : પહેલી પંક્તિ : સૂકાં વન થયાં અતિ લીલા...

**કડી ૨ : નારદ કહે: સાંભળ રે......વિસ્તાર :** પ્રેમાનંદ કથાપ્રવાહને સ્થગિત કરીને વાડીની વનસ્પતિસમૃદ્ધિ વર્ણવવા માંડે છે. આ જંગલ નથી પણ માળીની માવજત પામતું, કુવા, વાવ, તળાવવાળું વિશાળ ઉપવન છે, અને તેનું વર્ણન કરતાં પ્રેમાનંદ યાદ આવી તે બધી જ વનસ્પતિઓ ગણાવી દે છે. નળાખ્યાનમાં પણ તેણે એમ જ કર્યું છે ને! આખ્યાનકારોનું આ એક સર્વસામાન્ય વલણ જણાયું છે. 'કાદંબરી'માં ભાલણ વિંધ્યવનનું વર્ણન કરતાં ચાલીશેક વૃક્ષો અને પુષ્પો ગણાવે છે. 'શુકદેવાખ્યાન'માં વસ્તો પણ વનવર્ણન કરતાં ચાલીશેક વૃક્ષોની યાદી આપે છે. રાજધરદાસ પણ 'ચંદ્રહાસ આખ્યાન'માં ૪૩ વૃક્ષો અને પુષ્પો ગણાવે છે. કેવળ વનવર્ણનના વિષયમાં નહીં પણ જ્યાં વર્ણનની તક મળે છે ત્યાં સર્જન–સભા, જમણ, અલંકારો વર્ણવતા પણ યાદ આવતી બધી વસ્તુઓ કોઈ પ્રકારના વિવેક વિના આખ્યાનકારો ગણાવી જતાં હોય છે.

'નળાખ્યાન'ના વર્ણન વિશે શ્રી મુનશી વગેરેની ચર્ચા આ ઉપવનવર્ણન વિશે પણ પ્રસ્તુત છે.

શ્રી કનૈયાલાલ મુનશીએ નોંધ્યુ છે. 'આ પ્રલય પ્રવાહના જોશમાં એ સમયના સાહિત્યનુ એક મોટામા મોટું દૂષણ ઢંકાઈ જાય છે. એ સમયમા વર્ણન એટલે લક્ષણોની સવિસ્તર યાદી–નહીં તો ઉપમાવલિની પરંપરા. ચોક્કસ ને વિગતવાર યાદીઓ વાચનારની કલ્પનાને ગુંગળાવે છે; અને ચિત્ર ઊભું થતું જોવાની ઇચ્છાને કચરી નાખે છે. નળાખ્યાનમા વનનું વર્ણન લગભગ જંગલખાતાની ટીપ છે!

('આદિવચનો': પૃ ૨૬૩.)

સ્વ ડાહ્યાભાઈ દેરાસરીએ પણ આવો જ અભિપ્રાય આપ્યો હતો

'–એમ દેશ અને કાળથી અબાધિત નામાવલી જ માત્ર જોવામા આવે છે. વનસ્પતિશાસ્ત્રના ગ્રથમા આપવામા આવે એમ વનસ્પતિના નામ ગણાવવાં એ જ વનવર્ણન!

'પણ આમાં કવિનો દોષ નથી. તે કાળે પ્રથા જ એવી હતી કે વન, સભા, દરબાર, જમણ વગેરે બાબતોમા એક જ તરેહના પ્રથમથી નિર્મિત વર્ણનો જ્યા જ્યા જરૂર હોય ત્યા મૂકી દેવા. જમણની વાત આવી કે મોટા શહેરના બધા કદોઈઓની દુકાનો ખોળતા પણ ન જડે એવા બધા પકવાનોનો હુડો જ ગણાવી જવાનો છે. અન્નકૂટ સિવાય કોઈએ જગાએ આમ જમણ થતા નથી સ્વામીનારાયણ સપ્રદાયના પ્રેમાનદ કવિની 'થાળ' જોશો તો મારા કહેવાની યથાર્થતા સમજાશે'

(પ્રેમાનંદ અક ૫ ૧૦૫)

શ્રી મુનશીના મતવ્ય સાથે અસમત થતા આચાર્ય શ્રી આનદશંકર ધ્રુવે કહ્યુ હતુ: '...સળગ કાવ્યોમા એવી પ્રથા સર્વ દેશમા જોવામાં આવશે ચોસર, સ્પેન્સર વગેરેની કવિતામા આવુ વર્ણન ઠેરઠેર જણાશે વનનું વર્ણન કરવાનો અહી ઉદ્દેશ એ હતો કે જગલ બીહામણુ છે તે દર્શાવવુ, એટલે સઘળે અવ્યવસ્થા અને અનિયમિતપણું ચીતરવુ પડે ત્યા આગળ વર્ડ્ઝવર્થની પેઠે પદ્ધતિસર અને સૂત્રાનુસાર કે આત્મલક્ષી વર્ણન કરવામા આવે, તો તે નકામુ, નિરર્થક અને નીરસ થઈ પડે, અને ધારેલી અસર બીહામણાપણાની ઉપજાવી ન શકાય' (પ્રેમાનંદ અંક ૫ ૬૯)

અહી કથાપ્રવાહને સ્થગિત કરી દઈ ઉપવન વર્ણન કરવાની જરૂર શી? અશ્વમેધપર્વની આખ્યાયિકામા કે નાકરના આખ્યાનમા આ વસ્તુ નથી. પ્રેમાનદે આ આખો પ્રસગ પોતાની મૌલિક પ્રતિભાના બળે ઉપજાવી કાઢ્યો અને તે સપ્રયોજન પણ છે રસનિરૂપણના આ કસબીને અદ્ભુત રસનુ નિરૂપણ કરવુ હતું ચદ્રહાસ આવતા જ સૂકું ઉપવન નવપલ્લવિત થયુ, તેની પાછળનુ રહસ્ય શુ હતુ તે બતાવી તેને અદ્ભુતમાંથી શૃગારમા

સંક્રમણ કરવું હતું. મૂળ અશ્વમેધ પર્વની અથવા નાકરના આખ્યાનની વિષયા નગરની વાટિકામાં ચંદ્રહાસ જેવા અજાણ્યા પુરુષને જોતાં વહેંત તેના ઉપર મોહી પડે, તેના અંગરખામાંથી ડોકિયાં કરતો પત્ર ચપ દઈને લઈ તેમાં છેકછાક કરવા જેવી પ્રગલ્ભતા દાખવે એ અપ્રતીતિકર અને અસ્વાભાવિક નથી લાગતું? હજુ વયમાં પ્રવેશતી મુગ્ધા આટલી હિંમત કેમ દાખવી શકે? શામળની નાયિકા આ પ્રકારની હોય છે ખરી. પ્રેમાનંદે ઉમેરેલો પ્રસંગ યુક્તિપૂર્વકનો અને ચમત્કૃતિભર્યો, તેની પ્રતિભાને યશ અપાવે તેવો છે.

વિષયાને દુર્વાસાના શાપ અને તેના પરિહારની પૂર્વમાહિતી હોય, તો શુષ્ક ઉપવનને નવપલ્લવિત જોતાં જ તે પામી જાય કે તેનો ભાવિ સ્વામી આવ્યો હશે. અને મુગ્ધાભાવે તેની તે શોધ કરે, ચંદ્રહાસને જોતાં તે કોઈ અજાણ્યો નહિ પણ ભવિષ્યનો સ્વામી જ છે એ નિશ્ચિતતાથી તેના પ્રત્યે આકર્ષાય, નજીક જાય, કુતૂહલવશ થઈ પેલો પત્ર લે, 'વિષ' જોઈ આંચકો અનુભવે, વિષનું વિષયા કરે, એ બધું આ પ્રસંગની ભૂમિકામાં જ વધુ સ્વાભાવિક અને પ્રતીતિકર લાગે છે. જો સૂકું ઉપવન લીલું થયું એ પ્રસંગ ઉપજાવ્યો તો તેની અપાર સમૃદ્ધિ પણ વર્ણવી જોઈએ ને!

વૃક્ષો અને વનસ્પતિઓનો ક્રમ વર્ણસગાઈ સધાય એ રીતે ગોઠવ્યો છે.

**કડી ૨: ગુલ્મ:** નહિ વેલ, નહિ વૃક્ષ એવી વનસ્પતિ.

**કડી ૩: પારસ પીપળાઃ** પલાશ પીપળો. પીપળાની એક જાત. હિન્દુઓ આ વૃક્ષને પવિત્ર માને છે અને દક્ષિણ ભારતના મંદિરોના ચોગાનમાં ખાસ ઉગાડવામાં આવે છે.

**વનસ્પતિ ભાર અઢારઃ** અઢાર પ્રકારની વનસ્પતિ. વનસ્પતિને ૭ વર્ગોમાં વહેંચવામાં આવી છે: ૧: તૃણ જાતિ (ઘાસના પ્રકારની). ૨: ક્ષુપ જાતિ (જમીન પર ફેલાતી). ૩: છોડ જાતિ (નાના છોડવાઓ). ૪: વેલ જાતિ (વેલાઓ). ૫: ગુલ્મ જાતિ (નહિ વૃક્ષ, નહિ વેલ એવી). ૬: વૃક્ષ જાતિ. આ દરેક વર્ગની વનસ્પતિ ત્રણ ત્રણ પ્રકારોમાં વહેંચવામાં

આવી છે. કેટલીક વનસ્પતિને એકલા ફૂલ આવે છે. કેટલીકને એકલાં ફળ આવે છે જ્યારે કેટલીકને ફૂલ અને ફળ બંને આવે છે આમ કુલ અઢાર પ્રકારની વનસ્પતિ છે. જુઓ પ્રેમાનંદનો 'દશમસ્કંધ'.

> પર્વત તુંબરુ નારદ ઋષિ રે, નદી નવસેં નવાણું;
> વનસ્પતિ ભાર અષ્ટાદશ મુખમા લીલા શી શી વખાણું.
>
> વિશ્વરૂપદર્શન.

પાઠાન્તર : ૧. ભાતભાતના વડ ને પીપળા........

૨. ભાતભાતના પાડલ પીપળા..... ...

**કડી ૪ : વાલો :** વાળો સુગંધીવાળું એક જાતનુ ઘાસ. **વલસરો :** વરસડી, બોરસની સ. बकुलश्री – बउलसिरी – બોરસલી **વારૂ :** સુન્દર. સ. वरम् ઉપરથી **સુગન્ધિક :** સુગંધીવાળું. **સાગ :** એક વૃક્ષ, જેનું લાકડું ઈમારતી કામમા વપરાય છે. **શિસમ :** સીસમ. એનું કાળા રંગનુ લાકડું ઘણુ મજબૂત હોય છે **સમડો** શમીનુ વૃક્ષ **સાદડિયા** સાદડ અથવા સાજડ વૃક્ષ. સ शारद આ વૃક્ષ શરદ ઋતુમા વધારે ફાલે છે એનું લાકડુ મજબૂત હોઈ ઈમારતી કામમા, પુલ વગેરે કામમા વપરાય છે. એના રેષામાથી દોરડા પણ બનાવાય છે. **સરગવા :** સરગવો.

**કડી ૫ : શ્રીફળ :** નાળિયેર, અહીં નાળિયેરી **ફોફળ** સોપારી સ पूगफल, અહીં સોપારીનુ વૃક્ષ **કોરંગિ** એલચી **બીલી :** બીલીવૃક્ષ. **બદરી :** બોરડી **મલિયાગર :** રકતચંદનનું વૃક્ષ મલયાગરુ. મલય પર્વત અને મલયાગરમા થતુ એક જાતનુ ચંદન વૃક્ષ

> પાઠાન્તર : શ્રીફળ ફોફળ કેવડી રે, કેળ ને કોરંગ,
> બીલી બદરી મલિયાગર મરચી લીંબણુ ને લવીંગ.

(લીંબણુ, લીંબુનું ઝાડ )

**કડી ૭ : વાપી :** વાવ **કૂપ :** કુવો

**પાવટ કુંડ :** પાવઠ કુંડ. પાદ + સ્થ ઉપરથી પ્રા. પાવઠ. ઢોર પાણી પીવા જઈ શકે એવો ઢાળ પડતા આગવાળો કુંડ–હવાડો. અથવા પ્રાવૃટ્ (પ્રાવૃટ્) કુંડ : વરસાદનું પાણી સંઘરી રાખવા માટેનો કુંડ.

**તોય :** પાણી. **સોહાય :** શોભે.

**પાઠાન્તર :** વાપીક ચેહેરટ ને પાટ તાહાં, તળાવ ભરિયાં તોયે;
ચાતક હંસ ને કીર કોકિલા, શબ્દ મોરના હોયે.

**કડવું ૮ : થંભ : ચિત્ત :** વનની શોભા નિહાળી ચંદ્રહાસના મેરકોનું ચિત્ત ત્યાં સ્થિર થયું હતું–મુગ્ધ બન્યું હતું.

**રત :** ઋતુ.

**કડવું ૯ : સંઘે :** સહિત. **દેવરૂપિ :** દેવર્ષિ નારદ.

**કડી ૧૦ : થયો પૂર્વ સમાચાર :** પહેલાં જે ઘટના બની હતી તે.

**કડી ૧૨ : ધાયો :** દોડ્યો.

**કડી ૧૩ : ત્યારે ક્રોધ કરીને દુર્વાસાયે.........માળીની** આવી વર્તણૂંક સુલભકોપી દુર્વાસા વાડીને બાળી ભસ્મ કરી નાખે એમાં શું આશ્ચર્ય ?

પાઠાન્તર : દુર્વાસાયે જોયું વસ્ત્ર ઊઘાડી.

**કડી ૧૫ : કરૂણા કીજે :** દયા કરો. **શાપ–અનુગ્રહ :** ઉપવન બાળી નાખ્યું એ શાપનો પરિહાર. **અનુગ્રહ :** કૃપા.

**કડી ૧૬ :** માળીની આજીજીથી પ્રસન્ન થઈ દુર્વાસા કહે છે કે વિષયાનો સ્વામી આવશે ત્યારે આ ઉપવન ફરી નવપલ્લવિત થશે.

**કડી ૧૮ : અશરણશરણ :** જેને શરણુ નથી તેના શરણ. નિરાધારના આધાર. વહાલા પ્રભુ નિરાધારના આધાર છે તેથી તો ચંદ્રહાસ જેવા સજ્જનો ભોળે ભાવે વિચરી શકે છે. પ્રભુ જો આવા નિર્દોષની સંભાળ ન રાખતો હોય તો તેવા ભોળા જનોનું જીવન અશક્ય થઈ જાય ! અહીં તો આ ભક્તે પ્રભુને હૃદય

સાથે રાખ્યા હતા (જ્યાં શાલિગ્રામ કંઠ સાથે.). તેથી પ્રભુએ અવળી વાતની સવળી વાત કરી. ચંદ્રહાસને માટે ધૃષ્ટબુદ્ધિએ મૃત્યુ નિરધાર્યું હતું તે ય પ્રભુએ ફેરવી નાખ્યું. કઈ રીતે તે પછીનાં કડવાંઓમાં નિરૂપ્યું છે.

## કડવું : ૧૪

**વસ્તુ :** ધૃષ્ટબુદ્ધિની પુત્રી વિષયા રાજકન્યા ચંપકમાલિની અને અન્ય સખીઓ સાથે ઉપવનમા આવે છે અને સૌ જલક્રીડા કરે છે. ત્યાર પછી વનને નવપલ્લવિત થયેલું જોઈ આશ્ચર્યમાં પડેલી સખીઓ તે જોવા માટે જતી રહે છે અને એકલી પડેલી વિષયા વિચારે છે કે ઉપવન હરિયાળું થયું તો દુર્વાસાના શાપ–અનુગ્રહની વાત પ્રમાણે તેનો સ્વામી આવ્યો જ હશે. તે કોણ હશે તે જોવા તે મુગ્ધા અધીરી થાય છે.

**રાગ :** એક પ્રતમાં રાગ 'વસંત' છે.

**કડી ૨ : દૈવ :** પ્રારબ્ધ. **ગત :** ગતિ. **ભાવી :** ભાવિ. ભવિષ્ય.

**દૈવતણી ગત કોઈ ન જાણે :**.........પ્રારબ્ધની ગતિ, ભાવિમાં શું થવાનું છે તે કોઈ જાણતું નથી. ચંદ્રહાસ નિદ્રાધીન થયો ત્યારે તેને ખબર હતી કે વિષયા ત્યાં આવશે અને એનું ભાગ્ય ફરશે?

**કડી ૩, ૪, ૫ : યૌવન માતી :** યૌવનના મદવાળી. **રંગે રાતી :** તંદુરસ્ત.

**બાળકુમારી :** બાળપણથી હજુ સુધી કુંવારી. **અનંગ :** પ્રણયનો દેવ–કામદેવ. શંકર ઉપર પોતાનો પ્રભાવ પાડવા જતા તેમણે ત્રીજા લોચનથી તેને બાળી નાખ્યો હતો પરંતુ રતિની પ્રાર્થનાથી શંકરે તેને સજીવન તો ન કર્યો પણ તેનું વર્ચસ્વ આખા વિશ્વમાં ફેલાશે એવું વરદાન આપ્યું. એનાં અંગો બળી ગયાં એથી તે અંગ વગરનો–અનંગ કહેવાયો.

**ખમાય :** સહેવાય. સં. ક્ષમ્ ઉપરથી.

**તેને પીડે કામજી—તેને અનંગ અંતર અતિ પીડે :** અહીં

છે. તે બન્નેને બાળકુમારી કહી છે તો તેમનું વય કેટલું હશે ? ચંપકમાલિનીની વય દશ વર્ષની જણાવી છે (કડી ૨૫. કડી ૧૨) વિષયા તેના કરતાં મોટી હોવાનો સંભવ નથી. ચંપકમાલિનીને પરણાવી દેવા કુંતલ ચિંતિત થાય તે સમજી શકાય. કારણ તે પ્રેમાનંદના સમયનું પ્રતિબિંબ પાડે છે. પણ તેથી દશ વર્ષની વયની બાળા કામવિહ્વલ થાય ! એમ તો આમજની વાર્તાઓમાં પણ સ્ત્રીઓ નવથી અગિયાર વર્ષની વયે કામવૃત્તિની ઉત્કટતા ક્યાં નથી અનુભવતી !

પાઠાન્તર : કડી ૩ : બીજી પંક્તિ :

યૌવન માતી રગે રાતી પીડે પાપી કામજી.

કડી ૫ : પહેલી પંક્તિ :

૧. તેને અનંગ અંતર વિષે તાપ તે નવ સહેવાય જી.

૨. બેને અનંગ અંતર પીડે ... ... ... ... ...

બીજી પંક્તિ :

બેહુ સખી સંગાથે સરોવર ઝીલવાને જાય જી.

કડી ૭ : ત્રટ : કિનારો, નિત્ય કરો : રોજ જે કરીએ છીએ તે કરો. હ્રી આવી જલક્રીડા કરવી તે વિષયા અને સખીઓની નિત્યચર્યા હતી.

પાઠાન્તર : પહેલી પંક્તિ : સાસુ ત્રટ સરોવરનું ત્યાં દાસી આવી ઉભીજી.

બીજી પંક્તિ :

કડી ૯ : ત્રડ : તટ. કિનારો.

કડી ૧૦ : પાઠાન્તર : ૧ કોહો કેશ ઝાલે તાણી કાઢે.........
૨ કો કેશ ઝાલે તાણી કાડે કો કર ઝાલે તરવાજી.

કડી ૮, ૯, ૧૦ માં **સ્વભાવોક્તિ** અલંકાર છે. જલક્રીડાનું આખું દૃશ્ય તાદૃશ બની જાય એવી જીવંત નિરૂપણ કલા અહીં વરતાય છે. એમાં દૃશ્યનું કેવળ વર્ણન નથી, ઋજુ રેખાઓના સ્પષ્ટ ઉઠાવ સાથે ગતિ પણ આવી છે. શ્રી ક. મા. મુનશીને તો આ રમણીય ચિત્ર 'લીડો' અને 'ડુબીલ'ની યાદ આપે છે. તેઓ નોંધે છે : 'આ ચિત્ર પરંપરાની સુઘડ વિગતો–રેખાની સ્પષ્ટતા–રંગની સમૃદ્ધિ વાતાવરણની અનુરૂપતા–સર્જનની વાસ્તવિકતા–છેલ્લા સાતસો વર્ષના સાહિત્યમાં બીજે જડતી નથી. અને કલાકારની સર્જકતાને તે સર્વોપરિ બતાવે છે.' નદીકાંઠાના ગામોમાં હજુ યે આવા જલવિહારનું દૃશ્ય સુલભ છે.

સરખાવો :

> પાણી માંહે પરવર્યાં, ધાં હાથ ઉપર હાથ.
> મહાજળમાં પરવર્યાં, વાત્ર ને ઝોલણાં થાયે;
> તરતાં તરતાં તારૂણી, અનેક ડુબકી ખાએ.
> એક એકનું પગ તાણે અને બે સાહે પાણ;
> એક એકની ગ્રીવા પંજે અને બોલે નવલી વાણ.
> એક એકના કેસ સાહે, ચાપે પાણી માહે;
> વિષયા થઈ છે આકુલી, વાણી ત્યાં ન બોલાએ.
> —નાકર (ચંદ્રહાસ આખ્યાન)

કડી : ૮, ૯માં નેણે, ઝાણે; સમારે, ઓવારે; બેસે, પેસે; કાય ખાય–એમાં યમક અલંકાર.

કડી ૧૧, ૧૨ : જલક્રીડા કરતાં સખીઓ ઉજ્જડ વાડીને નવપલ્લવિત જૂએ છે અને તે જોવા દોડી જાય છે. વિષયાને ઉપવન સાથે સંકળાયેલી દુર્વાસાના શાપ–અનુગ્રહની વાત સાંભરે છે.

**કડી ૧૩, ૧૪ :** પહેલાં વિષયાએ પિતા અને મુનિ પાસેથી શાપ-અનુગ્રહની વાત સાંભળી હતી અને રાત્રિએ તે ચંદ્રહાસને પરણી એવું સ્વપ્ન પણ આવ્યું હતું. વાડી લીલી થઈ અને સ્વપ્નું આવ્યું એ બન્ને વાત બંધબેસતી આવી, એથી વિષયાને આશા બંધાય છે. ઉપવન નવપલ્લવિત થયું એ અદ્દભુત રસના નિરૂપણમાંથી કેટલી સહજતાથી પ્રેમાનંદે શૃંગારમાં સંક્રમણ કર્યું !

પાઠાન્તર : કડી ૧૪ : પહેલી પંક્તિ :

સૂકું વન થાશે અતિ લીલું, જ્યારે આવશે મારો નાથજી.

**કડી ૧૬ : તુરી :** ઘોડો. સં. તુરગ—ત્વરાથી જે જાય છે તે.

**ખૂત્યો :** ખૂંપ્યો. મગ્ન થયો. સં. ગુપ્ત. ઘોડો આટલો તેજસ્વી છે તો તેનો અસ્વાર કેવોક તેજસ્વી હશે એ વિચારે વિષયાનું મન વધુ આનંદ પામે છે.

પાઠાન્તર : તુરીનું તેજ દેખી તારૂણીનો જોવા જીવ ત્યાં ત્રુતોજી.

**કડી ૧૭ : હય :** ઘોડો. **પેખી :** જોઈ. **હરિવદની :** ચંદ્ર જેવા વદનવાળી. હરિ શબ્દના અનેક અર્થ છે :—ચંદ્ર, સિંહ, ઘોડો, વાંદરો, વિષ્ણુ. અહીં ચંદ્ર અભિપ્રેત છે. **શકે :** શક્ય છે. સંભવિત છે.

પહેલી પંક્તિમાં 'હ' અને બીજી પંક્તિમાં 'સ'ની વર્ણસગાઈ. કડી ૧૫ થી ૧૮માં વિચારી, નારી; દેખી, હરખી; દેખી, પેખી; જવાય, રહેવાય એ પ્રકારે યમક અલંકાર.

પાઠાન્તર : ૧: શું સ્વપ્ન નિશાનું થાશે સાચું, શકે સુતા છે મુજ સ્વામીજી.
૨: ........શકે સૂતો મુજનો સ્વામીજી.

**કડી ૧૯ સાલે :** દુઃખ થાય. શલ્ય-શલ્લ-સાલ. ઉપરથી નામધાતુ સાલવું.

**પાખે :** વિના પક્ષે—પક્ખઇ—પખે, પાખિ, પાખે, પાખી. સૂરતી

આરંભ તો પ્રેમાનંદે સૂરતમાં કર્યો હતો. તેથી સૂરત સાથેનો તેને સંપર્ક તો હતો જ. એ સંપર્ક આ સમય દરમ્યાન (સં. ૧૭૨૭) પણ હશે. નિર્મે : નિર્ણય.

## કડવું ૧૫:

**વસ્તુ:** સ્વામીને જોવા અધીરી બનેલી વિષયા પોતાના સંચારથી તે જાગી ન જાય માટે ચૂપકીદીથી–ચોરપગલે તેની સમીપ જાય છે. અશ્વ ચમકીને રખેને અવાજ કરે, તેથી તેને પણ સ્વામીને ન જગાડવા વિનંતી કરે છે. અને પોતાના શ્વાસનો ય સ્પર્શ થતાં કદાચ જાગી ઊઠે તેથી ઊંચે શ્વાસે ચંદ્રહાસ પાસે બેસી, તેણે ઓઢેલી પિછોડી આઘી કરી તેને નખશિખ નિરખે છે. સ્ત્રીસહજ કુતૂહલતાથી અંગરખાની કસે બાંધેલો કાગળ છોડી, પિતાએ વિષ આપવાનું લખેલું વાંચી ધ્રૂજી ઊઠે છે અને કદાચ પિતાની ભૂલ થઈ હશે ધારી, 'વિષ'નું 'વિષયા' કરી પત્ર યથાસ્થાને મૂકી, પાછી ફરે છે.

**કડી ૨: રખે ચતુર તુરી.........** વિષયા ચંદ્રહાસની સમીપ જાય છે પણ તેનો અશ્વ હણહણાટ કરીને તેને જગાડશે તો? ચંદ્રહાસ જાગી જશે તો પોતે તેની સામે કેમ ઊભી રહી શકશે? આમ તેને મધુર ક્ષોભ થાય છે. કદાચ તે જાગી ઊઠે તો લોકોમાં શું કહેવાશે એવી લોકાપવાદની ભીતિ પણ તેના મનમાં છે.

**કડી ૩:** એ પ્રકારની ભીતિને કારણે વિષયા સૌ પ્રથમ સ્તુતિવચનથી અશ્વને પ્રસન્ન કરવા પ્રયત્ન કરે છે.

**વાન:** શરીરનો રંગ. સં. વર્ણ. **માનિની:** અભિમાની સ્ત્રી. આ શબ્દ અહીં સપ્રયોજન છે. વિષયા કહે છે કે હું માનભરી છું છતાં માન મૂકી હું તારી પાસે યાચના કરું છું. કોઈની પાસે કંઈક કામ કઢાવી લેવું હોય તો અભિમાન મૂકી તેની પાસે જવું જોઈએ એ તો વ્યવહારુ વાત છે.

કડી ૪: રત્નજહિત : રત્નો વડે ખચિત. મુખમોરડો : અશ્વને મોં ઉપર બાંધવાનો સાજ. ઉદયાચળ : પૂર્વ દિશા. પૂર્વ દિશામાં ઉદયગિરિ પર્વત છે એવી કલ્પના છે. ભાણ : સૂર્ય. સં. માનુ. પેંગડાં : ઘોડેસ્વાર જેમાં પગ રાખે તે, રકાબ. પલાણ : ઘોડાની પીઠ પરનો સામાન. સં. पर्याण—पल्लाण—પલાણ. અહીં અશ્વના મુખને ઉદયાચળનું અને રત્નથી ઝળહળતા મોરડાને સૂર્યનું રૂપક આપ્યું છે.

સરખાવો : અશ્વને કરી વિનતી, તુરી તું અવિચાર;
દેઈ પ્રદક્ષિણા ચરણે લાગી, રખે કરે ફૂનકાર.
—નાકર.

કડી ૫: પાઠાન્તર : ૧. રખે સખી સહિયારી આપણી પિયારી ન દેખે કોય.
૨............પરાઈ ન દેખે કોઈ.

"ચન્દ્રહાસને વનમાં સૂતેલો જોઈ, સખીઓથી છૂટી પડીને વિષયા અતિશય સાવધાનીથી, છૂપી રીતે હેતુ મુખ જોવાને સંચલન કરે છે." તે પ્રસંગની ગુણદર્શી સમક્ષા કરતાં સ્વ. નરસિંહરાવે અવલોક્યું છે :

"અશ્વના મુખને ઉદયાચલનું રૂપક અને રત્નથી ઝગમગતો મ્હોરડો તે સૂર્ય એમ રૂપક અસાધારણ જણાય છે, તેટલું જ સૌન્દર્યના ચમત્કારવાળું છે. અશ્વ કને યાચકવચન ઉચ્ચારતાં પ્હેલાં તેને સ્તુતિવચનથી ખુશ કરવો, એ ગરજવાનની વૃત્તિ માનવ-સ્વભાવ સુલભ છે, તે કવિનો મનુષ્યહૃદયનો અભ્યાસ સૂચવે છે. સખીઓ રખે જોતી હોય, એમ વ્હેમ આવવાથી વિષયાની ગતિ પ્રવૃત્તિનું ચિત્ર નિસર્ગસિદ્ધ આપ્યું છે. "ચંચલ નયણે જોય." चलितविलोकितरुद्दिशा-એ ગદ્યની અન્ય રૂપના પ્રસંગની સ્થિતિનું, કુતૂહલ, ગુપ્ત પ્રવૃત્તિ, ઈત્યાદિ પ્રગટ કરતું ચિત્ર સ્મરણ કરાવે છે."

કડી ૬ : નેપૂર, ઝાંઝર, અણવટ, વીછિયા : પગનાં આભૂષણો. પ્રેમાનંદના જમાનાના ગુજરાતણોના આ લાક્ષણિક આભૂષણો જણાય છે. એનાં અન્ય આખ્યાનોમાં પણ આ બધાં આભૂષણોનો ખડકલો સ્ત્રીઓનાં અંગ ઉપર હોય છે.

નૂપુર અને ઝાંઝર બન્ને એક જ આભૂષણના પર્યાયો છે એ કેમ ભૂલાયું હશે? પરંતુ પ્રેમાનંદ જેવા આખ્યાનકારો જ્યારે વર્ણન કરે છે ત્યારે આભૂષણોના જેટલાં નામો યાદ આવે તેટલાં ગણાવી દેતા હોય છે. એમા ક્યારેક ઔચિત્ય રહેતું નથી. 'દાણલીલા'માં પ્રેમાનંદે રોજના દૈનિક ક્રમ માટે જતી ગોપીને એકે એક મૂલ્યવાન આભૂષણ પહેરાવ્યું છે. પુરુષોને પણ તે નૂપુર અણવટ વિછિયા વગેરે બધાં જ આભૂષણો પહેરાવતો હોય છે. એ બધું જોતા એક જ અલંકારને માટે બે પર્યાયો તે મૂકી દે એમાં આશ્ચર્ય લાગતું નથી.

**આભ્રણ** : આભરણ, અલંકાર. **નિર્વહિયાં** : નીવડયાં.

**પ્રથમ વાજતાં રૂડાં લાગતાં... ... ...** અભિસારિકાનો—નવવધૂનો પણ—મનોભાવ માનવમનના અભ્યાસી કવિએ કેવી સચોટતાથી વ્યકત કર્યો છે! વિષયા જેવી પ્રત્યેક યૌવનાને પોતાના યૌવન સાથે તાલ દેતાં ઝાંઝર જેવા અલંકારો અતિ પ્રિય હોય જ. પરંતુ પ્રિય સાથેના મધુર અને સંભ્રમભર્યા મિલનમાં, પ્રિયરમણ સમયે આ અલંકારો દુશ્મનની જેમ ચાડી કરતાં લાગે અને અપ્રિય થઈ પડે. અહીં વિષયા અભિસારે નીકળી છે, પ્રિયનું મુખ છૂપી રીતે જોઈ લેવું છે પણ ઝાંઝર એની પ્રવૃત્તિ જાહેર કરી દે છે. એથી અકારાં લાગે છે.

(આ જ અર્થમાં વર્તમાન કવિની ગીત પંકિત:

નેપુર ને નણદી બે એવાં અનાડી

વહાલા પણ વેરી થઈ ખાય મારી ચાડી.

અવિનાશ વ્યાસ)

કડી ૭ : પ્રિયના પ્રથમ દર્શને મન રખેને ક્ષોભ પામે અને કંઈક ભૂલ થઈ જાય એથી પહેલાં તો તેણે મન દઢ કર્યું ઝાંઝર અવાજ ન કરે માટે ઊંચાં ચઢાવ્યાં અને જેમ બગલો જલમાં માછલું પકડવા ચૂપકીદીથી ડગ માંડે તેમ તે પ્રિયનું દર્શન ઝડપી લેવા ધી...મે ધી...મે ડગલાં ભરતી આગળ વધે છે.

મર્મે ભરતી ડગ ...આ પંક્તિમાં રહેલી ઉપમાની ચમત્કૃતિ નોંધો. અભિસારિકાનાં ક્ષોભ અને ચાતુરી કેટલી સચોટ રીતે વ્યક્ત થયાં છે! આખું ચિત્ર એને લીધે જીવંત, તાદૃશ અને અતિમાન લાગે છે.

સરખાવો: નેપુર ત્યાં ઉતારિયાં, આપ્યાં દાસી કેરે પાણે;
શની શની સાંચરે, પ્રેમ મનમાંહ આણે.
પટકૂલ પાણે સાહિઉં અને ઉર્ધ્વ રાખ્યું તેહ;
રખે શબ્દ તો સાંભળે, અને જાગે એહ.

નાકર.

**કડી ૮: મારો શ્વાસ લાગે સાધુ જાગે......** પોતાનો શ્વાસ પણ તેને સ્પર્શે અને રખેને તે જાગી જાય! અભિસારિકા વિષયાના મનનું કેટલું સુકુમાર, ઋજુ અને કુમાશભર્યું નિરૂપણ છે! ઊંચે શ્વાસે ચંદ્રહાસ પાસે તે આવે છે.

પાઠાન્તર: રખે મારો તાસ વાગે ચિંતા મનમાં પેઠી. (તાસ: જરીનું વસ્ત્ર. જરીના કડક વસ્ત્રનો છેડો રખેને ચંદ્રહાસને લાગી જાય એથી એ સાવચેતી રાખે છે.)

**કડી ૯: પેખે:** જુએ: प्रेक्षति—पेक्खइ—પેખે. **પિછોડી:** ઓઢવાનું વસ્ત્ર. સં. प्रच्छद् ઉપરથી. **પરી:** આઘી, દૂર.

રખેને કોઈક મને જોઈ જશે, સખીઓમાંથી કોઈક આવી પડશે એ ભયે આડું મુખ રાખી જોતી અને પછી તરત પિછોડી ખસેડી નાખતી વિષયાનું નિરૂપણ કેટલું ચિત્રાત્મક છે!

**કડી ૧૦: નખશિખા લગી:** પગથી માથા સુધી. કોઈ જોઈ જશે, ચંદ્રહાસ જાગી જશે એવા ભયે ક્ષોભ અનુભવતી વિષયા કેવળ મુખ ઉપરની પિછોડી દૂર કરી મુખ જોઈ સંતોષ માની લે એ સ્વાભાવિક લાગે. પરંતુ આખી પિછોડી દૂર કરી નાખે એ અસ્વાભાવિક લાગે છે. પણ તે સિવાય અંગરખાની કસે બાંધેલો પત્ર તે કેમ જોઈ શકે!

**હેડામાં:** હૈયામાં, હૃદયમાં.

કડી ૬ થી ૧૦ સભંગપોષક યમક અને અનુપ્રાસની સંયોજના ખૂબીભરી છે. વાજતા, લાગતાં: ડગ, બગ; પાસે, ઉલ્લાસે, વાગે, નાગે રખે, દેખે, પેખે—એ યમક છે

કડી ૧૧ : અભ્ર : વાદળા. આકાશમાં વાદળા દૂર થાય અને ચંદ્રના પૂર્ણ બિંબના દર્શન થાય તેમ પિછોડી દૂર કરતા ચંદ્રહાસના મુખનું દર્શન થયું ઉપમા અલંકાર.

કડી ૧૨ : સુવદન અંબુજ : અંબુજ : કમળ સુન્દર વદન રૂપી કમળ રૂપક : અલંકાર.

જેમ કમળ ઉપર ભમર ગુંજારવ કરતા હોય છે તેમ ચંદ્રહાસના સુન્દર મુખ રૂપી કમળ ઉપર ભ્રુકુટી રૂપી ભમર ગુંજારવ કરે છે. ભ્રુકુટીને ભ્રમરનું રૂપક આપ્યું છે.

શકે શશિ બિંબ પુઠે તારા . ...ઉત્પ્રેક્ષા અલંકાર. ચંદ્રહાસના ગળામાંનો મોતીનો હાર એ જાણે ચંદ્રના બિંબ પાછળના આજુબાજુના તારાઓ છે, એ પ્રકારની સંભાવના કલ્પી છે.

પાઠાન્તર ૧. .. અગ્ર શોભે છે હાર
૨. એવો શોભે છે હાર

કડી ૧૩ . શુકચંચા પોપટની ચાંચ નાસિકા માટે શુકચંચા જાણીતું ઉપમાન છે અધર નીચલો હોઠ. અલંકૃત શણગારેલા શોભાયમાન. જાણે અધરબિંબ અલંકૃત : સંસ્કૃત સાહિત્યમાં પક્વબિમ્બાધરોષ્ઠ પાકા ટીંડોરા જેવા લાલ હોઠ એ જાણીતી સરખામણી છે અહીં પણ પ્રેમાનંદ અધરોષ્ઠ બિમ્બ ફલ જેવા શોભાયમાન છે એ પ્રકારની ઉત્પ્રેક્ષા યોજે છે

પાઠાન્તર જાણે અધરબિંબ અલસત.

કડી ૧૩ શશિ સવિતા શ્રવણે કુંડળ : ચંદ્રહાસના કાનના કુંડળોને પ્રેમાનંદે ચંદ્ર અને સૂર્યનું રૂપક આપ્યું છે રૂપક અલંકાર

દાડમ કળી શું દંત : દાડમની કળી જેવા દાંત.

ઊંઘતા માણસના દાંત કઈ રીતે દેખાતા હશે ? આ પ્રેમાનંદનો અનવધાનતા દોષ નથી, શરતચૂક નથી. પરંતુ આખ્યાનકાળમાં વર્ણન વગેરે સંપૂર્ણ કરવાની પરંપરા હતી. કંઈક પણ વર્ણન આવે ત્યારે તે વિશે પ્રચલિત ઉપમાન ઉપમેયોનો ખડકલો કરી દેવો એવી વૃત્તિ જણાય છે. કેવળ પ્રેમાનંદે જ ઊંઘતા ચંદ્રહાસના દાંત વર્ણવ્યા છે એવું નથી, લક્ષ્મીદાસે પણ તેના 'ચંદ્રહાસ આખ્યાન'માં દાંતનું વર્ણન કર્યું છે અને નાકરે પણ વર્ણવ્યું છે :

> મહાઅનોપમ નરખીઉ, લોચન કમલાકાર;
> દસન હીરા તગતગે કો કામનું અવતાર.

**કડી ૧૪: કપોત કંઠ**: કબૂતરના જેવું ગળું. લુપ્તોપમા અલંકાર. **કર કુંજરના સરખા**: કુંજર : હાથી. કુંજર (હાથી)ના કર (સૂંઢ) સરખાં કર (હાથ). ઉપમા અલંકાર. **હથેળી અંબુજ વર્ણ**: અંબુજ : કમલ કમળના જેવા રક્ત વર્ણની હથેળી. **બાંયે**: બાહે, બાહુએ. હાથે.

**બાજુબંધ**: હાથનું એક આભૂષણ સ. बाहुबन्ध.

**બેરખા**: હાથનું એક આભૂષણ. રુદ્રાક્ષના મોટા મણકાની હાથે પહેરવાની માળાને બેરખો કહે છે. સં. बाहुरक्षा ઉપરથી સંભવિત.

**મુદ્રિકા** : વીંટી.

પાઠાન્તર........ .............. હથેળી અંબુજ વરણી.

> બાહે બેરખા ચોચે પોંચી મુદ્રિકા મધે જડિયા મણિ.

**કડી ૧૫ : વિશાળ રૂદે ને હાર હેમનો** : ચંદ્રહાસનું વક્ષસ્થળ વિશાળ હતું અને તે ઉપર સુવર્ણનો હાર શોભતો હતો.

**કટિ કેશરીના સરખી** : સિંહના જેવી પાતળી કમર. પરંપરાગત ઉપમા. **ભુરકી** : મોહિની. ચંદ્રહાસનાં રૂપ રંગ અને તેજસ્વી મુખથી વિષયા મોહ પામી.

પાઠાન્તર : દેહરૂપ રંગ તેજ તારૂણી...............

કડી : ૧૧ થી ૧૫ સુધી ચંદ્રહાસનું વર્ણન છે અને એમા પ્રેમાનંદે પરંપરાગત ઉપમાનો યોજ્યાં છે આગળ ઉપવનવર્ણન અને આભૂષણોના વિષયમા જોયું તેમ નાયકનાયિકાના વર્ણનો પણ બીબાઢાળ હોય છે એટલું જ નહીં પણ સ્ત્રીપુરુષના વર્ણનમા કેવળ સ્તનપ્રદેશ આદિના વર્ણનના કેટલાક અપવાદ સિવાય બીજો કશો મહત્ત્વનો ફેર હોતો નથી

ચંદ્રહાસના વર્ણન સાથે સરખાવો. વિરાટપર્વમા નાકરે કરેલું દ્રૌપદીનું વર્ણન :

> શુકનાશા, અધર પ્રવાલિ, દંત દાડિમ, કંઠ કપોત
> કનક કુંભ પર મણિમંજરી, જલજ નાભિ ઉદ્યોત.
> ભુજ દંડ યુગ સૂંઢિ સરખા, કટિ કેસરી ઉપવાસી;
> જંઘા યુગમ કદલિખભ ઉપમિન, ચરણકમલ પ્રતિભાસી.

અને પાર્વતીએ વામાગથી મેલ ઉતારી ઘડેલી ઓખાનું પ્રેમાનંદે કરેલું વર્ણન:

> તેનું વદન પૂનમચંદ્ર સરખું, નેન નિર્મળ જાણ
> નાસિકા શુકચંચ સરખી, દર્શન વીજ પ્રમાણ
> તેના અધર અતિ ઓપે રાતા, કપોત ગ્રીવ જેહ
> ભુજદંડ છે ગજસૂંઢ સરખા, કુચ બીજોરા તેહ.
> .. ..........
> તેના ચરણ જાણે પદ્મની, કેસરી કટીનો લંક

આમ પ્રેમાનંદ પણ બીબાઢાળ વર્ણનોથી મુક્ત નહોતો અને એથી જ નિદ્રાધીન ચંદ્રહાસના દાત તેણે વર્ણવ્યા છે

કડી ૧૬ હીમ હાડ ગાળ્યાં હશે.. હિમાલયમા તપ કરી શરીર ગાળી નાખ્યુ હશે ત્યારે ચંદ્રહાસના માતાપિતાને આવો પુત્ર પ્રાપ્ત થયો હશે.

કડી ૧૭ : ભરથાર પતિ સં ભર્તા જેણે જપ, તપ, વ્રત વગેરે કરી દેહનુ દમન કર્યું હશે તેની યુવતી આની પત્ની હશે જેને આવો પતિ હશે એ નારી પરમ ભાગ્યવાન હશે

પાઠાન્તર જપ, તપ, વ્રત દેહદમન, વસત તારુણી ઘેર નાર.

કડી ૧૮ : વિષયા વિચારે છે કે તેણે કશાં પુણ્ય કર્યાં નથી એથી એને આવો સ્વામી ક્યાંથી મળે ?

પુણ્ય કર્યા હોય તો જ મનમાન્યો સ્વામી મળે એ તો, પરંપરાગત લોકમાન્યતા છે. 'પાંચ આંગળીએ પૂજન' કરવાની ઉક્તિ તો જાણીતી છે. યુદ્ધમાં જવા તૈયાર થયેલા અભિમન્યુને જોઈ ઉત્તરા પણ આમ જ વિમાસે છે :

> ધન્ય ધન્ય કુખ જનેતા કેરી, ધન્ય કુટુંબ પરિવાર;
> ધન્ય નારી વ્રતની કરનારી, જેને આવો હશે ભરથાર.
> મેં પાપણીએ કંઈ પુન્ય નવ કીધુ, તો ક્યાંથી આવો સ્વામી.
>
> (પ્રેમાનંદકૃત અભિમન્યુ આખ્યાન)

કડવું ૧૯ : કભાય : અંગરખું.

કડવું ૨૦ : સરનામું અક્ષર તાતના દેખી.........સરનામામાં પિતાના અક્ષર જોઈ વિષયા આનંદિત થઈ. કદાચ પિતાએ પત્ર લખી સ્વામીને મોકલ્યો હશે !

પાઠાન્તર : શકે પત્ર લઈને પિતા મારે, મોકલ્યો છે મુજ સ્વામી.

કડી ૨૧, ૨૨ : કડવું ૧૧, કડી ૧૮ થી ૨૦માં ધૃષ્ટબુદ્ધિએ મદનને સંબોધી જે પત્ર ચંદ્રહાસને આપ્યો હતો તેમાંના અને આ બે કડીમાંનાં પત્રના શબ્દોમાં ફેર છે. તે જ પ્રમાણે કડવું. ૧૭: કડી. ૧૫ થી ૧૮ માં જે પત્ર મદન વાચે છે તેમાં વિષયાએ વિષનું વિષયા કરેલું તે ઉપરાંત પણ શબ્દો જુદા છે. એક ને એક પત્રના શબ્દો જુદા જુદા કેમ હોઈ શકે ?

પરંતુ આ આખ્યાનો લખીને વાંચી સંભળાવવા માટે ન હતાં, એ તો શ્રોતાઓ સમક્ષ ખહેલાવીને ગાવાનાં હતાં તેથી પત્રનો અર્થ એક જ રહે અને શબ્દોમાં ફેર પડે તેમાં ક્ષતિ ગણાતી નહીં. કથારસમાં મગ્ન શ્રોતાઓનું ધ્યાન તે તરફ ખેંચાતું પણ નહિ.

કડી ૨૩: ત્રાહિ: બચાવો સં. त्राहि. **વિષયા સારે વિષ લખાયું**: સરલહૃદયા અને ચંદ્રહાસ પ્રત્યે મુગ્ધ બનેલી વિષયા સ્વાભાવિક રીતે માને છે કે પિતા તો મનમાં 'વિષયા' જ લખવા ધારતા હશે પણ ભૂલમાં 'વિષ' લખાઈ ગયું છે.

**તાતના કાપ્યા જોઈએ હાથ**: પિતાએ તો મનમાં 'વિષયા' આપવાનું જ લખવા ધાર્યું હશે પણ ભૂલથી 'વિષ' લખાઈ ગયું છે એમ પિતાની કુટિલતાથી અજાણ વિષયા ધારે છે છતાં આવી ભૂલ, જેને પરિણામે પોતાનો સ્વામી થવા સર્જાયેલો પુરુષ માર્યો જાય માટે પિતાના હાથ કાપી નાખવા જોઈએ એમ તે કહે છે.

પાઠાન્તર: શું કાપ્યા જોઇએ હાથ

**કડી. ૨૪: પત્ર લેઉં તો પાછો ફરી જાય** પત્ર જો એમ ને એમ ચંદ્રહાસની પાસે રહેશે તો મદન પિતાની આજ્ઞા અનુસાર વિષ આપશે. એને બચાવવા માટે જો પત્ર તે લઈ લે તો પત્ર ન જડતા ચંદ્રહાસ મદનને મળ્યા વિના પાછો જતો રહે અને પોતે તેને પામી ન શકે એથી એક અક્ષર વધારી 'વિષ'નું 'વિષયા' કરવાનું વિચારે છે

**કડી ૨૫**: એક નેત્રનું કાજળ કાઢી બીજા નેત્રના આસુમાં તેને કાલવી તરણા વતી વિષયાએ 'વિષ'મા 'યા' ઉમેર્યો અહીં પ્રેમાનંદની કલ્પનાનો ઉત્કર્ષ નોંધપાત્ર છે

મૂળ અશ્વમેધ પર્વમાં વિષયા વૃક્ષના રસમાં આંખનું કાજળ મેળવી विषमस्मै प्रदातव्यम् તે સ્થાને विषयाऽस्मै प्रदातव्या એવો ફેરફાર કરે છે નાકરે પણ એમ જ વર્ણવ્યું છે

> પાસે પગ્રત્યથી નરખીયુ, દેવહાર કેરૂં દ્રુમ;
> દૂધ કાઢી તેહનું ને કીધુ * * મર્મ.
> યમણે કરે ટચી આગળી, તેહનું ભરીયું દૂધ;
> કાજળ કિંચિત્ નેત્રનું, અક્ષર કીધું શુદ્ધ.

વૃક્ષના દૂધ અથવા રસ સાથે કાજળ મેળવી લખવા કરતા એક

આંખના આંસુમાં કાજળ કાલવી લખતી વિષયાનું નિરૂપણ કરી પ્રેમાનંદે હૃદયભાવની કુમાશ, નિરૂપણની નાજુકતા અને હૃદયંગમ અને ચિત્રાત્મક સુકુમાર કલ્પનામયતા આપ્યાં છે. આ વર્ણન વાંચતાં જ મનમાં થઈ જાય કે આ પ્રેમાનંદની જ કલમ. જેમ અચ્છો ચિત્રકાર પીંછીનો એક જ લસરકો કરે અને ચિત્રને અભિનવ મનોરમતા અર્પે તેમ 'કવિ' પ્રેમાનંદે 'બીજા નેત્રનું નીર' એવા બે શબ્દોથી વિષયાના મનોભાવને અભિનવ અને ઋજુ મનોરમતાભરી અભિવ્યક્તિ આપી છે.

કડી ૨૭ : કર્તા હર્તા : સર્જક અને વિનાશક. વિશ્વનો સર્જક અને વિનાશક પ્રભુ છે. એની મરજી વિરુદ્ધ કોઈ મારી કે જિવાડી શકતું નથી. ધૃષ્ટબુદ્ધિએ ચંદ્રહાસને મારવાનું ધાર્યું પણ પરમાત્મા તેને જિવાડવા ઇચ્છતા હતા તેથી 'વિષ' ફેરીને 'વિષયા' કર્યું, વિષયા પાસે કરાવડાવ્યું. ભાગવતાદિમાં પરમાત્માને कर्तुम् अकर्तुम् अन्यथाकर्तुम् समर्थः એ રીતે ઓળખાવ્યા છે. 'ચંદ્રહાસ આખ્યાન'નો મુખ્ય ધ્વનિ પણ એ જ છે.

પાઠાન્તર : પહેલી પંકિત :............એહનો કરતા શ્રી અવિનાશ.

બીજી પંકિત :

વિષ ફેરી વિષયા કરી કૃષ્ણજીએ એમ ઉગાર્યો ચંદ્રહાસ.

કડી ૨૭ : જળ ભરતી તે નેણ : આ મનવાંછિત સ્વામીનું શું થશે, મનની અભિલાષા પાર પડશે કે નહિ એવા સંશયથી દુઃખી વિષયા આંસુ સારે છે.

પત્ર લખ્યું તે લાવો : વિષયા નિદ્રાધીન ચંદ્રહાસને સંબોધી કહે છે કે તમે જલદી મદનને મળી કહેજો કે પત્રમાં જે લખ્યું છે તે આપો; વિષયા પરણાવો.

કડી ૨૯ : થર થર ધ્રુજે............પ્રથમ પ્રિયમિલનનો સંક્ષોભ. પ્રિયતમની ટળેલી સંભાવના છતાં તે મળવામાં રહેલી અનિશ્ચિતતાને કારણે વિષયાની આ અવસ્થા થાય તે સ્વાભાવિક છે.

## કડવું : ૧૬

વસ્તુ : ચંદ્રહાસને નિરખી અને પત્રમાં 'વિષ'નું 'વિષયા' કરી વિષયા પાછી ફરી ત્યાં ચંપકમાલિની વગેરે સખીઓ મળી અને તે એકલી ક્યાં ગઈ હતી એ વિશે અનેક પ્રશ્નો પૂછે છે. એ છાની કોઈને મળવા ગઈ હતી એવી શંકા (સાચી) કરે છે અને વિષયા, રખેને વાત પકડાઈ જશે એ ભયે બહાનું બતાવે છે, પણ ચંપકમાલિની તે માનતી નથી. એથી વિષયા તેને દૂર લઈ જઈ પોતાની વિશ્રમ્ભ કથા સાનમાં સમજાવી કહે છે કે તે બન્નેનો એક જ સ્વામી છે એથી વાત વધારે ચોળવી નહિ.

**કડી ૧ : વડી વારની :** ઘણા સમયથી. **શ્વાસ ચડયો છે; શું છે રે?** ૧૫મા કડવાને અંતે વર્ણવ્યું તેમ પ્રથમ પ્રિયદર્શનથી અને અનિષ્ટનાં (ટાળેલા) ભયથી, પ્રિયપ્રાપ્તિના સંશયથી સંભ્રમિત વિષયા ધ્રૂજતી હતી, એને શ્વાસ ચઢયો હતો. ઘણીવારથી વિષયા સાથે ન હતી તેથી ચંપકમાલિની એને માટે શંકાશીલ થાય એ સ્વાભાવિક છે. લાંબા સમયની ગેરહાજરી અને શ્વાસ ચઢવો એ શંકાને દઢ કરે છે.

**કડી ૩, ૪ :** વિષયાને ચંપકમાલિની કહે છે કે મેં તો તને સાધ્વી— સદ્ચારિત્રની જાણી હતી. અને એથી તારી સાથે સહિપણું બાંધ્યું હતું. તું અમને મૂકી ક્યાંક એકલી ગઈ એ તારું વર્તન સારું નથી. એ વાતથી તો આપણા ઊંચા કૂળને લાંછન લાગે!

**સોજ :** સદ્વર્તન. અહીં 'વર્તન' એટલો જ અર્થ. સં. શુદ્ધ— સુજ્જ-સોજ. સોજું, સારું. **મોટાં બાપનાં છોરું રે :** પ્રતિષ્ઠિત પિતાના બાળકો છીએ. ચંપકમાલિની કુંતલરાજાની અને વિષયા ધૃષ્ટબુદ્ધિ પ્રધાનની પુત્રી હતી. કનિષ્ટ માબાપની દીકરીઓ જેવો સ્વેચ્છાચાર કરી શકે તેવો તેમનાથી ન જ થાય.

**કડી ૫ :** વિષયા પોતાની વાત છુપાવવા બહાનું કાઢે છે. તે કહે છે કે તમે અહીં નવપલ્લવિત થયેલી વાડી જોવાં ગયાં અને હું એક પોપટ જોવા રહી એથી તમારી સાથે આવવાનું ભૂલી ગઈ. વિષયા સંક્ષોભ પામી

છે, ચંપકમાલિની એના મનની વાત પામી ગઈ એમ લાગે છે એથી એ ક્ષોભ તીવ્ર બન્યો છે. આ કારણે ઉતાવળમાં ગમે તે બહાનું બતાવી દે છે, અને એ પ્રતીતિકર છે કે નહીં તેનો વિચાર તેને આવતો નથી. આવા સંજોગોમાં આવું બને એમાં કશું અસ્વાભાવિક નથી.

પ્રિયદર્શનની વાત બહાર પડી જશે એ ભયે, તે છુપાવવા વિષયા પોપટ જોવાનું બહાનું બતાવી ચાતુરીભર્યો પ્રયાસ કરે છે, એ દૃષ્ટિએ વ્યાજોક્તિ અલંકાર.

**કડી ૬ :** ચંપકમાલિની પૂછે કે પોપટ જોયો એમાં પરસેવો શાથી વળ્યો ? શ્વાસ ચઢવો, પરસેવો થવો એ પ્રિયરમણના, સંભોગ શૃંગારના અનુભાવો છે. (સાત્વિક ભાવ પણ કહી શકાય. સ્તંભ, રોમાંચ, સ્વેદ, સ્વરભંગ, કંપ, વૈવર્ણ્ય, અશ્રુ અને મૂર્ચ્છા એ આઠ સાત્વિક ભાવો છે.) વિષયાં જો કે પ્રિયરમણ કરી આવી નથી પણ શ્વાસ ચઢવો અને પરસેવો છૂટવો એ તો પ્રથમ પ્રિયદર્શને મુગ્ધાને થતા સંક્ષોભનો સ્વાભાવિક આવિષ્કાર છે. વિષયા સ્પષ્ટતા ન કરે ત્યાં સુધી તો ચંપકમાલિની 'જારગમન'નો આક્ષેપ કરે ને !

**જારીવજારી : જારી :** પરપુરુષ સાથેનો વ્યભિચાર. **જારીવિજારી :** બીજાને શક ન પડે એ રીતનો ગુપ્ત વ્યભિચાર.

**કડી ૭ :** ચારિત્ર ઉપરના આક્ષેપથી વિષયા રોષે ભરાય છે.

**પડપૂછ્ય :** પૂછપરછ. સં. प्रतिपृच्छा–पडिपुच्छा–પડપૂછ.

**કડી ૮ :** વિષયા સ્પષ્ટ વાત કહેતી નથી ઊલટું ગુસ્સે થઈ ગઈ, એથી એને પટાવી વાત જાણવા ચંપકમાલિની પ્રયાસ કરે છે. કદાચ દાસીઓની હાજરીમાં પોતાની ગુપ્ત વાત કહેતાં તેને સંકોચ થતો હોય તેથી તેમને દૂર કરે છે.

**કડી ૯ : એક નેત્ર વાંકુ વાળી રે :** આ બે ત્રણ શબ્દોથી જ કેવી ચિત્રાત્મકતા સધાઈ છે !

**તારે મારે એક સ્વામી છે:** 'શાપ-અનુગ્રહ'ની વાત ઉપરથી વિષયાને પોતાના સ્વામી વિશે તો માહિતી હતી જ, અને તેમાં તે ચંપકમાલિનીનો પણ સ્વામી થશે એવી વાત હશે (જો કે પ્રેમાનંદે આગળ જણાવ્યું નથી-અને જણાવ્યું હોત તો અહીં જે ચમત્કૃતિ સધાઈ છે તે ન સધાત) વિષયા અને ચંપકમાલિની વચ્ચેની ટપાટપી અશ્વમેધમાં કે નાકરના આખ્યાનમાં નથી

**સરખાવો:** (વિષયા) ચંપકમાલણીને જઈ મળી, ઉલટ અંગ ન માય.

ચંપકમાલણી તાહા હસી, આનંદ શું અપાર,
વિષયા શું પૂછે રહી જોઉં તે ભરથાર
અરે બાઈ એલું શું કહે, પોતાના મનની વાત,
મજને તો વર શોધશે, માહારું તાં તાત.

—નાકર

કડવું: ૧૭

**વસ્તુ:** કુંતલપુરમાં પ્રવેશતાં જ ચંદ્રહાસને પોતાનું બાળપણ સાંભરે છે મદન તેનો સત્કાર કરે છે અને પિતાનો પત્ર વાંચી વિષયા સાથે તત્કાળ તેનું લગ્ન કરવાનો પ્રબંધ કરે છે, અને ગાલવ ઋષિએ આપેલા પહેના મુહૂર્તે વિષયાનું કન્યાદાન આપે છે.

**કડી ૩: અસૂર:** મોડું અસૂરું. સ. उत्सूर-उस्सूर-असूर.

**કડી ૫: આદ્ય ભવાની:** અંબા માતા **સેવા:** બાધા. અધીરી વિષયાએ, માતાની અનેક બાધાઓ માની

**કડી ૬: પે:** જેવો સ. प्रति-पइ-પે, પેં.

**કડી ૭, ૮:** કુંતલપુરમાં પ્રવેશતાં જ ચંદ્રહાસને બાળપણનાં સ્મરણો તાજાં થાય છે. પાલક માતા મરી ગઈ, પોતે નિરાધાર બન્યો અને ભિખારી અવસ્થા આવી તે પણ સાંભરે છે પણ એ સર્વ સંતાપ શાલિગ્રામ-વિષ્ણુને પ્રતાપે દૂર થયા

**કડી ૯: પહોતો:** પહોંચ્યો સ. प्राप्तकम्-पत्तउं (पहुत्तउं)-પહોંતો, પહોતો. પહોંચ્યો **પ્રતિહાર:** દ્વારપાળ, દરવાન.

કડી ૧૧: વેગળેથીઃ દૂરથી. નરખ્યોઃ નિરખ્યો. આભ્યંતરઃ અંતરમાં.

કડી ૧૨ : પરૂણા : મહેમાન : સં. प्रापूर्णः – पाहुण्णउ – પરોણો.

પાઠાન્તરઃ ચંદ્રહાસ પધારો પ્રાહુણારે......

કડી ૧૪ : લખ્યું કામ તે કાગળ કહેશે : કાગળમાં શું લખ્યું છે તેની ચંદ્રહાસને માહિતી નથી. એને એટલી જ માહિતી છે કે કંઈક અગત્યનું કામ હોવાથી તેને મોકલવામાં આવ્યો છે તેથી તે કહે છે કે કામ તો કાગળમાં લખ્યું છે.

કડી ૧૫, ૧૬, ૧૭, ૧૮ : આ કડીઓમાંના ધૃષ્ટબુદ્ધિએ લખેલા પત્રના શબ્દો આગળના કરતાં જુદા છે. જુઓ. ૧૫મું કડવું; કડી ૨૧, ૨૨નું ટિપ્પણ. લટપટ : ફોસલાવવું.

કડી ૧૭ સમો : સમય. તક. એવો સમો...હાથમાં આવેલી તક જવા દઈશ નહિ.

પાઠાન્તર : ૧ એવો સમો રખે તું ખોતો રે.
૨ એવો સમો આવો રખે તું ખોતો રે.

સદ્ય : તરતજ.

કડી ૧૮ : ઉલટ : હોંશ, ઉમંગ.

કડી ૧૯ : ટીપણું : પંચાંગ મુગટમાં : પાઘડીમાં. પ્રેમાનંદના જમાનાનો બ્રાહ્મણ પણ ગઈ પેઢીના બ્રાહ્મણની જેમ પાઘડીમાં ટીપણું ખોશી રાખતો હશે.

કડી ૨૧ : શકે પ્રશ્ન અમારું મળિયું રે : ગાલવે આગળ ભાખ્યું જ છે કે આ બાળક ધૃષ્ટબુદ્ધિનો જમાઈ થશે ધૃષ્ટબુદ્ધિએ તેને મારી નાખી, ભાવિ મિથ્યા કરવા પેરવી કરી પણ તે બચી ગયો અને આજે પોતાનું વચન ફળવાનો પ્રસંગ આવ્યો જાણી ગાલવને સ્વાભાવિક રીતે આનંદ થાય છે.

પાઠાન્તર બીજી પંક્તિ : ૧ શું એ વચન પહેલાનું પાળિયું રે
૨ એ વચન પૂરવનું ફલિયું રે

સંતોષ્યા : સંતોષ્યા

કડી ૨૨, ૨૩ : ગાલવ કહે : ' વચન મારું માન ગે.... ગાલવે ટીપણામાં જોઈને મધ્યાહ્નનું મુહૂર્ત આપ્યું હશે ? તેને તો પોતાનું વચન સાચું પડે તે જોવું હતું ધૃષ્ટબુદ્ધિ આવે અને લગ્ન ઉથાપી નાખે તેવો ભય હતો, તેથી તે આવે તે પહેલાં જ લગ્ન પતાવી દેવાનો તેનો વિચાર છે. ચંદ્રહાસને તે કહે છે કે મુહૂર્ત વહેલું છે અને તે ચૂકી ન જવાય માટે જ ધૃષ્ટબુદ્ધિએ ચંદ્રહાસને આગળથી મોકલ્યો હશે

સ્વાર્થ અને ગરજ હોય ત્યાં મુહૂર્તને બાજુએ મૂકી, બધા ય સમયને શુભ ગણાવી સગવડિયા મુહૂર્ત આપતા આજના કેટલાક બ્રાહ્મણો જેવો ગાલવ લાગે છે. મહાત્મા તરીકેના નહીં ગાલવનું નિરૂપણ પ્રેમાનંદે પોતાના સમયનો બ્રાહ્મણ નજર આગળ રાખી કર્યું હશે !

કડી ૨૪ મદનાના મનમાં પણ વાત ઊતરી જાય છે અને માની લે છે કે પિતા પાછળથી જાન લઈને આવશે

જાન વરની સાથેનો જનસમૂહ સં જન્યા-જણ્ણા-જાન

કડી ૨૫ : આપ્યા ઉત્તમ ઉતારા રે. મહેમાનને ઉતારો તો આપવો જ જોઈએ પરંતુ જાન આવે ત્યારે વર અને તેની સાથેના માણસોને ઉતારો આપવાના પોતાના સમયના અને આજે પણ પ્રચલિત રિવાજનો પ્રેમાનંદે નિર્દેશ કર્યો છે

પીઠી ચોળે. આજે પણ પ્રચલિત એવો રિવાજ ઉષ્ણોદકે. ઉષ્ણ+ઉદક ગરમ પાણી અંઘોળે : સ્નાન કરે વરકન્યાને કરાવવામાં આવતા સ્નાનને માટે આ શબ્દ ખાસ વપરાય છે

કડી ૨૬: વાજિત્ર : વાદ્યો

પાઠાન્તર : વાજિત્ર વિધિ પેર વાજે રે

**શું મેઘ-ગગને...** અનેક પ્રકારનાં વાદ્યો વાગતાં હતાં એથી આકાશમાં જાણે મેઘ ગાજતો હોય એવું લાગતું હતું. ઉત્પ્રેક્ષા અલંકાર.

પાઠાન્તર: શકે મેઘ ગગને ગાજે રે.

**નગરની નારી જોવા જાય રે :** કન્યા પક્ષની સ્ત્રીઓ વરને જોવા જાય. એમાં સ્ત્રીસહજ કુતૂહલ તો છે જ, જે પાછળથી કેટલેક સ્થળે રિવાજ બની ગયો છે.

**જેના કુંમકુંમવર્ણા પાયરે :** જેના પગ કંકુના જેવા રક્ત વર્ણના છે. અહીં નગરની નારીઓના પગની લાલ પાનીઓનો નિર્દેશ છે. એ નારીઓ લાવણ્યવતી હતી એવી વ્યંજના છે. વરકન્યાના હાથે પગે કંકુની અર્ચના કરવામાં આવે છે એ લક્ષમાં લઈએ તો ચંદ્રહાસ માટે પણ આ પંક્તિ સમજી શકાય.

પાઠાન્તર: જેની કુમકુમવર્ણી કાય રે.

**કડી ૨૭: વિનતા:** વનિતા. સ્ત્રી. સ્વરવ્યત્યયનું ઉદાહરણ.

**સ્વરૂપે શશિ સરખો રે :** ઉપમા અલંકાર.

**એનું મુખકમળ રઢિયાળું રે :** રૂપક અલંકાર

**રઢિયાળું :** સુન્દર. **વારૂ :** સુન્દર. સં વરમ્.

**કડી ૨૮: વરને માનુષ કહેતા ફ્રોક રે :** આ વર મનુષ્ય નથી પણ દેવ છે.

**કડી ૨૯: મન જ્યાં જોઈએ ત્યાં થોભે રે :** એનું એકે એક અંગ રૂપાળું છે, અને જ્યાં નજર ઠેરવીએ ત્યાંથી તે ખસતી નથી. **શ્રીફળ :** નાળિયેર. વરના હાથમાં શ્રીફળ આપવાનો રિવાજ આજે પણ ચાલુ છે. **ગાલે ટપકું કીધું રે :** વરને કુડી નજર ન લાગી જાય માટે ગાલે મેશનું ટપકું કરવાનો રિવાજ આજે પણ પ્રચલિત છે.

પાઠાન્તર: એને ગાલવે ટપકું કીધું રે.

**કડી ૩૦ : છાંટી પોંકીને પધરાવ્યા :** કુમકુમવાળાં અક્ષત (ચોખા) વગેરે છાંટી, વધાવી ધુસળમૂસળ, રવઈ, ત્રાક વગેરેથી પોંકયા પછી જ કન્યાના મંડપમાં વરને પ્રવેશ કરાવવામાં આવે છે.

પાઠાન્તર : ધુસળ મુસળે પોંકી પધરાવ્યો.

**માહેરામાં :** માહ્યરામાં. લગ્ન માટે જે નાનો મંડપ બાંધ્યો હોય તે. સં. मातृगृहम्–माइहरउं–માયરું.

**તાંબુલ :** કપૂરવેલી પાન, જે ખાવામાં તેમ પૂજામાં પણ વપરાય છે.

**તાંબુલ છાંટણાં :** વરને પોંકયા પછી સૌભાગ્યવતી સ્ત્રી તેને માહ્યરા તરફ દોરી જાય અને કન્યાનો ભાઈ કપૂરવેલી પાન વડે જળ છાંટે એવો રિવાજ હજુ કેટલીક જ્ઞાતિઓમાં છે. કે સાજનમાજનને પાનનાં બીડાં આપવાના અને સુગંધી જલનો છંટકાવ કરવાના રિવાજનો નિર્દેશ હશે?

**ગોત્રજનાં નામ લીધાં રે :** કન્યાદાન સમયે વર અને કન્યાનાં ગોત્રનો ઉચ્ચાર થાય છે.

**નાકરના** આખ્યાનમાં ચંદ્રહાસ પોતાનો ગોત્રોચ્ચાર આ પ્રમાણે કરે છે :

> ગોત્ર ગદાધર ગોવિંદ, વેદે વિશ્વ વિશાળ મુકુંદ;
> માહારું કુળ તાં શ્રીકૃષ્ણ, શાખા શામળ વિષ્ણુ
> માહારો ત્રીકમજી છે તાત ભાઈ ભૂધર, લક્ષ્મી માત.
> માહરો વડાઉઅ વાસુદેવ, વડીઆઈ વામન અવસ્યમેવ.
> કઈ કણુાગરમર્દન જેહ, મામો માધવજી તાં તેહ.

**ચોરિયે :** ચોરી સમીપ. લગ્નવિધિ સમયે હોમ કરવા માટે બનાવવામાં આવેલ ચોરસ. યજ્ઞવેદીને ચોરી કહેવામાં આવે છે. દેશ્ય चउरी ઉપરથી. (સં. चत्वरः–चउरउ–ચોરો, ચોરી !)

**નિધાન :** ભંડાર. શબ્દ અહીં બંધબેસતો નથી. નિદાન (અંતે, છેવટે.) શબ્દને સ્થાને આ શબ્દ વપરાયો લાગે છે.

પાઠાન્તર : આપ્યાં ચોરીયે યુગ્મ નિધાન રે.

કડવું : ૧૮

**વસ્તુ :** મંગળફેરા સમયે મદન ચંદ્રહાસને વિવિધ પ્રકારનાં દાન આપે છે.

**કડી ૩ :** પહેલા મંગળમાં મોતીના હાર અને રથ સાથે ઘોડાઓ આપ્યા.

**કડી ૪ : ગૌ ગોધણ અપાર :** અનેક ગાયો આપી. **ગોધણ** ૧. ગોધન : ગાય રૂપી ધન. ૨. ગોધણ–ગાયનું ધણ. 'ધણ' શબ્દ ગાયના ટોળા માટે જ યોજાય છે. તે ધેનુ શબ્દમાંથી ઊતરી આવ્યો છે. એથી ગોધણ શબ્દમાં દ્વિરુક્તિ તો છે જ. 'ગૌ ગોધણ'માં તેની બે પુનરુક્તિ થાય છે. અહીં 'ગોધન' અર્થ યુક્ત છે.

**કુંજર :** હાથી. **હાર :** હાર : ત્રીજે મંગળ સેંકડો હાથીઓ આપ્યા.

પાઠાન્તર : બીજે ગોધણ દઉં દાન,
ત્રીજે સહસ્ર કુંજર કેરા બે માન.

ચોથે મંગળ ચારી સાથે ભંડાર આપી દીધો અને નમસ્કાર કર્યા.

**કડી ૫ : પાણિ :** હાથ. **પ્રાણી :** પ્રાણ. 'આણી' સાથે પ્રાસ મેળવવા 'પ્રાણી' કર્યું છે.

આમ સર્વસ્વ અર્પણ કરી દીધા પછી બે હાથ જોડી વિનમ્રભાવે મદન ચંદ્રહાસને કહે છે કે જેટલું આપી શકાય એવું હતું તેટલું બધું જ દાનમાં આપી દીધું છે અને અંતે મારો પ્રાણ પણ તમને સમર્પું છું.

પાઠાન્તર : નથી આપું એહેવું જાણ,
તમને સમર્પું મારા પ્રાણ.

**કડી ૬ : શુદ્ધ રાખજો અંતઃકર્ણ :** તમારા મનમાં મારી સન્નિષ્ઠા વિશે કોઈ શંકા ન રાખશો. **તમને રાખજો અશરણશર્ણ......મર્ણ :** મદન કેવળ વિવેક કરે છે એવું નથી પણ સમય આવે છે ત્યારે મૃત્યુ પણ વહોરી લે છે. પિતા અને પુત્ર વચ્ચે કેટલી સ્વભાવભિન્નતા છે!

કડી ૭: દીક્ષિતપણું: કન્યાદાનનું માહાત્મ્ય યજ્ઞ જેટલું છે. યજ્ઞ કરનાર દીક્ષિત કહેવાય છે. કન્યાદાન રૂપી યજ્ઞ મદને કર્યો એથી એણે 'દીક્ષિતપણું લીધું' એમ કહ્યું છે. કારજ: કાર્ય.

પાઠાન્તર: એમ મદને દીક્ષિતપણું લીધું
ભિક્ષુકને દાન ઘણેરું દીધું.

કડી ૮: અવિચારે: નિશ્ચયપૂર્વક જાણો.

કડવું ૧૭: કડી ૨૫થી ૩૧માં અને ૧૮મા કડવામાં લગ્ન અને કન્યાદાનની વિગતો પ્રેમાનંદે આપી છે. લગ્ન જેવા પ્રસંગોનું નિરૂપણ જ્યાં જ્યાં એવો પ્રસંગ પ્રાપ્ત થયો ત્યાં ત્યાં વિગતે કર્યું છે. 'ઓખાહરણ,' 'અભિમન્યુ આખ્યાન' વગેરેમાં 'ચંદ્રહાસ આખ્યાન'માંના આ વર્ણન કરતાં ય વિગતવાર વર્ણન કર્યું છે. પુરાણસમયમાં આ બધા જ રિવાજો હશે એમ માનવાને કારણ નથી. પરંતુ આવા પ્રસંગોએ તક ઝડપી લઈ તેણે સમકાલીન રંગપૂરણી કરી છે. પોતાના પ્રાકૃત શ્રોતાઓનાં મન આવા વર્ણનથી તેણે બહેલાવ્યાં હશે. પ્રેમાનંદના સમયના આ બધા જ રિવાજો આજે પણ પ્રચલિત છે.

સરખાવો: પ્રેમાનંદના 'અભિમન્યુ આખ્યાન'માં:

અભિમન્યુને પીઠી ચોળાય, મામી માત્ર મળી મંગળ ગાય.

* * *

વરજી અશ્વિયા ઘોડલે રે, પ્રદ્યુમ્ન જેની જોડલે રે,
ગામા કાકાના સાથમાં રે, નાળિયેર લીધું વરે હાથમાં રે.
આરોડા ઉપર ઘોડિયે રે, ગાલે ટબકલું સોહિયે રે.
હાથે મીંઢળ ઢળકતાં રે, અંગે આભુષણ મલકતાં રે.
નેણે રેખ કાજળ તણી રે, દંતમાં મેખ સુના તણી રે.
ગાજતે વાજતે મંડપે આવ્યા રે વળતા સાસુએ વધાવ્યા રે,
માહેર માંહિ વર તે લીધેલા રે, ગોત્ર ઉચ્ચાર ત્યાં કીધેલા રે.
કન્યાદાન કેસરે હીંચ્યું રે, શરીર સંકલ્પ ઝીલ્યું રે,

હાથેવાળો હેલામાં મળ્યો રે, વૈરાટનો સંદેહ ટળ્યો રે.
રીતભાત આપી ઘણી રે, પાંડવને આપી પહેરામણી રે.

પ્રેમાનંદના 'ઓખાહરણ'માં :

સાબેલા સર્વ શોભતાં ને, અસ્વાર થયા વરરાય;
થન ગન તેજી નચાવતા રે, એવા સુરનર અતિ હરખાય.
ઘાટ તે પહેર્યો શોભતો ને રામણ દીવો હાથ;
મોડ બાંધ્યો રાણી રૂકમિણી રે, જેને શ્રીકૃષ્ણ સરખા નાથ.

*　　*　　*

અનિરુદ્ધ ત્યાં મંડપે આવ્યા, બાણાસુરને મન ઘણું ભાવ્યા,'
મુખથી બોલ્યા અમૃતવાણી, પૂંખે પારવતી પટરાણી
કુશળમૂશલ રવાઈ ત્રાક પૂંખી તાણ્યું જ્યાવરનું નાક.

'શામળદાસનો વિવાહ' તો લગ્નનું આખ્યાન છે અને સમય અતિ પ્રાચીન નથી તેથી તેમાં તો પ્રેમાનંદના સમયના રિવાજો સંભવે છે. પરંતુ આ પુરાણકાળનાં લગ્ન વર્ણવતાં પ્રેમાનંદે એ રિવાજો સાંકળી લઈ પોતાની ગુજરાતીતાનું જ દર્શન કરાવ્યું છે.

## કડવું : ૧૯

વસ્તુ : મદને ચંદ્રહાસને વિષ આપી દીધું હશે એમ ધારી ધૃષ્ટિબુદ્ધિ કપટ કરી કુલિંદ રાજા અને મેધાવનિ રાણીને કેદ કરી, એના રાજ્યમાં આણ વર્તાવી કુંતલપુર જવા નીકળે છે. માર્ગમાં કુલિંદ અને મેધાવિની અનેક દુઃખો સહન કરતાં ચંદ્રહાસનું શું થયું હશે તે વિશે વિમાસે છે.

**કડી ૧ : કહું તને વિસ્તાર રે :** કુલિંદની શી દશા થઈ તે વાત વિગતે વર્ણવું છું.

**કડી ૪ : કનક કચોળાં :** સુવર્ણના વાસણો. કચોળું, નાનું પ્યાલું. અહીં વાસણોના અર્થમાં સમજવાનું છે.

**કડી ૫ : મારગ ચાલતો કીધો રે :** માર્ગે ચાલતો થયો.

**કડી ૬ : યમકિંકર :** યમના દૂત. **પાટુના :** લાતના.

**કડી ૮ : મહારાજની માની :** મહારાજની માનીતી. **પાની :** પગની પહાની. સં. पार्ष्णिः

**કડી ૯ : ઓશિયાળું :** પરાધીનતાને લીધે આવેલો દીનભાવ.

**કડી ૧૦ :** પાઠાન્તર : પતિવ્રતાને તાપ અંગે લાગે... **પ્રાણી :** પ્રાણ.

**કડી ૧૧ : રકંધે :** ખાંધે. પાઠાન્તર : પછે રાન્તયે ખાંધે વળગાડી.

**કાંટા તે પડે કંઠ વિખે :** કંઠમાં એટલો શોષ પડે છે કે જાણે કાંટા વાગતાં હોય એટલું દુઃખ થાય છે.

**કડી ૧૨ થી ૧૫ :** ધૃષ્ટબુદ્ધિએ કપટ કરી ચંદ્રહાસને પોતાના રાજ્યમાં મોકલ્યો અને કુલિંદ તથા મેધાવિનીને કેદ કર્યાં તેથી તે બન્ને પુત્રની સલામતી વિશે શંકામાં પડી જાય છે. તેમનું પોતાનું દુઃખ ગૌણ બની, પુત્રનું દુઃખ પ્રધાન બને છે. મેધાવિનીના વિલાપમાં પ્રેમાનંદે 'કરુણવાત્સલ્ય'નું નિરુપણ કર્યું છે. દરેક સ્ત્રીને પુત્રવધૂનું સુખ મેળવવાની ઇચ્છા હોય. પુત્ર પરણીને આવે, પુત્ર અને પુત્રવધૂ આનંદ-કિલ્લોલ કરે, પુત્રવધૂને બોલાવતા 'જી' કહી ઉત્તર આપે, એવી અભિલાષા પ્રત્યેક માતાને હોય છે. જનસ્વભાવની નાડ પારખનાર પ્રેમાનંદે અહીં એ અભિલાષાની વિફલતાની દારુણ વ્યથા નિરૂપી છે. અહીં કરુણ રસ વાત્સલ્યથી પ્રેરાયલો છે. તેને '**કરુણવાત્સલ્ય**' તરીકે ઓળખાવવામાં ઔચિત્ય છે.

**પુત્રની સંભાળ નથી તો......**આપણી સંભાળ રાખવા પુત્ર નથી તો શી રીતે જીવી શકાશે! **વહુવર લાવ્યો રે......**વરકન્યા પરણીને વરને ત્યાં આવે તેને 'વહુવર' કહેવામાં આવે છે. **લાડ કોડે અને દશૈયાં રે :** લગ્ન પછી નવવધૂને શ્વસુરગૃહ તરફથી આપવામાં આવતાં આવતાં દશ જમણને દશૈયાં કહે છે. પુત્રવધૂ સાસરે આવે પછી

થોડા દિવસ તેને ઘરમાં કામકાજ કરવા દેવામાં આવતું નથી. લગ્નજીવનના પ્રારંભના થોડા દિવસો આનંદપ્રમોદમાં ગાળે, ઘરના રિવાજોથી માહિતગાર થાય પછી જ તેને કામ સોંપવામાં આવે છે. આ પ્રારંભના દિવસોમાં સાસુ પુત્રવધૂને અજાણ્યું ન લાગે, ઓછું ન આવે એ સંભાળતી હોય છે. પુત્રવધૂને આ રીતે રાખવાના સાસુને કોડ હોય છે. અહિં મેધાવિનીને પણ પોતાના કોડ અધૂરા રહી જવાનું દુઃખ છે.

પાઠાન્તર : પહેલી પંક્તિ .. ...... .. .. પુત્ર અરે દરીયા રે,
બીજીપંક્તિ : આદર કરીને એ ત્રપતસુ ન ઠારા આપણા હૈયારે.

હાક મારતા જી જી કહીને . ... જી રે : પોતે બોલાવે અને કહ્યાગરી પુત્રવધૂ 'જી' કહી ઉત્તર આપે અને હાજર થઈ જાય એવી હોંશ કઈ માતાને ન હોય!

કડવું : ૨૦ :

વસ્તુ : આવી પડેલા દુઃખથી અને પુત્રની ચિંતાથી વિલાપ કરતી મેધાવિનીને કુલિંદ રાજા પ્રારબ્ધમાં અને પૂર્વ સંચિત સુકર્મોના અભાવે સંતાનનું સુખ નહિ હોય એ પ્રકારે આશ્વાસન આપવાનો અને પોતે પણ પણ આશ્વાસન મેળવવાનો પ્રયાસ કરે છે.

કડી ૧ : કહું કામિની : આ શબ્દો ઉપરાન્ત ક્યારેક 'અહો કામિની', 'સુણ કામિની', 'ભોળી ભામિની', 'સાંભળ ભામિની' એ શબ્દો –પહેલી પંક્તિમાં કામિની અને બીજીમાં ભામિની એ ક્રમે–યોજાતા કરુણ વધુ ઘેરો બને છે.

એ તો ભવબંધનો ભાવ : ભવબંધ એટલે પૂર્વજન્મના બંધનો. ઋણાનુબંધ : પુત્રવિયોગનું દુઃખ એ તો ઋણાનુબંધનો ભાવ માત્ર છે. પૂર્વજન્મના સંચિત કર્મો અને પ્રારબ્ધ અનુસાર આથી વધારે પુત્રસુખ નહિ હોય એમ રાજા માને છે અને મેધાવિનીને એમ સમજાવે છે.

કડી ૨ : ભાંગ્યું પુત્ર રૂપિયું નાવ : પુત્ર રૂપી નાવ ભાંગ્યું –રૂપક અલંકાર. સંસારસુખના સમુદ્રમાં તરવા માટે પુત્ર નૌકા રૂપ હતો.

એ પુત્ર જતા, જેમ નૌકા ભાગી જતા મધ્ય સમુદ્રમાં પ્રવાસીઓની જેવી સ્થિતિ થાય તેવી કુલિંદ અને મેધાવિનીની થઈ.

**કડી ૩, ૪. વાવ્યા વિના શું લણિયે.........** બી જમીનમાં વાવ્યા વિના ધાન્ય લણવાની આશા રાખવી વૃથા છે તેમ પુણ્ય કાર્ય કર્યા વિના સુખની અપેક્ષા રાખવી વ્યર્થ છે જો જમણે હાથે આપણે દાન કર્યું ન હોય તો સુખ ક્યાથી પામીએ ?

દક્ષણ પાણ : દક્ષિણ પાણિ : જમણો હાથ.

પાઠાન્તર : ૧. જો દાન ન દીધુ જમણે હાથ... ... ...
૨. જો દાન ન દીધું દક્ષિણ પાણ્ય... ... . .

**કડી ૫, ૬ દામણા :** દયામણા.

પાઠાન્તર : કડી ૫. બીજી પંક્તિ : અને પરમર્યું ધન્યત્ર ........

કડી ૬. પહેલી પંક્તિ : આખો દાહો આપણ્ય દામણા.........

**કડી ૭, ૮ : કાક ઉછેરે કોકિલા બાળને .. ...** કોયલનાં બચ્ચા કાગડી સેવે છે એ તો પ્રચલિત વાત છે એથી કોયલ પરભૃતિકા કહેવાય છે જેમ કાગડાએ સેવેલા અને ઉછેરેલા કોયલના બચ્ચા મોટાં થાય, પાંખ આવે એટલે ઊડી જાય છે, તેમ ચંદ્રહાસને કુલિંદ અને મેધાવિનીએ ઉછેર્યો પણ વયમા આવતા તે પેલા કોયલના બચ્ચાની જેમ જતો રહ્યો.

**કુવર કોકિલતું બચ્ચું :** રૂપક અલંકાર

**કાક આપણ માતપિતાય :** આપણે, કુવરના માતાપિતા કોયલના બચ્ચાને ઉછેરનાર કાગડા જેવા છીએ. રૂપક અલંકાર કડી ૭ અને ૮મા સમગ્ર રીતે જોઈએ તો ઔપમ્યમૂલક દૃષ્ટાંત અલંકાર છે

પાઠાન્તર : કડી ૭ બીજી પંક્તિ :
મોટો થયે ઊડી જાય ભોળી ભામની

કડી ૮ પહેલી પંક્તિ
તેમ કુંવર તે કોકિલાનુ બચડું, ભોળી ભામની

**કડી ૯, ૧૦, ૧૧ : કલ્પવૃક્ષ :** ઇચ્છા પ્રમાણે ફળ આપનાર વૃક્ષ. **દ્રુમ :** વૃક્ષ. **પરહરે :** ત્યાગ કરે, છોડી દે. સં. परि + हृ. **સ્થાનક :** સ્થળ. **કર્મફળ :** કર્મ રૂપી ફળ.

જ્યાં સુધી વૃક્ષ યથેચ્છ ફળ આપતું હોય છે ત્યાં સુધી પક્ષીઓ તેના ઉપર નિવાસ કરે છે. ફળ આવતાં બંધ થતાં પક્ષીઓ તેને તજી બીજા વૃક્ષ પર વાસ કરે છે. તે પ્રમાણે, કુલિંદ કહે છે, કે આપણાં કર્મરૂપી ફળ હતાં ત્યાં સુધી કુંવર આપણી પાસે રહ્યો. કર્મરૂપી ફળ ક્ષીણ થતાં તે આપણને તજી ગયો,

અહીં કર્મને ફળનું રૂપક આપ્યું છે તેમ ચંદ્રહાસને પક્ષીનું અને કુલિંદ અને મેધાવિનીને કલ્પવૃક્ષનું રૂપક આપ્યું છે.

આ ત્રણે કડીઓમાં સમગ્ર રીતે ઔપમ્યમૂલક દૃષ્ટાંત અલંકાર છે.

**કડી ૧૨ : આપણ સૂકાં લાકડાં :** કર્મફળનો નાશ થતાં, અને પુત્રરૂપી પક્ષી જતાં આપણે તો વૃક્ષનાં સૂકાં લાકડાં જેવાં બની ગયાં છીએ, જેનો ઉપયોગ બળતણમાં જ કરી શકાય. તેથી કુલિંદ કહે છે : **હવે ઘટે હુતાશન. હુતાશન :** અગ્નિ.

**કડી ૧૩ : ઉદ્‌વસ્ત :** ઉજ્જડ. સં. उद्ध्वस्त.

પાઠાન્તર : આપણાં વસતાં ગામ ઉજડ.........

**કડી ૧૪ :** પોતાની આ દુર્દશા થઈ તેના કારણરૂપે કયાં પાતકો કર્યાં હશે તે કુલિંદ વિચારે છે. **પાવટ :** ઢોરોને પાણી પીવાનો આરો. **ભાજી :** ભાંગી.

પાઠાન્તર : ૧. પર્વ પાખટ રોધિયા............

૨. કાં તો પર્વત પાવટ રોધિયા......

**કડી ૧૫ : વત્સદ્રોહ :** પુત્રનો દ્રોહ. પુત્રને છેહ દેવો. **સ્વામીદ્રોહ :** સ્વામીનો દ્રોહ. **પયથી વછોડ્યાં બાળ :** સ્તનપાન કરતાં બાળકને માતા પાસેથી આંચકી લીધાં હશે !

પાઠાન્તર : કે વછદ્રોહ સ્વામીદ્રોહ કર્યો.........

**કડી ૧૬ : ભાજ્યાં** : ભાંગ્યા. કોઈના ઘર્નાં વિવાહ અટકાવ્યા હશે!

**કડી ૧૭ : કે સાંભળ્યો અંત્યજનો રાગ** : અસ્પૃશ્યની પાસે ગાયનવાદન સાંભળ્યું હશે!

**કડી ૧૮ : કે ફણુને ઠેસ્યા પાગ** : અન્નને ઠોકર મારી હશે!

**કડી ૧૯ : વ્રુત** : વ્રત. **નેમ** : નિયમ.

પ્રારબ્ધમાં હોય તો જ તે મળે છે એ વસ્તુનું પ્રતિપાદન તો પ્રેમાનંદે બીજા કડવામાં કર્યું છે. આ કડવામાં કર્માનુસાર ફળ મળે છે એ માન્યતાનું નિરૂપણ કર્યું છે. શરૂઆતની કડીઓમાં દૃષ્ટાંત આપ્યાં છે અને પછી એવાં કયાં પાપ કર્યાં હશે જેથી આવી સ્થિતિ થઈ તેનો વિચાર કરતો કુલિંદને નિરૂપ્યો છે.

## કડવું : ૨૨

**વસ્તુ** : કુલિંદને કેદ કરી ધૃષ્ટબુદ્ધિ કુંતલપુર જઈ રહ્યો હતો ત્યાં માર્ગમાં વિષયાનાં લગ્નમાંથી પાછા ફરતા ભાટ, બંદીજન વગેરે મળે છે અને ચંદ્રહાસ જેવો જમાઈ મેળવવા માટે ધન્યવાદ આપે છે. આગળ જતાં ગાલવ અને બીજા બ્રાહ્મણો મળે છે અને વિષયાના લગ્નની વધામણી આપે છે. આથી ધૃષ્ટબુદ્ધિ ગુસ્સે થઈ જાય છે અને તેમના ઉપર પ્રહાર કરાવે છે. પછી મનમાં કપટ રાખી કુલિંદ અને મેધાવિનીને મુક્ત કરી, તેમને કેદ કર્યાની વાત ચંદ્રહાસને ન કહેવાનું વચન લઈ તેમને દેશ મોકલી દે અને પોતે કુંતલપુર આવે છે.

**કડી ૧, ૨ : ભેદ કરિયે** : ભેદવાળો ઉપાય વિચારીએ. ધૃષ્ટબુદ્ધિએ કપટ કરી કુલિંદ અને મેધાવિનીને કેદ કર્યાં. તે બન્નેને પુત્રના ભાવિ વિશે આશંકા હતી. તેથી ધીરજ ગુમાવ્યા વિના, સ્વસ્થપણે કોઈક ભેદભર્યો માર્ગ શોધવા મેધાવિની પતિને સમજાવે છે.

પાઠાન્તર : કડી ૧ : બીજી પંક્તિ : આ ધૃષ્ટબુદ્ધિ લેઈ જશે......

કડી ૨ : પહેલી પંક્તિ :

ત્યાંહાં સુત મુઓ કહેશે, મન કયમ રહેશે, દહશે માહારું તન.

**કડી ૩ :** પાઠાન્તર : ૧. એમ રોતાં નર ને નાર રે, વાટને મોઝાર રે.
૨. સેવકે ઝાલ્યા રે, બન્યો જણ ચાલ્યા રે.
... ... ... ...જાય વાટ મોઝાર રે.

**કડી ૫ : નથી કો સુતને તોલે રે :** કૌંતલપુર નજીક આવતાં સામે ભાટ લોકો મળે છે અને પ્રધાનને જોઈ સર્વ તેની પાસે આવી મદનના વખાણ કરે છે કે તમારા પુત્ર જેવું કોઈ નથી.

પાઠાન્તર : પ્રધાનને જોઈ રે આવ્યા છે સર્વ કોઈ રે.

**કડી ૬ :** ભાટ લોકોએ પુત્રના વખાણ કર્યાં ત્યારે ધૃષ્ટબુદ્ધિ, સાચી હકીકતની જાણ ન હોવાથી, વખાણ કરવાનું કારણ પૂછે છે.

પાઠાન્તર : .........વખાણો તે કારણ શું છે રે.
.........ધન કયાં થકી બીખી લાવ્યા રે.

**કડી ૭ :** પાઠાન્તર : બોલિયા સહુ બંદીજન રે, રાજા તુંને છે ધનધન રે.

**કડી ૮ : ભિક્ષુક સર્વ કોય રે, ભૂપતિ સરખા હોય રે :** મદને દાનમાં એટલું બધું દ્રવ્ય આપ્યું કે ભિખારી જેવા પણ રાજા જેટલા સંપત્તિવાન થઈ ગયા.

**કડી ૯ : મદન મન શું થોલ્યો રે :** વિષયાનો ચંદ્રહાસ સાથેનો વિવાહ મદનને ઘણો રુચ્યો. **સત્પાત્ર :** યોગ્ય પાત્ર, લાયક વ્યક્તિ. **જામાત્ર :** જમાઈ.

**કડી ૧૦ :**

પાઠાન્તર : ધન્ય તમારી કમાઈ રે, જે આવો ખોળી કાઢયો જમાઈરે.

**કડી ૧૧ : એવી સાંભળી વાત કર્ણે રે**...કડવું ૧૯ અને ૨૦માંના કરૂણ રસમાંથી હાસ્ય રસમાં પ્રેમાનંદે કેટલી સ્વાભાવિકતાથી અને પટુતાથી સંક્રમણ કર્યું ! બંદીજનોને ક્યાંથી ખબર હોય કે એમની વાતો ધૃષ્ટબુદ્ધિને પ્રસન્ન કરવાને બદલે ગુસ્સે કરી રહી છે ! પરંતુ ચંદ્રહાસને તો મદને વિષ આપી દીધું હશે એમ વિશ્વાસપૂર્વક માનતા ધૃષ્ટબુદ્ધિની આ બધું સાંભળી

જે સ્થિતિ થઈ તે જોઈ–સાભળી, તેમા ય ગાલવ ઋષિ આવી પોતાના આચાર્યપદે લગ્ન કેવી સુન્દર રીતે પાર પડયુ તે વર્ણવે છે અને ધૃષ્ટબુદ્ધિ જે ગતોપીળો થાય છે અને નિષ્ફળતાની ચીડમા જે રીતે વર્તે છે તે સાભળી શ્રોતાવર્ગ તો હાસ્ય રસ માણતો હશે અને એની પરાકાષ્ઠા તો કડી ૨૯મા ગાલવ કહે છે: દુષ્ટ થયો તુષ્ટમાન રે, વધામણીમા હા ખૂધાના દાન રે' એ કટાક્ષમા આવે છે

પાઠાન્તર એવુ સાભળી કરણે રે પાપી પડયો ધરણે રે

**કડી ૧૨ રૂષિ મનમાં આહ્લાદ રે** ધૃષ્ટબુદ્ધિના અનેક કપટ છતા પોતે ભાખેલુ ભવિષ્ય સાચુ પડયુ તેનો આનદ સ્વાભાવિક રીતે ગાલવને હોય પરતુ ધૃષ્ટબુદ્ધિનુ મન જાણવા છતા, સામે ચાલી તેને લગ્નની વધાઈ (?) અને આશીર્વાદ આપવા આવવુ, એમા ઋષિને યોગ્ય નહિ એવી ક્ષુદ્ર મનોવૃત્તિનુ દર્શન થાય છે કડવુ ૭, કડી ૧૭મા ધૃષ્ટબુદ્ધિએ અપમાનેલા બ્રાહ્મણોને ગાકની દક્ષિણા આપતા ગાલવ ઋષિને હાસ્ય નિષ્પન્ન કરી લોકમાનસની સામાન્ય અભિરુચિને સતોષવા પ્રેમાનદે કેટલો નીચો ઉતાર્યો છે! કડી ૨૨ મા 'દુષ્ટ થયો તુષ્ટમાન રે વધામણીમા હા ખૂધાના દાનરે' કહેનાર, ૨૭ મા કડવામા પિતા પુત્ર વઢીને મરશે આર્હી જવાનુ નહિ કામ' કહી અભિયાગ ગણી જનાર ગાલવ નાગરવેડા ' કરનાર, કજિયા દલાલ અને વિઘ્નસતોષી લાગે છે જ્યારે તેણે જોયુ કે ધૃષ્ટબુદ્ધિએ લોક લાજે ચદ્રહાસ પ્રત્યે વિવેક દાખવ્યો છે ત્યારે ધૃષ્ટબુદ્ધિની પેલા અધિકારી વિશેની વાત સાભળી તે જાણે બાયો ચઢાવી દ્વદ્વયુદ્ધમા–અહીં વાગ્યુદ્ધમા ઊતરી પડતો લાગે છે

પાઠાન્તર રુષિને મનમાહ્યા આહ્લાદ રે, દેતા આશીર્વાદ રે

**કડી ૧૫ ભાવ્યો ગમ્યા તે તો સર્વને મન પરણાવ્યો રે:** ચદ્રહાસ સાથે તમે જે કાગળ મોકલ્યો હતો તે (તેમાની વિગતો) સર્વને ગમ્યો અને તે કાગળ લઈ તેમાની તમારી સૂચના પ્રમાણે લગ્ન યોજ્યા

રૂષિ ગાલવ થયા આચાર્ય રે : ગાલવે ધૃષ્ટબુદ્ધિને ચીડવવા જ આમ કર્યું હશે ને!

પાઠાન્તર : ત્રીજી પંક્તિ : એ તો સર્યું શુભ કારજ રે.

**કડી ૧૬ : તે દેખીને લોચન રે** ... ... ... ... ... ગાલવેનિ ગાનવાદન કરતા આવતા જોઈ ધૃષ્ટબુદ્ધિના અંતરમાં ક્રોધનો અગ્નિ પ્રજ્વળી ઊઠયો.

**કડી ૧૭ : વારમાં આવી રહેલો રે** ......... માર્ગમાં જે જે સામો આવતો તે વિષયા ચંદ્રહાસનાં લગ્ન માટે ધૃષ્ટબુધ્ધિને ધન્યવાદ આપતો.

પાઠાન્તર : ૧. ચાટકો લાગ્યો શીશ રે,
૨. અને ચીરકો લાગ્યો શીશ રે.

**કડી ૧૮ : વડું** : મોટું : **વડું માંડયું તેણે વખાણ રે, :** વધારે વખાણ કરવા માંડયા.

**પાઠાન્તર :**

જાચકને કાંઈ મન્યરે; રાય આપણપને આપશે ધન રે,
વળી માંડયું વખાણ રે, પુરોહિતને વાગે બાણ રે.

**કડી ૧૯ : પાટુ** : લાત.—**આંતરડાં** : ઢોલ, મૃદંગ વગેરેનું ચામડું કસવાની ચામડાની અમુક પ્રકારની દોરી. કયારેક આ માટે નાના પ્રાણીઓનાં આંતરડાં પણ વાપરવામાં આવે છે.

**ત્રોડયા** : તોડયાં.

પાઠાન્તર : ગાંધર્વના મૃદંગ ફોડી, જંતર નાખ્યા તોડી રે.

**કડી ૨૦ : ભેર** : ભેરી, નોબત. **નફેરી** : એક પ્રકારનો ઢોલ. **તાલકાંસી** : કાંસી જોડા, કાંસાની મોટી ઝાંઝ. **બ્રાહ્મણ મંગાવ્યા ભિક્ષા રે** : બ્રાહ્મણોની પાસે ભીખ મંગાવી.

પાઠાન્તર : ભટ્ટોને મંગાવી ભિક્ષા રે.

**કડી ૨૧ : તરભાણી :** સંધ્યાવંદનાદિમાં વપરાતી તાંબાની તાસક. સં. તામ્રભાંડ. **વેદિયા :** વેદ જાણનાર, વેદજ્ઞ બ્રાહ્મણો, 'ઋષિ વેદિયા બહુ મોટા રે.' એ વાકયના સંદર્ભને લીધે 'વેદિયા'નો તિરસ્કારસૂચક અર્થ થતો નથી.

**કડી ૨૨ :** જુઓ કડી ૧૧ અને ૧૨નું ટિપ્પણ.

પાઠાન્તર : ઋષિ કેહે રાય થયા તુષ્ટમાન રે,
વધામણીમાં દ્યો બૂસટનાં દાન રે.

(બૂસટ : સીમંત પ્રસંગે દિયર સીમંતિની ભાભીને ગાલે તમાચો મારે તે બૂસટ કહેવાય છે.)

**કડી ૨૪ થી ૨૮ :** ચંદ્રહાસ સાથે વિષયાનું લગ્ન થયું તે સાંભળી ધૃષ્ટબુદ્ધિ મિજાજ ગુમાવી બેસે છે. તો કુલિંદને મુક્ત કરી કડી ૨૬, ૨૭માંના દીન વચનો કેમ ઉચ્ચારે છે? એમાં ય એની ધૃષ્ટ અને કપટ બુદ્ધિ જ કામ કરી રહી છે. આ શબ્દો એના અંતરનો ભાવ દર્શાવતા નથી. ચંદ્રહાસ સાથેનો સંબંધ ખેલદિલીપૂર્વક તે સ્વીકારતો જ નથી. નહીં તો કડવું ૨૨ માં મદનને શબ્દપ્રહાર અને પાદુપ્રહાર ન કરે. કયા સંજોગોમાં મદને ચંદ્રહાસને વિષને બદલે લગ્નમાં વિષયા આપી તેની તેને ખબર નથી, એથી પુત્રીને વિધવા બનાવીને પણ વેરતૃપ્તિ મેળવવામાં પાછો ન પડે એવો ધૃષ્ટબુદ્ધિ કુટિલતાનો આશ્રય લે છે. કુલિંદ અને મેધાવિનીને તે કેદી અવસ્થામાં કુંતલપુર લઈ જાય તો ચંદ્રહાસ સાથે સીધા અને ખુલ્લા સંઘર્ષમાં આવવું પડે. જાહેરમાં જમાઈની હત્યા કરી બદનામી વહોરવાની તેની ઇચ્છા નથી. પરંતુ આગળ યોજ્યો હતો તેવો છૂપો ઉપાય યોજી, પુત્ર કે પુત્રીને પણ ખબર ન પડે એમ ચૂપકીદીથી ચંદ્રહાસનો નિકાલ કરી દેવા તે વિચારી રહ્યો છે. તેથી કુશળ નટની અદાથી કુલિંદ સમક્ષ દીન વચનો ઉચ્ચારી ક્ષમાયાચના કરે છે.

પાઠાન્તર :

કડી ૨૬ : જો જાણુંરી મુહુને પાપી રે, માહારૂં મસ્તક નાખશે કાપી રે.

કડી ૨૭ : ભણે આપ્યું પ્રાણનું દાન રે, ક્ષમા કરી રેહેજ્યો રાજાન રે.

કડી ૨૯ : ધૃષ્ટબુદ્ધિની વાણીનું કપટ કુલિંદ સમજી શકતો નથી. એ તો આ પરિવર્તન અંતરનું માને છે. અને ચંદ્રહાસને કોઈ વાત ન કહેવાનું સ્વીકારે છે.

પાઠાન્તર : દુઃખ સઘળું સમાવી રહેવું રે, પણ પુત્રને નહિ કહેવું રે.

કડી ૩૧ : પાઠાન્તર : દુઃખ ગયું કુંવરનું પછે કુલિંદ સુખિયો થયો રે.

કડવું : ૨૨

પરિચય : રોષે ભરાયેલો ધૃષ્ટબુદ્ધિ કુંતલપુરમાં પ્રવેશતાં, સામા મળવા આવેલા મદનને પાટુ મારે છે. પુત્ર ગુસ્સાનું કારણ સમજી શકતો નથી. નિર્દોષપણાથી એ તો એમ જ સમજે છે કે લગ્નવિધિમાં ખર્ચ કરવામાં કંઈક ઊણપ રહી ગઈ હશે એથી પિતા ગુસ્સે થયા છે. તેથી તે પિતાએ મોકલેલો પત્ર આપે છે. તેમાં વિષને સ્થાને વિષયા વાંચી ધૃષ્ટબુદ્ધિ વિમાસણમાં પડી જાય છે.

કડી ૩ : રોષથી ધૂંધવાતો ધૃષ્ટબુદ્ધિ નગરમાં આવ્યો ત્યારે, પુત્રીનાં લગ્ન જેવા આનંદને પ્રસંગે કોપનું શું કારણ હશે એ વિશે આશ્ચર્યમાં પડેલા લોકો અનુમાન કરવા લાગ્યા. લોકોએ માન્યું કે તેણે પુત્રીના લગ્નમાં જેટલો ખર્ચ કરવાનું લખ્યું હશે તેટલો ખર્ચ મદને કર્યો નથી તેથી ગુસ્સે થયો છે. જૂની વાતને તથા પ્રધાનના અંતરને ન જાણતા લોકો આવું જ અનુમાન કરે ને !

પાઠાન્તર : પ્રજા સર્વ કો વિસ્મે થાતો, સેનાપતિને આતો કોપ.
કાગળે લખ્યું તેટલું ખરચ્યું........

કડી ૪ : પાઠાન્તર : પહેલી પંક્તિ :

જોશ આપે તેહે ત્યમ નાસે, ઊભો નગ્ન રહે, સેવકને મારે;

બીજી પંક્તિ : ધુંધવાતો ફુંફવાતો દંત ડસતો, પાપી રાજદ્વારે.

કડી ૫ : પાઠાન્તર : ધૃષ્ટબુદ્ધિ આવ્યો પોળે, પણ ચઢી છે બહુ રીસ

**કડી ૬ : પક્ષવટ :** પહેરવાના વસ્ત્રનો છૂટો છેડો. સ. પક્ષ. પિતા આવ્યા છે એ જાણી મદન તેને મળવા ઉતાવળો થાય છે. અને માર્ગમાં પીતાંબરનો છૂટો છેડો અડફટમાં ન આવે માટે ઉપર વાળી કેડે ખોશી દે છે.

પાગે, ગાગે એ યમક છે, જ્યારે 'પ'ની વર્ણસગાઈ છે.

પાઠાન્તર : પાઠે પાગે અતિ અનુરાગે : .. ..

**કડી ૭ :** વિષયાના લગ્નનો પ્રસંગ સારી રીતે પોતે ઉકેલ્યો તે જાણીને પિતા પ્રસન્ન થયા હશે અને કંઈક 'લાહાણુ', ઈનામ આપશે એમ જ મદન માનતો હતો.

**કડી ૮ :** અહીં ગાલવ તકરાર ઊભી કરી ચાલતા જૂના કજિયાખોર જેવો લાગે છે.

પાઠાન્તર : પહેલી પંક્તિ :

ગાલવ રૂપિએ ગમન કીધુ, ઘણુ રીસે ભરાયો મહારાજ.

બીજી પંક્તિ : પિતા પુત્ર વઢીને મરશે, નોહે આપણું ગ્હાનુ કાજ

**કડી ૯ : તાત ન જાણ્યો વરનો વેરી :** પિતા પતિનો દુશ્મન છે એ વિષયા કેમ સમજી શકે !

પાઠાન્તર ...તાત ન જાણ્યો વેરી

**કડી ૧૦ :** વાગે વાગે વાઘા સાથે વાધો : વસ્ત્ર. લગ્ન પ્રસંગ હોવાથી દાસદાસી, બ્રાહ્મણો સર્વેએ પીળા, કસુંબી અથવા કેસરિયા વસ્ત્રો પહેર્યાં હતા, એથી ધૃષ્ટબુદ્ધિ વધારે બળવા લાગ્યો.

પાઠાન્તર ૧ દાસદાસી ઘણા બ્રાહ્મણ આવ્યા મદન સહિત સર્વ મળવા
૨ : દાસદાસી બ્રાહ્મણ મદન સહીત સર્વ આવ્યા મળવા

**કડી ૧૧ તેં શત્રુ કીધો જમાત્ર :** ધૃષ્ટબુદ્ધિ અને મદન પોતપોતાને અનુકૂળ અર્થ કરી શકે એવું દ્વિઅર્થી વાક્ય ધૃષ્ટબુદ્ધિ કહેવા ઇચ્છે છે. તે શત્રુને જમાઈ કર્યો છે મદન સમજે છે કે આપના જેટલુ દાન અને માન ન આપી તે જમાઈને શત્રુ બનાવ્યો છે.

પાઠાન્તર : પુત્ર પ્રત્યે ક્રોધ કરીને આવ્યો, પૃથ્વી પછાડ્યુ પૂજાનુ પાત્ર.

**કડી ૧૨ : તેં કીધું તે રિપુ સંગાથે :** આ વાકય પણ દ્વિઅર્થી છે.

૧. તેં જેવું આચર્યું તેવું શત્રુ સાથે જ થઈ શકે. જમાઈ સાથે તેં શત્રુ જેવો વ્યવહાર રાખ્યો છે. (તારે વધારે માન અને દાન આપવા જોઈતાં હતાં.) ૨. તેં વિષયાનાં લગ્ન શત્રુ સાથે કર્યાં છે. રિપુ : શત્રુ.

**કડી ૧૩ : મૂર્છાગત કીધો :** મૂર્છા પમાડ્યો. જેમ ચંદ્ર પડે વ્યોમથી........તેમ મદન કુંવર......' વાકયગા ઉપમા અલંકાર.

પાઠાન્તર : જેમ ચંદ્ર પડે વ્યોમથી જેમ, રાહુએ ગ્રહ્યો હોય જેવે;
તેમ મદન કુંઅર મૂર્છાગત પામ્યો, પિતાપ્રહારથી તેવે.

**કડી ૧૫, ૧૬ :** પિતાએ વિના વાંકે પાટુ માર્યું છતાં ગુસ્સો કર્યા વિના પિતૃવત્સલ પુત્ર મદન ધૈર્ય મેળી, વિનયપૂર્વક કહે છે કે તમે તો મારે મન બ્રહ્મા અને વિષ્ણુ જેવા પૂજ્ય છો. છતાં તમે મારો વાંક કાઢો છો ? જે ગુરુ, મોટાભાઈ અને પિતામહનું વચન લોપે તે મહાપાપી છે. પણ મેં એવું શું પાપ કર્યું ? મેં તો તમે કાગળમાં લખ્યું તેટલું કર્યું છે, ખચ્યું છે. હજુયે ધૃષ્ટબુદ્ધિનો ક્રોધ શા કારણે છે તે મદન સમજ્યો નથી.

પાઠાન્તર : કડી ૧૫ :

ત્યાહારે હદે ગ્રહી ઊઠયો સુત સાધુ, પ્રહાર કરે પિતા, કર જોડય.

કડી ૧૬ : ગુરુ જ્યેષ્ટ ભ્રાત તે પિતા પિતામહ......
મેં તો તમે લખ્યું તેટલું કીધું છે......

કડી ૧૭ : પાઠાન્તર : ૧...મંત્રીએ ખડબડ કરતાં લીધું.
૨.........ખડબડ કરતાં લીધું.

**કડી ૧૮ : શું લખતાં કર ન કપાયો ?** પોતે લખેલા કાગળમાં ધૃષ્ટબુદ્ધિ વિષને સ્થાને વિષયા જોતાં મનમાં વિમાસે છે કે આમ કેમ લખાયું ? વિષયા આપવાનું લખતાં હાથ કેમ ન કપાઈ ગયો ?

કઠિણું : કઠિણ, કઠણ, સખત માર માર્યો. સં. कठिन.

પાઠાન્તર : ૧ મેં તો મિથ્યા કુંવરને કહિણુ ઘણો માર્યો......
૨ મેં તો મીઠા કુંવરને પૂઠે ચરણુ મારયો, લખતાં માહારો કર કપાયો.

**કડી ૧૯ : કર કપાયો :** પોતે ગફલતમાં **વિષને** સ્થાને **વિષયા** લખી 'હાથ કાપી' દીધા છે. વાંક મદનનો નથી પણ પોતાનો છે.

પાઠાન્તર : પણ અરે એ દિકરીને પરણ્યો, તો તે દુઃખે રૂદયા બળો રે.

કડવું : ૨૩

વસ્તુ : વિષનું વિષયા કેમ થયું તેનો ભેદ ન સમજતાં તે પોતાની ભૂલ હશે એમ માની, મદને પોતાની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું હોવાની ઊડતી વાત સાંભળી હોવાનું બહાનું કાઢી, પુત્રના મનનું સમાધાન કરે છે અને ચંદ્રહાસને બોલાવી ઉપર ઉપરની મમતા બતાવે છે.

**કડી ૧, ૨, ૩ : મારગ માંહે સાંભળી એક ઉડતી એવી વાત :** વિષયના લગ્ન માટે મદનનો નહીં પણ પોતાનો જ વાંક હતો એમ કાગળ જોયા પછી ધૃષ્ટબુદ્ધિને લાગે છે, એથી પોતાના વર્તને પુત્રને માઠું લાગ્યું હશે, એમ માની તે માટે બહાનું ઉપજાવી કાઢે છે. અને કહે છે કે માર્ગમાં એણે એક અફવા સાભળી કે તેણે પત્ર લખ્યો હતો તે પ્રમાણે ન કરતાં ઊલટું મદને તે પત્ર ફાડી નાખ્યો હતો. આ વાત સાંભળી તેને ગુસ્સો આવ્યો હતો.

પરંતુ આ કારણ દેખીતી રીતે જ અપ્રતીતિકર છે. ધૃષ્ટબુદ્ધિ આવ્યો ત્યારે પણ ઉત્સવનું જ વાતાવરણ સર્વત્ર હતું. વિષયા પણ સામે લેવા આવી હતી, અને તેની ચુંદડી, મીંઢળ વગેરે લગ્નનું જ સૂચન કરતાં હતાં.

ખપ કરી ૧. આવશ્યકતા પડયે. ૨. ત્વરાએ, ઉતાવળે.

અણચિંતવ્યો : કોઈને ખબર પડયા વિના, જાણબહાર.

પાઠાન્તર : કડી ૧ : લખ્યું તું કંઈ ને થયું કંઈ, એ દીઠી વિપરીત વાત.
કડી ૨ : બીજી પંક્તિ.........તુજને મન ન આવ્યું.

કડી ૪, ૫ : કાં જે : કારણ કે. કષ્ટ પડશે આપણને ઉગારે...... ધૃષ્ટબુદ્ધિનું આ વચન કેટલું સાચું પડે છે ! તેણે યોજેલા ચાંડાળો ચંદ્રહાસને બદલે મદનની હત્યા કરી નાખે છે. અને આઘાતથી તે પણ આત્મહત્યા કરે છે ત્યારે ચંદ્રહાસ જ પોતાની ભક્તિથી તેમને પુનર્જીવન અપાવે છે.

પાઠાન્તર : કડી ૪ : મળવાને મારું મન દીસે છે ... ... ... ...

કડી ૫ : એવા મગા સજ્જન ક્યાંથી ... ... ... ...

કડી ૬ : પાઠાન્તર : મદને જાણ્યું બનેવીને એમ પિતાએ ઇચ્છિઓ, તેડવા ધાયો સાધુને કપટ કાંઈ નવ પ્રિછયો.

કડી ૭ : પાઠાન્તર :

તહૂમને મળ્યા વિના નથી પાણી પીતો સાધુ તેહે માહારો તાત;

કડી ૮ : મન ... વાધ્યું : પ્રસન્ન થયા.

કડી ૯ : પાઠાન્તર : વાટમાંહા વાતો કરતાં કર અન્યોઅન્ય ઝાલ્યો.

કડી ૧૦ : અશ્વિનીકુમાર : અશ્વિનીકુમાર. સૂર્યના જોડિયા પુત્રો. અશ્વિની (ઘોડી) નું રૂપ ધારણ કરેલી સૂર્યામાં સૂર્યએ અશ્વનું રૂપ ધારણ કરી આ પુત્રો ઉત્પન્ન કર્યા હતા. બન્ને અશ્વિનીના નસકોરામાંથી નીકળ્યા હતા તેથી તેમને નાસત્ય પણ કહેવામાં આવે છે. ઇન્દ્ર આ બન્નેને યજ્ઞભાગ લેવા દેતો નહી, પણ પરંતુ યુવાન સુકન્યા સાથે લગ્નસુખ ન ભોગવી શકતા વૃદ્ધ ચ્યવનને, સુકન્યાની પતિભક્તિથી પ્રસન્ન થઈ, દેવોના વૈદ્ય અશ્વિનીકુમારોએ યુવાન બનાવ્યા તેથી ચ્યવને તેમને યજ્ઞભાગ અપાવ્યો. આ બન્ને અશ્વિનીકુમારો અવિભાજ્ય ગણાય છે.

જાણે અશ્વિનીકુમારનું જોડું : ઉત્પ્રેક્ષા અલંકાર. વળગ્યા : સં. वि + लग् ઉપરથી. અળગા : સં. अ + लग् ઉપરથી.

પાઠાન્તર : ૧. બાંહે બેરખા, પોહોચ્યે પોહોંચી, બંન્યો બેલડિયે વળગ્યા. જાણે અશ્વનીકુમાર જુગ્મ જોડું, એ નથી થાતા (હો અશ્વ) અળગા.

૨. બીજી પંક્તિ : શોભા બન્નેની શી કહું, જેમ ચંદ્રથી તારા અળગા.

**કડી ૧૧ : બત્રીસલક્ષણા :** સર્વગુણસંપન્ન. **ચામાત્રના :** જમાઈના. સં. जामात्र. **ચામાત્રના યુગ્મ લોચન તીર :** રૂપક અલંકાર. ચંદ્રહાસની અણિયાળી આંખો ધૃષ્ટબુદ્ધિને જાણે વીંધી નાખતી હોય તેમ તે અનુભવે છે.

**કડી ૧૨, ૧૩ : ગતે કરીને પવન સરખો :** ચંદ્રહાસને પવન સાથે સરખાવ્યો છે. **ઉપમા** અલંકાર.

પાઠાન્તર : ગતિએ વેગે પવન સરખો......

**ગંભીરતાએ સમુદ્ર (સરખો) :** ઉપમા અલંકાર.

**દેહે જાણે અનળ સરખો :** અનળ : અગ્નિ; સં. अनल. 'જાણે'થી સંભાવના છે. પરંતુ 'સરખો' ઔપમ્યસૂચક શબ્દ ઉત્પ્રેક્ષાની સંભાવના દૂર કરી **ઉપમા** અલંકાર સ્પષ્ટપણે સૂચવે છે.

પાઠાન્તર : વિવાદે જાણે નળ સરખો......

**શીતળતાએ ચંદ્ર (સરખો) :** ઉપમા અલંકાર. **સંગ્રામે સુરપતિ સરખો :** યુદ્ધમાં ઇન્દ્ર જેવો. **ઉપમા** અલંકાર. **ગણેશ સરખો ગુણવાન :** ગુણોમાં ગણપતિ સરખો. **ઉપમા.**

પાઠાન્તર : સંગ્રામે સુરપતિ સરખો, ભક્તિયે ધ્રોપ સમાન.

**મહિમાયે મહાદેવ સરખો :** મહિમા–યશમાં શંકરના જેવો. **ઉપમા.**

**તેજે કરીને ભાણ (સરખો) :** તેજમાં સૂર્ય જેવો. **ઉપમા. ભાણ :** સૂર્ય. સં. भानु. ઉપરની કડીમાં સ, ગ, મ, ની વર્ણસગાઈનું માધુર્ય નોંધો.

**કડી ૧૪ : હેમના :** સુવર્ણનો. **દુગદુગી :** કાનનું એક ઘરેણું. **દ્યોતી :** પ્રકાશતી. સ. द्युः પ્રકાશવું ઉપરથી.

પાઠાન્તર.........દુગદુગી રહી છે સોહોતી.

આ કડી મ, ક, હ, દ ની વર્ણસગાઈની સાહજિકતા અને મધુરતા નોંધો.

કડી ૧૫: કટી કદોરો : કેડનો કંદોરો. ક્રોધી દૃષ્ટે : ગુસ્સાભરી નજરે.

પાઠાન્તર : શોભે સૂક્ષ્મ કટિકંદોરો, ઘૂંટી કેરે કમળનો વાગો,
ધૃષ્ટબુદ્ધિ ભરી દષ્ટે જોયો, જમાઈ રાજા સરખો લાગ્યો.

કડી ૧૬ પરિમલ : સુગંધ. અગરજા : અગરુ, એક સુગંધી પદાર્થ. રોળ : લેપન. રંગિત અધર તંબોળ : પાનથી લાલ બનેલા હોઠ. પાઠાન્તર : રંગત અધર તંબોળ. પ, ગ, અ, ર, ની વર્ણસગાઇ અને 'ચંપક ચંદન,' 'અંગ અગરજા,' કરે, વરે ના યમકનું લયમાધુર્ય નોંધો.

કડી ૧૭ નેહભર્યા : સ્નેહભર્યા. નેત્ર નેહભર્યાં જાગરણે...નાર. ચંદ્રહાસની આંખો મધુરજનિના જાગરણે સ્નેહભરી છે. એના નયનોને જાણે વિષયાના સ્નેહે આવરી લીધાં છે.

શાર્દુલ : સિંહ. બાર : બહાર. સસરા પાસે આવ્યો સાધુ... ઉપમા અલંકાર.

પાઠાન્તર : ૧ નેત્ર નેહભર્યાં જાગરણે, એ વરિયો છે વિષયા નારી.
સસરા પાસે આવ્યો સાધુ જમ, ધૃષ્ટબુદ્ધે શુદ્ધ વિચારી.
૨ બીજી પંક્તિ : સસરા પાસે આવ્યો સાધુ,
જયમ સ્થાનથી શાર્દૂલ નીસરે બહારય.

કડી ૧૯ : ભૂર : લુચ્ચો. સૂર : દેવ. અહીં સૂર્ય અથવા ચંદ્ર.

જેમ રાહુએ ભેટયો સૂર : કશ્યપ ઋષિનો સિંહિકાથી થયેલો અસુર પુત્ર રાહુ અમૃતપાન વખતે દેવોની પંક્તિમાં છૂપી રીતે પ્રવેશ્યો હતો, ત્યારે સૂર્ય અને ચંદ્રએ તેને ઓળખી જઈ વિષ્ણુને બતાવ્યો હતો અને વિષ્ણુએ અમૃત તેના ગળાથી નીચે ઊતરે તે પહેલાં તેનું મસ્તક છેદી નાખ્યું હતું. પરંતુ કંઠમાં અમૃત ગયું હોવાથી ધડ વિનાનું મસ્તક જીવી ગયું. ત્યારથી રાહુને ચંદ્ર અને સૂર્ય સાથે વેર છે એમ માનવામાં આવે છે અને ગ્રહણ વખતે રાહુ સૂર્ય કે ચંદ્રને ગ્રસી જવા ધસે છે એમ મનાય છે. અહીં ધૃષ્ટબુદ્ધિને રાહુ સાથે અને ચંદ્રહાસને સૂર્ય અથવા ચંદ્ર સાથે (નીચેના

પાઠાન્તર અનુસાર સૂરજ સાથે, પણ યોગ્ય રીતે ચંદ્ર સાથે) સરખાવ્યો છે. ધૃષ્ટબુદ્ધિએ ચંદ્રહાસ પ્રત્યે ઉપર ઉપરથી સ્નેહ તો બતાવ્યો પણ મનમા તો ગહુની જેમ તેને ગ્રસી જવાની પ્રબળ ઇચ્છા હતી.

કડી ૨૦ પાઠાન્તર સૂરજ સરખો શોભતો સાધુ. ...

કડવું : ૨૪

વસ્તુ ધૃષ્ટબુદ્ધિ પુત્રીને વિધવા બનાવવાનું પાપ વહોરીને પણ ચંદ્રહાસની હત્યા કરવાનો નિર્ણય કરે છે. એક અધિકારીની મોઘમ વાત કરી ગાલવને કહે છે કે તેનુ વચન મિથ્યા થયુ છે ત્યારે ગાલવ કહે છે કે તેનુ વચન મિથ્યા નથી થયુ અને તે 'અધિકારી'ની પુત્રીને પૂર્વનો ભિખારી જ પરણ્યો છે. આ મહેણાથી ચંદ્રહાસને મારવાનો તેનો વિચાર મક્કમ થાય છે, અને ચંદ્રહાસને મધ્યરાત્રે દુર્ગાદેવીની પૂજા કરવા જવાનુ કહે છે અને તેને મારી નાખવા ચાડાળોને મોકલે છે

**કડી ૧ : સસરાનો સ્નેહ નવ કળિયો** સસરાનો સ્નેહ અંતરનો નથી પણ ઉપર ઉપરનો છે એ ભેદ ચંદ્રહાસ સમજી શક્યો નહિ, એ વાતથી પ્રધાન નિશ્ચિંત થાય છે

પાઠાન્તર : જામાત્ર તે સુજને મળિયો, સસરાનો સનેહ વળિયો

**કડી ૩, ૪ : જુગતે** યુક્તિએ ધૃષ્ટબુધ્ધિ જાણે છે કે ચંદ્રહાસને ખુલ્લા યુધ્ધમા તે જીતી શકે એમ નથી એથી કપટ યુક્તિ કરી તેને મારવાનો ઉપાય વિચારે છે

પોતાની જીદને માટે પુત્રીને વિધવા બનાવવા પણ તે ખચકાય તેમ નથી એ કૃત્યમાં ઘોર પાપ છે, તો અડસઠ તીર્થની યાત્રા કરી તેનુ પ્રાયશ્ચિત કર્યા નથી ?

**નાઉ :** ન્હાઊં. સ્નાન કરું. પાઠાન્તર : કડી ૩ : બીજી પંક્તિ : વેર વિધવાને વિધવા કરાવુ ચોથી પંક્તિ : કરૂ કપટ, કરો ઉપાય

કડી ૪ : પંક્તિ ૩, ૪

પૂજ્ય મારયે હત્યારો થાઉં, પેરયે પેરયે અડસઠ તીરથ નાહાઉં

**કડી ૫ : શ્યામ મુખ પરધાને કીધું** : ગાલવ ઋષિ સભામાં આવવાથી ધૃષ્ટબુદ્ધિનું મો કાળું પડી ગયું. પોતાના અનેક પ્રયત્નો છતાં વિષયા સાથે ચંદ્રહાસનું લગ્ન થયું અને ગાલવનું વચન સાચું પડયું એથી ગાલવ આગળ તો તેને નીચું જોવું પડે એવી સ્થિતિ થઈ હતી.

**કડી ૬ થી ૧૦ : વિપ્ર** : બ્રાહ્મણ. **દેખીતા મોટા** : બહારથી દેખાવે મોટા. **પ્રશ્ન પડે છે ખોટા** : ભવિષ્ય વચન ખોટાં પડે છે. **પુરૂષ** : પુરુષ. **હુતો** : હતો.

ગાલવના આગમનથી થયેલો ક્ષોભ ઢાંકવા અને રખેને ગાલવ પોતે વાત ઉપાડે અને નામોશી અનુભવવી પડે માટે તે પહેલાં જ તેને ચોરા કરાવી બોલતો અટકાવી દેવા ચંદ્રહાસને સંબોધી, ધૃષ્ટબુદ્ધિ મોઘમ રીતે કેવળ ગાલવ જ મૂળ પ્રસંગ સમજી શકે એ રીતે કહે છે કે તેનું વચન ખોટું પડયું છે, ભિખારીને બદલે એક રાજપુત્ર તેની કન્યાને પરણ્યો છે. એથી તેણે આ દેશનો ત્યાગ કરી દેવો જોઈએ. ધૃષ્ટબુદ્ધિ મનમાં ધારે છે કે ચંદ્રહાસ તે જ પેલો અનાથ બાળક છે તેની ગાલવને ખબર નહિ હોય.

પાઠાન્તર : કડી ૭ પંક્તિ ૩–૪ :

એક જુગમાં જાણીતો રૂષિ, તે વણ પુછે બોલ્યો મુખી.

કડી ૯ : પંક્તિ ૧–૨ :

પછે તેહે ભિક્ષુક રડવડી મુઓ. તેહે કન્યાને પરણ્યો જુઓ.

**કડી ૧૧ : ત્યારે જામાત્રે નીચું નીહાળ્યું** : ધૃષ્ટબુદ્ધિએ કરેલી મોઘમ વાતનો ધ્વનિ ચંદ્રહાસ સમજી જાય છે. કુંતલપુરમાં પ્રવેશતાં જ તેને પોતાના બાળપણની ભિખારી અવસ્થાનું સ્મરણ થયું હતું. (કડવું ૧૦ : કડી ૬, ૭, ૮) અને ધૃષ્ટબુદ્ધિએ તિરસ્કારપૂર્વક તે ભિખારી બાળકનો (તેનો પોતાનો) નિર્દેશ કર્યો તેથી ક્ષોભ અનુભવે છે.

ચંદ્રહાસ તો ધૃષ્ટબુદ્ધિના વચનનો પ્રતિવાદ કરતો નથી, પણ ગાલવ તે સહન કરી શકતો નથી, અને બ્રાહ્મણનું વચન કયારેય મિથ્યા ન થાય એ પ્રકારના વચનો અભિમાનપૂર્વક ઉચ્ચારે છે.

પાઠાન્તર : કડી ૧૧. ચોથી પંક્તિ : પ્રધાનને વચનમાહા લીધો.

કડી ૧૨ : ત્રાડે · મોટે અવાજે. **વિપ્રનું વચન પ્રમાણ :** રામનું બાણ જે કદી મિથ્યા ન થાય તે પણ કદાચ મિથ્યા થાય પણ બ્રાહ્મણનું વચન હમેશા પ્રમાણભૂત જ ગણાય છે, મિથ્યા થતું જ નથી. 'રામનું બાણ' ઉપમાન છે. તેના કરતાં ઉપમેય 'બ્રાહ્મણના વચનો'ને ચઢિયાતુ બતાવ્યું છે. વ્યતિરેક અલંકાર.

પાઠાન્તર : પણ વિપ્રવચન ન અપ્રમાણ

કડી ૧૩ · ખોટારા - ખોટા.

પાઠાન્તર : ત્રીજી પંક્તિ : ગવિચક્રમંડળ શું ચળે

'આકાશના તારા' ઉપમાન કરતા ઉપમેય–બ્રાહ્મણને ચઢિયાતા બતાવ્યા છે. વ્યતિરેક અલંકાર.

કડી ૧૪ **મેર :** મેરુ પર્વત

**સાત સાગર :** ક્ષાર, ઇક્ષુ, સુરા, ઘૃત, ક્ષીર, દધિ અને શુદ્ધ એ સાત સાગરો. સાગર પોતાના કિનારાની મર્યાદા છોડતો નથી, શેષ નાગ, મેરુપર્વત અને સાગર એ ત્રણે ઉપમાનો કરતા અહીં પણ બ્રાહ્મણોના વચનને ચડિયાતાં બતાવ્યા છે વ્યતિરેક અલંકાર

પાઠાન્તર : બીજી પંક્તિ તો યે અમારા કહ્યામા ન હોય ફેર

કડી ૧૫ : **ફોક :** મિથ્યા વાજ ત્રાસ. **વિધાતા બ્રહ્મા મઘવા :** ૧ ઇન્દ્ર ૨ વ્યાસ. (જુઓ કડવુ ૧, કડી ૮નું ટિપ્પણ) જે અઠ્ઠાવીશ વ્યાસ થયા તેમા એકનુ નામ મઘવા હતુ. અહીં, વેદશાસ્ત્રમા પારગત ઋષિ એટલો અર્થ છે આ પંક્તિમા સભરતયા ભૃગુઋષિના પ્રસંગનો નિર્દેશ છે. બ્રહ્મા, વિષ્ણુ અને શંકર એ ત્રણેમા ઉત્તમ દેવ કોણ તેની પરીક્ષા કરવા ઋષિઓએ ભૃગુને મોકલ્યા તે પ્રથમ બ્રહ્માને ત્યા ગયા અને તેમને પ્રણામાદિ કર્યાં વિના અવિનયથી ઊભા રહ્યા. બ્રહ્માને ઘણું ખોટું લાગ્યુ શંકરને ત્યા જઈ આ પ્રકારનું આચરણ કરતા તે તો ત્રિશૂળ લઈ મારવા જ દોડયા છેવટે

ભૃગુઋષિ વૈકુંઠમાં ગયા અને સૂતેલા વિષ્ણુ ભગવાનના વક્ષસ્થલમાં લાત મારી. વિષ્ણુએ ગુસ્સે થવાને સ્થાને, 'તમારા પગને તો નથી વાગ્યું,' એમ કહી તેમના ચરણ ચાંપવા માંડયા.

**કડી ૧૬ : વાહવ :** બ્રાહ્મણ (અને અગ્નિ). **વંક :** વાંક.

**કડી ૧૭ : ગાંજી :** હરાવી, દબાવી. **ભાંજી :** ભાંગી.

પાઠાન્તર : ચોથી પંક્તિ : પરણ્યો સસરાના હોઠ ભાંજી.

**કડી ૧૮ : વિકાર્યું રૂપ :** તેણે ભયંકર રૂપ ધારણ કર્યું.

**કડી ૧૯ : પારકી વાતમાં શિદ પડીએ ?** ગાલવે જ્યારે સ્પષ્ટ વાતો કરવા માંડી ત્યારે પોતાની બાજી ઉઘાડી પડી જશે, ચંદ્રહાસ તેના કપટી સ્વભાવ વિશે જાણી જશે, અને સભાજનોમાં બદનામી થશે તેવા ભયથી પેલા 'અધિકારી' વાળી વાત સાથે પોતાને કંઈ સંબંધ ન હોય તેમ વાત ટાળવા પ્રયાસ કરે છે.

**પછે ઉઠી ગયો અજાણ :** વાત વધારે ન લંબાય એ માટે, અજાણ હોય તેવો દેખાવ કરી પ્રધાન ઊઠી જાય છે. **શિદ :** શા માટે. **વાયક :** વાક્ય.

પાઠાન્તર : ૧. રહી ના શકાય મેં આહાવૂં
એ જ્યામાત્રને કપટે મરાવૂં
રૂખિને વચને થયો પરિતાપ.
એરે માર્યાનું મુજને ન લાગે પાપ.

૨. પંક્તિ ૩, ૪ :
રૂષિને વચને થયો પરિતાપ;
એમાં શાનું લાગે મુને પાપ.

**કડી ૨૧ : પાછલો દિવસ ઘટિકા ચાર :** દિવસ આથમવાને ચાર ઘડી બાકી રહી હતી ત્યારે. **મન વોણું :** મન વિહોણું. મન વગરનું.

**કડી ૨૨ : કાહ્લા :** વહાલા **અદકા :** વધારે સં. અધિક ઉપરથી.

પાઠાન્તર : બીજી પંક્તિ . જે સમપણ કીધુ આડે

ચોથી પંક્તિ : મુકુને મદન પે ઘણુ તદ્દમ્યો વાહાલા

**કડી ૨૩ ઢીમ :** સોનાની મોટી લગડી ચોસલો

**કડી ૨૪ : બીજા :** પારકા, અહી ગાનનનો નિર્દેશ છે.

**ભૂંડું :** બૂરું, ખરાબ.

ગાલવે ભરસભામા પેના અધિકારીની વાતનો સ્ફોટ કરી દીધો, તેમ બીજી વાતો કરી ચંદ્રહાસને જો તે ભભેરે તો ધૃષ્ટબુદ્ધિની યુક્તિ સફળ ન થાય દેવીની પૂજા કરવા જના માટે તે ચંદ્રહાસને કહેવાનો છે, એમા તે બીજા કોઇને પૂછે નહી માટે આ પ્રકારની શિખામણ આપે છે

**કાળકા :** કાલિકા માતાનુ રુદ્ર સ્વરૂપ–મહાકાલી

પાઠાન્તર : પંક્તિ ૩, ૪ :

એક અમારા પૂર્વજે સેવી, અમ કુલની કાનિકાદેવી

**કડી ૨૬ : શક્તિ :** માતા **શક્તિ સંતોષ થાયે :** શક્તિને સંતોષ થાય, શક્તિ સંતોષ પામે **દેહરૂં :** મંદિર દેવગૃહ ઉપરથી **ઓતારું :** ઓતરાદુ. સં ઉત્તરત. ઉપરથી

પાઠાન્તર : દે'રૂ નગ્રથી પુઠે ઓતારુ

**કડી ૨૮ આઈ** માતા સ આર્યા ઉપરથી **પૂજા** પૂજા માટેની સામગ્રી

**કડી ૩૦ : અવડ :** અણાવરુ વપરાશ વિનાનુ નિર્જન હેરૂ જાસૂસ, બાતમીદાર અહી અત્યંત વિશ્વાસપાત્ર માણસો એવો અર્થ કરવો

**કડી ૩૨ :** પાઠાન્તર : પંક્તિ ૧, ૨ :

દ્વારે ખડગ મામા ધરજો, શત્રુને મારી કડકા કરજો

**કડી ૩૩ : ખાંડાં :** તલવારો

પાઠાન્તર : પંક્તિ ૩, ૪ : ૧. હરખીને ચારે ચાલ્યા,
ખેહુ પાલિહિયા કરમાં ઝાલ્યાં
૨. ચોથી પંક્તિ : ખાંડા પાણીવાળાં કરે ઝાલ્યાં.

કડી ૩૪ : પાઠાન્તર :
પંક્તિ ૧, ૨ : સંતાઈ ચારે રહ્યા, પણ ચંદ્રહાસ નવ લહ્યા.
પંક્તિ ૪ : શાલિગ્રામ ગ્રહ્યા કંઠ સાથ.

કડી ૩૫ : પાઠાન્તર : ૧. તેને કોણ કપટે કરી મરાવે,
જેને અવિનાશી ઉગારે ભાવે.
૨. જેને અવિનાશી નીત ઉગારે.

કડી ૩૬ : પાઠાન્તર : ઉગારે અવિનાશી જેને, તેને કોઈ ગાંજે નહિ રે.

કડવું : ૨૫

વસ્તુ : વિષયાનું લગ્ન થઈ ગયું અને પોતે કુંવારી રહી ગઈ તેથી રાજકન્યા ચંપકમાલિની પોતે પણ ચંદ્રહાસને પરણવા વિચારે છે અને તે માટે મદનની સહાય માગે છે. કુંતલ રાજાને પણ રાત્રે ભયંકર સ્વપ્ન આવ્યું અને મૃત્યુ નજીક આવ્યું જાણી મદનને રાજ્યભાર સોંપી ચંપકમાલિનીને પરણાવવાની જવાબદારી સોંપી વનમાં જવાનો નિર્ધાર કરે છે. મદન ચંદ્રહાસ સાથે ચંપકમાલિનીનું લગ્ન કરવા રાજાને સલાહ આપે છે અને રાજાની ઇચ્છા અનુસાર ગતોગત લગ્નવિધિ કરી દેવા મદન માતાની પૂજા કરવા જતા ચંદ્રહાસને રાજભવન મોકલી, પોતે મંદિરે જાય છે. અને ચાંડાળો તેની હત્યા કરી નાખે છે.

કડી ૧ : પાઠાન્તર : જૈમિનિ વાણી બોલિયા, સુણ જનમેજય રાયજી.

કડી ૨ : સહિયારી : સહિયર, સખી. કલેવરમાં : કલેવર: શરીર. અહીં અંતરમાં.

પાઠાન્તર : એક એકથી રૂપે રૂડી, બન્નો સરખી નારીજી.

**કડી ૫ : મારાજ .** મહારાજ, ગજા મદન કુતલ ગજાનો અત્યત વિશ્વાસુ છે

**કડી ૬ : પૌર્ણમાસી** પૂર્ણિમાની ગત્રી **પહોર** પ્રહર. એક પ્રહરના ત્રણ કલાક પૂર્ણિમાની એક પ્રહર ગત્રિએ, ગત્રિના પહેલા પ્રહરમાં કુતલને અશુભ સ્વપ્ન આવ્યુ

**કડી ૮, ૯ સ્વપન :** સ્વપ્ન **દક્ષિણ ગયો :** દક્ષિણ દિશામા ગયો દક્ષિણ દિશામા યમનો વાસ છે એમ મનાય છે **રુધિર :** લોહી **પ્રાશન :** પાન કરવુ, પીવુ **કાળપુરુષ .** મૃત્યુ, યમ **અસવા .** પકડવા **કાંપે :** કાદવ વડે

કડી ૧૦, ૧૧ કડી ૮, ૯માનુ ભયકર સ્વપ્નનુ વર્ણન સાભળી ગાલવ ઋષિ એનુ ફ્લ કહે છે કે છ માસમા તમારુ મૃત્યુ થશે એથી કુતલ સ્વર્ગ મેળવવા એ છ માસ દરમ્યાન વનમા તપ કરવા જવાનો નિર્ધાર કરે છે

કડી ૧૨, ૧૩ રાજ્યનો ભાર તો તે મદનને સોપી દે છે પણ પોતાની કન્યા હજુ કુવારી છે એની ચિંતા છે તેથી તેના લગ્નનો ભાર પણ મદનને સોપે છે

**મેં દશ વરસ લગી પુત્રીને, ન ખોળ્યો જમાઈજી.**

ચપકમાલિનીની વય દશ વર્ષની છે એમ અહી જણાવ્યુ છે કડવુ ૧૪, કડી ૩, ૪, ૫ મા વિષયા અને ચંપકમાલિનીને પ્રાપ્તયૌવના અને અનંગદગ્ધા તરીકે વર્ણવી છે જે શ્રૃંગારનુ નિરૂપણ પછીના કડવામા ( કડવુ ૧૫ ) કર્યુ છે તે માટે તે બન્નેને જ્ઞાતયૌવના જ દર્શાવવી પડે અહી દશ વર્ષની ઉમ્મર કેવળ પ્રેમાનદના જમાનામા પ્રચલિત બાળલગ્નની રૂઢિનો જ પડઘો પાડે છે अष्टवर्षा भवेद् गौरी એ શાસ્ત્રવચન અનુસાર રજસ્વલા થતી અપરિણિત પુત્રીનો પિતા નર્કગામી થતો એ તત્કાલીન માન્યતા દશ વર્ષની વયે ગામવિદ્ગ્ધતાના અસભવનિરૂપણ માટે જવાબદાર છે

પાઠાન્તર · પણ દાઝ નહી એક મોટી મનમા જ્ઞાનામૃત નવ પીધુજી,
દશ વર્ષની ગજકુવરીનુ કન્યાદાન ન દીધુજી.

**નોંધ**: મૂળ અશ્વમેધમાં આ સ્વપ્નની વાત નથી, ગાલવ ઋષિ રાજાને 'અરિષ્ટાધ્યાય' વાંચી સંભળાવતા હતા, તે ઉપરથી રાજાને થયું કે તેનો મરણસમય નજીક આવ્યો છે. તેથી ચંપકમાલિનીને પરણાવી નિશ્ચિંત થવું જોઈએ. વિષયાના લગ્ન સમયે તેણે ચંદ્રહાસને જોયો હતો, અને તે ગમી ગયો હતો તેથી ચંદ્રહાસ સાથે ચંપકમાલિની પરણાવી તેને રાજસત્તા સોંપવાનો નિર્ધાર કરી, રાતોરાત લગ્ન કરી નાખવા ચંદ્રહાસને બોલાવી લાવવા મદનને આજ્ઞા કરી. અને ચંદ્રહાસ આવતાં જ તેનું લગ્ન કરી રાજ્ય પણ આપી દીધું. અને અરણ્યમાં તપ કરવા જતો રહ્યો.

**નાકરે મૂળથી જુદા પડી નીચે પ્રમાણેનું નિરૂપણ કર્યું છે:**

રાયે છે તોરંગ માંહે, દર્પણ માંહે મુખ જુએ;

...... ...... ......... .........

અરીસા માંહે મુખ જોતાં, વિરોધ કેરું વાર:

કમળ (મુખ) પાખે ધડ નિરખ્યું, એકલું શરીર * *

આનું ફળ રાજા ગાલવને પૂછે છે ત્યારે તે અરિષ્ટોના ફળ વિશે ગ્રંથ લાવી કહે છે કે તારું આયુષ્ય બે દિવસનું જ છે. એથી મદનની સલાહ પ્રમાણે ચંદ્રહાસ સાથે કન્યા પરણાવે છે.

**કડી ૧૪**: પાઠાન્તર: બીજી પંક્તિ:

કુળ રૂપ અતિશે રૂડું, સાધુનું સ્વજન જી.

**કડી ૧૫**: **ચૌદ વિદ્યા**: ચાર વેદ, નિરુક્ત, જ્યોતિષ, છંદ, વ્યાકરણ, કલ્પ, ધર્મશાસ્ત્ર, પુરાણ, મીમાંસા, અને તર્ક એ ચૌદ મહાવિદ્યા ગણાય છે.

**નર્ખે**: નિરખતાં. **હર્ખે**: હરખે.

**કડી ૧૬**: **થઈ મગ્નજી**: આનંદ પામી.

**ઘડિયાળાં લગ્ન**: ઘડિયાં લગ્ન. ગમે તે વખતે થાય તેવું અથવા વિવાહ અને લગ્ન બન્ને એકી સાથે થાય તેવું લગ્ન.

પાઠાન્તર : પહેલી પંક્તિ :

ત્યારે ગાલવ કહે એ વર કેરું ભાગ્યે બાઝે દવડું જી.

બીજી પંક્તિ : ૧. વિહિવા કરો તો આજ મધરાત્યે છે ઘડિયાં લગ્નજી.

૨. અને વીવા કરો તો આજ મધરાત્યે લગ્ન ઘડિયાંરુજી.

કડી ૧૯ : અર્ચા : અર્ચના. કપાળે કેશર ચંદનનો ચાંદલો કર્યો હતો.

પાઠાન્તર : બીજી પંક્તિ ... ... ... ... કેશર અરચ્યા ભાલજી.

કડી ૨૦ : પાઠાન્તર :

૧. હરિભકતને આવતો દેખિ, અશ્વથી મદન ઉતર્યો જી,

૨. હરિભકતને દેખી અશ્વથી મદન મેદિની ઉતરિયો જી.
(મેદિની : પૃથ્વી)

કડી ૨૧ : પાઠાન્તર : બીજી પંક્તિ.

શસ્ત્ર વસ્ત્ર વિના બંધુ કાં જાઓ, કર ગ્રહ્યું પૂજન પાત્રજી.

કડી ૨૨ : શ્વસુર તે પિતાને સ્થાનક : સસરો તે પિતાને સ્થાને છે. તેને પિતાના જેટલું જ માન આપવું જોઈએ.

કડી ૨૩ : પૂજનીક : પૂજાને પાત્ર. જમાઈ પૂજાને પાત્ર ગણાય છે. અહીં 'પૂજનીક'નો અર્થ જમાઈ.

પાઠાન્તર : ૧. આમારી કુળદેવીને પૂજે, જે થાય નવો પૂજનીકજી.
માટયે મધ્યરાત્રે મોકલ્યું છૂ, કોહોની ન ધરશો બીકીકજી.

૨. અમારે કુળદેવીને પૂજે, જે થાય નવો જમાઈજી.

કડી ૨૪ : પિતાએ મધ્યરાત્રે ચંદ્રહાસને એકલો વેરાન પ્રદેશમાં આવેલા મંદિરે મોકલ્યો છે તે જાણી મદન ધ્રૂજી ઊઠે છે. કારણ મધરાતે પૂજા કરવા જવાનો કોઈ રિવાજ હતો જ નહિ. એને પિતાના હેતુ માટે શંકા આવે છે.

કડી ૨૫ : પિતાના હેતુ માટે મદન શંકાશીલ તો થાય છે પણ તે ચંદ્રહાસને કહેવાય કેમ! એથી, હમણાં રાજપુત્રી ચંપકમાલિનીને પરણી, રાજછત્ર મેળવી, પ્રાતઃકાળે પૂજા કરવા જવા સમજાવે છે. સુરધિ : દેવના જેવી બુદ્ધિવાળો.

પાઠાન્તર : ૧. અરે સુંધીર પ્રાત:કાળે કુળદેવીનું પૂજન કરવુ જી.
૨. અરે સુધિ, પ્રાતઃકાળે કુળદેવીનું પૂજન કરવું સત્રજી.

કડી ૨૬ : ......કો મેરૂ આપે કનકનો, તો યે ન જાતો મૂકું જી : ચંદ્રહાસ નિર્લોભી અને નિસ્પૃહી છે. ગજકન્યા અને રાજછત્રનું પ્રલોભન છતાં સસરાનુ વચન ઉથાપવા તે તૈયાર નથી. તે કહે છે કે કોઈ સુવર્ણનો પર્વત આપે તો પણ હું જવાનું માંડી વાળીશ નહિ.

પાઠાન્તર :

૧. અરે મદન, કોહો મેરુ આપે કનકનો, તો યે ના હું જાતો મૂકુંજી.

૨. અરે મદન, કો મેરૂ આપે કનકનો, તો યે જાઉં મૂકીજી.

કડી ૨૭ : તમને પ્રાણ સોંપ્યો છે, સારે હું કરૂં પૂજાયજી.

લગ્ન વખતે મદને ચંદ્રહાસને પોતાનો પ્રાણ સોંપ્યો હતો. (કડવું ૧૮ કડી ૫) એ પ્રાણ સારે ચદ્રહાસને બદલે પૂજા કરવા મદન તૈયાર થાય છે. આ સમયે અને આ વેશે, કુળરિવાજનું ખોટું નિમિત્ત બતાવી ચંદ્રહાસને પૂજા કરવા જવાનું પિતાએ કહ્યું એમાં કંઈક કપટ છે, અને પોતે પણ જો પૂજા કરવા જશે તો જાનનુ જોખમ છે એ મદન સમજી ગયો છે છતા ચંદ્રહાસને માટે પ્રાણ આપવા તૈયાર થાય છે. પિતા અને પુત્ર વચ્ચે કેટલો સ્વભાવવિરોધ!

ધૃષ્ટબુદ્ધિએ તો ચંદ્રહાસે પોતે પૂજા કરવા જવું એમ કહ્યું હતું તો તે મદનને જવા દેવા સંમત કેમ થયો!

નાકરના આખ્યાનમા મદન કહે છે :

> સ્વામી એહવૂ સ્યું કહું, ભાવ ન કીજે ભગ;
> મેં તુ ચુરી માહે સૂપ્યુ છે માહારું તા તંન
> હું તમ્હો જૂજૂઆ નથી, એ તું એક શરીર,
> તે માટે આઈ દયા કરજે, ચડીકા મહાવીર

પ્રેમાનંદના આખ્યાનમા પણ ઉપરની પંક્તિમાંથી આવુ જ કારણ ઘટાવી શકાય પણ તે સ્પષ્ટ નથી મદને પોતાનો પ્રાણ ચદ્રહાસને સોપ્યો છે. એથી તે બન્ને અભિન્ન છે. તો ચદ્રહાસને બદલે મદન પૂજા કરી આવે એમા બાધ નથી, એવો અસ્પષ્ટ ધ્વનિ તો છે જ.

કડી ૨૯ : માનશુકન : અપશુકન

વામાંગ : ડાબુ અંગ પુરુષનુ ડાબું અને સ્ત્રીનુ જમણુ અંગ ફરકે તો અપશુકન થાય અને પુરુષનુ જમણુ અને સ્ત્રીનુ ડાબુ અંગ ફરકે તો શુકન ગણાય એવી માન્યતા છે

કડી ૩૧ ખરખરો શોક

પાઠાન્તર નિશાચર જે ઘુવડ પક્ષી, તે મદન મસ્તક બેઠો સારજી,
મદન મન વિચાર કરે, શુ વિઘ્ન થશે જગદાધારજી

કડી ૩૦ : વિઘન : વિઘ્ન સકટ ઓલવજો : દૂર કરજો.

કડી ૩૪ મુખ નિસરતાં . ઘેરામાથી ડોકું બહાર આવતા.

પાઠાન્તર દ્વાર નિસરતા મદનને મસ્તક, ચાર પડિયા મહા ખડગજી.

કડી ૩૫ ઓસાણ નિશાની, અહી ઓળખ ધૃષ્ટબુદ્ધિએ તો ચાડાળોને એટલુ જ કહ્યુ હતુ કે મંદિરમા મધ્યરાત્રે જે એકલો પૂજા કરવા આવે તેના કટકા કરી નાખજો બીજી કોઈ નિશાની તેણે આપી ન હતી અને ચાંડાળોએ તો સૂચના પ્રમાણે કામ પતાવી દીધુ તેમનો શિકાર ધૃષ્ટબુદ્ધિનો પુત્ર જ છે એ જોવા પણ ન ગ્યા.

કડવું : ૨૬

**વસ્તુ :** કુંતલગમ્જએ ચંદ્રહાસ સાથે ચંપકમાલિનીનાં લગ્ન કરી તેને રાજ્ય પણ સોંપી દીધું, અને પોતે તપ કરવા વનમાં ગયો. ચંદ્રહાસના કહેવાથી ગાલવ ધૃષ્ટબુદ્ધિને તેડી લાવે છે. ધૃષ્ટબુદ્ધિએ જાણ્યું કે ચંદ્રહાસ તો જીવે છે અને રાજકન્યા તથા રાજ્યાસન બન્ને પામ્યો છે, તથા મદન તેને બદલે પૂજા કરવા ગયો છે, ત્યારે તે પુત્રના મૃત્યુના ભયથી મૂર્ચ્છા પામે છે.

કડી ૩ : ........**ઉતાવળ કીજે, લગ્નવેળા જાયજી :** ગાલવ અધીરો થાય એ સ્વાભાવિક છે. ધૃષ્ટબુદ્ધિને જો આ વાતની ખબર પડે લગ્નમાં વિઘ્ન કર્યા વિના રહે નહિ

કડી ૪ : **ચોરી :** વેદી. જેમાં અગ્નિ પ્રગટાવી આહુતિ આપવામાં આવે છે તે.

કડી ૫ : **મૂકયું પાણીજી :** કંઈ પણ વસ્તુ દાન આપતાં ન મન કડી પાણી મૂકવાની વિધિ છે.

કડી : ૬ : **માણુજી :** મસ્ત. આનંદમાં મગ્ન.

કડી : ૭ : **સુખપાલ :** પાલખી. **નાનાવિધ :** વિવિધ પ્રકારના.

કડી ૧૦ : **પછે કંસાર જમ્યા વરકન્યા :** ચરુભક્ષણનો વિધિ. લગ્ન પછી વર કન્યા એકબીજાને કંસાર જમાડે છે. **ચંપકમાલિની આનંદ પામી...**આ પંક્તિ બે પ્રતોમાં નથી અને એને સ્થાને 'પુત્રીને શીખામણ સેવા કરતાંજી' એ પંક્તિ તરત જ આવે છે.

કડી ૧૧ : **પછે રાજા સ્ત્રી સાથે...**આ પંક્તિ બે પ્રતોમાં નથી.
પાઠાન્તર : કડી દશની બીજી પંક્તિ તરીકે : પુત્રીને શીખામણ દીધી,
આળસ ન સેવા કરતાંયજી.

કડી ૧૨ :

પાઠાન્તર : પછે ચંદ્રહાસ વળાવી વળિયો, ચંપકમાલ્યનિયે આંખ્ય ભરીજી.
ચંદ્રહાસે ટાઢો બોલ દીધો, રોશો મા સુંદરીજી.

(ટાંટો બોલ : આશ્વાસન)

શાતા દીધી : શાંતિ આપી, આશ્વાસન આપ્યું.

**કડી ૧૩ : શાલિગ્રામ પર છત્ર ધરાયજી :** ચંદ્રહાસને રાજ્ય મળ્યું એમાં શાલિગ્રામની–પ્રભુની જ કૃપા હતી. તેથી તેણે પોતાના ઉપર નહિ પણ શાલિગ્રામ ઉપર છત્ર ધર્યું.

પાઠાન્તર : પછે સહ્નયાસને બેઠો, છત્ર શાલિગ્રામ ઉપગ્ય ધરાયજી.
બે સ્ત્રીઓ અર્ધાંગે રહેતી, સુંદર દેખિયે શોભાયજી

કડી ૧૪ : પાઠાન્તર :

આવ્યા ગાલવ ઋષિ કહેતા, ચંદ્રહાસ યોગ રાજ્યાસનજી:
ચંદ્રહાસે પૂજન કીધું, સંતોખિયા ભગવાનજી.

**કડી ૧૫, ૧૬, ૧૭ : આપણા રાજ્ય માંહિ શું ખાઇ ગયો છે...** ધૃષ્ટબુદ્ધિ રાજ્યમાંથી શું ઉચાપત કરી ગયો છે તે જાણવા માટે ચંદ્રહાસ તેને તેડાવી બોલાવે છે? સસરા પ્રત્યે પુત્રતુલ્યભાવ રાખનાર ચંદ્રહાસ રાતોરાત બદલાઈ જાય? નહિ જ. ચંદ્રહાસ તો ધૃષ્ટબુદ્ધિને એટલા માટે તેડાવે છે કે રાજ્યમાં બીજું કોણ શું ખાઈ ગયું છે તે જાણી શકાય અને યોગ્ય ઉપાય લઈ શકાય. પરંતુ ચંદ્રહાસના આ વચનનો અર્થ, 'નારદવેડા' કરતો ગાલવ મનફાવતો કરે છે અને "એ કાર્ય મારૂં" કહી, હજુ ઊંઘમાંથી ઊઠના ધૃષ્ટબુદ્ધિને કહે છે કે તને રાજા ચંદ્રહાસ 'નામુ લેખુ ચોખુ કરવા' તેડે છે.

જો કે પ્રેમાનંદના વાક્યનો સીધો અર્થ તો ગાલવે કર્યો તે જ થાય, પણ કડવુ ૨૫ની કડી ૨૨ અને ૨૬ના સંદર્ભમાં અને ત્યારપછી ચંદ્રહાસે એવું કશું જણાવ્યું નથી જેથી સસરા તરફ પૂર્વગ્રહ થાય એ સંજોગોમાં અને પછીથી સસરા અને સાળાને મૃત્યુ પામેલ જોઈ પોતે પણ જીવ આપવા તૈયાર થતો ચંદ્રહાસ સસરાનો હિસાબ લેવા અને તે જે ખાઈ ગયો છે તે સર્વ ઝંઝેડી લેવા બોલાવે એ અસંગત લાગે

છે. આમાં પ્રેમાનંદે દ્વિઅર્થી વાક્ય યોજીને ચાતુરી બતાવી છે. અહીં ચંદ્રહાસ મર્યો નથી એ વાતની ખબર ગાલવ દ્વારા આપી ધૃષ્ટબુદ્ધિની તે ઠેકડી ઉડાવવા ઇચ્છે છે. મૂળ 'અશ્વમેધ પર્વ'માં આ પ્રકારનું નિરૂપણ નથી. તેમાં તો કુંતલ રાજા ચંદ્રહાસ સાથે ચંપકમાલિનીને પરણાવી, તેને ગાદીએ બેસાડી ધૃષ્ટબુદ્ધિને બોલાવી કહે છે કે તારી હવે અવસ્થા થઈ છે, આજથી આ (ચંદ્રહાસ) તારો સ્વામી અને તારો પુત્ર મદન એનો પ્રધાન. તું હવે પ્રભુભજન કર અને હું પણ અરણ્યમાં જાઉં છું.

જ્યારે નાકરના આખ્યાનમાં તો ચંદ્રહાસ પોતે પ્રધાનને 'જુહાર' કરવા જાય છે અને તેની આગળ 'વધામણિયા' જઈ પ્રધાનને વધાઈ આપે છે :

ચંદ્રહાસના મનમાહેથી, એક ઉપન્યુ વિચાર;
હાવે હું તાં જઈને કરુ પ્રધાનને જુહાર;
આગળ ચંપકમાલણી, હસ્તીએ થઉ અસ્વાર;
... ... ... ... ... ...
વધામણીઆ આગળથી યયા,સાંભળ પ્રધાન તું આજ;
યામાત્ર તે તાં પામીઉં કુંતલકપુરજનનું જે રાજ.
... ... ... ... ... ...
દુષ્ટબુદ્ધ તે પાપીઉં, વિમાસે મનમાંહિ
આવીને ઉભા રહ્યા, મંત્રીને કીધું પ્રણામ;
પ્રધાન મનમાંહે ચેતીઉં, મદન માર્યું તેને કામ.

આમ ગાલવ દ્વારા ધૃષ્ટબુદ્ધિને તેડાવી (ગાલવની દૃષ્ટિએ 'નાખું લેખું ચોખું કરવા') પ્રેમાનંદે પોતાની ચમત્કૃતિ ભરી નિરૂપણ કલાનો પરિચય આપ્યો છે.

**નાખું લેખું ચોખું કરવા :** અહીં રાજ્યના જમા ઉધારના [illegible] લેવાના નથી. ગાલવના મનમાં બીજો અર્થ છે, અત્યાર સુધી

ધૃષ્ટબુદ્ધિએ ચંદ્રહાસને દુઃખ આપવામાં અને તેનો જીવ લેવાનો પ્રયત્ન કરવામાં કંઈ બાકી રાખ્યું નથી, તેનો હિસાબ કરવા ચંદ્રહાસ તેડે છે એવો ધ્વનિ ગાલવની આ ઉક્તિનો છે.

કડી ૧૮ : પાઠાન્તર : બીજી પંક્તિ :

રાજકુંઅરી સાથે રાજ્ય પામ્યો, મેં મરાવ્યો નવ મૂઓજી :

કડી ૨૨ : પાઠાન્તર :

મોકલ્યો મદનપૂજાને, એવી વાત તાતે સાંભળી રે;
ઊડી ગયું મુખ ને પામ્યો દુઃખ, મૂરખને મૂર્છા વળી રે.

કડવું : ૨૭

વસ્તુ : ચંદ્રહાસને બદલે મદન દેવીની પૂજા કરવા ગયો છે જાણી ધૃષ્ટબુદ્ધિના મનમાં ઉચાટ થયો. ચાંડાળોએ તો આવી કહ્યું કે તેમણે સૂચના પ્રમાણે કામ પાર પાડી દીધું છે. આમ પોતાના કાવતરાનો ભોગ પોતાનો જ પુત્ર બનતાં પોતાના કુકર્મ માટે તેને પશ્ચાત્તાપ થયો. મંદિરે જઈ, પુત્રના શબના કટકા ખોળામા મૂકી આક્રંદ કરતાં, પથ્થર સાથે માથું અફાળી તેણે પ્રાણ છોડ્યાં.

કડી ૧ : પાઠાન્તર : પંક્તિ ૨, ૩ :

૧. ચાંડાળ ચાર રે તેડાવ્યા પાસજી, પૂછ્યું તમો તે શું કીધું નાશજી.

૨. ચાંડાળ ચાર રે તેડાવ્યા પાસજી, પૂછ્યું તેને રે સે ન કીધો નાશજી.

૩. ચંડાળ ચ્યાર રે તેડાવ્યા પાસજી, પૂછ્યું તેહને, શું કીધું નાશજી.

કડી ૨ : અડવાણે : અડવા પગે. પગમાં કશું પહેર્યા વિના. સં. अनुपानह्.

પાઠાન્તર: અંત્યજ તેણે રે, અરથ જ સીધાજી,
શત્રુને મારી રે કટકા કીધાજી;
ત્યારે પાગે રે ધાગો તાતજી,
રાખજો રે, ભવાની માતજી.

**કડી ૩:** વદન ચીલે: ચિંતામાં.

પાઠાન્તર ૧: વદન પીજે દીઠે રે ડીલ્ય પ્રસ્વેદજી,
જળ લોચન ભરતો રે, પામ્યો અતિ ખેદજી:
અખડાયે વાટમાંહીં રે બેઠો થાતો જી,
પાળે પાયે રે દેવી ભણી ધાતો જી.
૨: વદન પીસે રે, સાસ ભર્યો જાતો જી,
લોચન ભરતો હો પામ્યો અતિ ખેદ જી.

**કડી ૪:** શૃંગ: શિખરં. પુત્રના દેહના ચાર કટકા થયેલા જોઈ ધૃષ્ટબુદ્ધિ, મેરુ પર્વતનું શિખર તૂટી પડે તેમ જમીન પર તૂટી પડ્યો. ઉપમા અલંકાર.

આરત: આર્ત, દુઃખી.

કડી ૬, ૭: ધૃષ્ટબુદ્ધિના આ આર્ત અને દીન વચનો સાંભળી ભાવકને તેના પ્રત્યે સમભાવના જરૂર થાય, કારણ તેનો પશ્ચાત્તાપ ઊંડો અને સાચો છે. આથી કરુણ રસ સહજતાથી નિષ્પન્ન થાય છે.

સેજ્યા: પથારી.

સેજ્યા એ સરખાં હો......ભોમજી: સરખાવો:

अत्यन्तं सुकुमारस्य राङ्कवाजिनशायिनः ।
कच्चिदद्य शरीरन्ते भुमौ न परितप्यते ॥

(ઉત્તરાનો વિલાપ: સ્ત્રીપર્વ, મહાભારત)

પાઠાન્તર: કડી ૭, પંક્તિ ૧, ૨:

કૃપા કરીને રે કાહો કાંઈ કાલાજી,
વાંક તજીને રે વેગે સુન વાહાલાજી.

**કડી ૮ : ત્રણ વરાં :** ત્રણ વાર. **ખપને કીધોજી :** મારવા પ્રયત્નો કર્યા. ખપ : મારવું. એ ઉપરથી મારવાનુ શસ્ત્ર તે 'ખપુવો' (કડવું ૨૮ : કડી ૩)

**કીધી કરણી......**કર્મોનાં ફળ તો ભોગવવાં જ પડે છે. દેવ અને ડાહ્યા માણસો ભૂલ કરતા નથી, અને દુષ્ટ કૃત્યોનાં દુષ્ટ ફલ આપવાનું દેવ ચૂકતા નથી.

પાઠાન્તર : ત્રણ વરાં મેં રે હો અપૂર્વ કીધાજી,
દીનાનાથે ઉગારી લીધાજી.
કીધી કરણી રે હો કંઈ પેરે મૂકેજી,
દેવ ને ડાહ્યા રે હો કંઈ એ નવ મૂકેજી.

**કડી ૯ : પાહાણ :** પાષાણ.

## કડવું : ૨૮

**વસ્તુ :** સસરા અને સાળાના મૃત્યુના સમાચાર જાણી ચંદ્રહાસ મંદિરે દોડી ગયો અને પોતાને જ કારણે આ બન્નેનું મૃત્યુ થયું જાણી તે અગ્નિ મળગાવી દેવીને પોતાનો ભોગ આપવા તત્પર થાય છે. ત્યાં વિષ્ણુ આવી તેના હાથમાંનું ખડ્ગ પકડી લે છે, અને વરદાન માગવા કહે છે. ત્યાં દેવી પણ પ્રકટ થઈ તે પોતાનો ભક્ત છે એમ કહી, વિષ્ણુને ખસેડી, ચંદ્રહાસને વરદાન માગવા કહે છે. ચંદ્રહાસ દેવી પાસે ધૃષ્ટબુદ્ધિ અને મદનને જિવાડવાનું અને વિષ્ણુ પાસે પોતાને વૈકુંઠવાસ મળે એ પ્રકારનું વરદાન માગે છે. પરિણામે તે બન્ને પુનર્જીવન પામી ચંદ્રહાસની ક્ષમા યાચે છે. સુખદ મિલન સાથે ચંદ્રહાસનુ આખ્યાન પૂરું થાય છે.

અંતે ચંદ્રહાસ પણ અશ્વમેધનો અશ્વ અર્જુનને સોંપે છે. અને ત્યાં પણ ભક્ત અને ભગવાનનું મિલન થાય છે.

**કડી ૨ : તેણે તિલક થયું શામ :** આ બે સંબંધીઓની હત્યાથી રાજતિલક–રાજ્યાસન શ્યામ થયું, કલંકિત થયું, એમ સાત્વિક પ્રકૃતિના ચંદ્રહાસને લાગે છે. જમાઈને પગલે સસરાનો અને સાળાનો વિનાશ થયો એવા લોકાપવાદનો પણ ભય છે.

પાઠાન્તર : હું માટયે બંન્યો મુઆ, તેણે તિલક થયું આમ,
જ્યુગ કહેશે, જ્યામાત્રને પગલે શ્વશુર સાળાનો ફેડ્યો ઠામ.

**કડી ૩ : ખપુવે :** ખપ્પરથી. **હુવન :** હોમ.

**કડી ૫ : હેલામાં :** રમતમાં. **ખપ કરીને :** ઝડપથી, ત્વરાથી.

**કડી ૬, ૭, ૮ : હલહલાટ :** ઝળહળાટ. પોતાના અંગો હોમ્યા પછી ચંદ્રહાસ મસ્તક હોમવા તૈયાર થાય છે ત્યારે વિષ્ણુ પ્રકટ થઈ વરદાન માગવા કહે છે. પરંતુ ત્યાં તો દેવી પણ પ્રકટ થઈ, 'આ તો મારો ભક્ત છે, મારા સ્થાનકમાં મદનને માટે પોતાની આહુતિ આપી છે.' એમ કહી વિષ્ણુને બાજુએ ખસેડી ચંદ્રહાસને પોતાની પાસે વરદાન માગવા કહે છે. વિષ્ણુ અને દેવી વચ્ચે ભક્ત માટેની આ ખેંચાખેંચી પ્રેમાનંદી નિરૂપણ છે. અશ્વમેધ પર્વમાં તેમ નાકરના આખ્યાનમાં કેવળ દેવી જ પ્રસન્ન થઈ પ્રકટ થાય છે. દેવી પ્રકટ થાય એમાં અદ્ભુત રસ તો છે જ. પરંતુ આ રીતની ટપાટપીને કારણે નિરૂપણમાં પ્રાકૃતતા પ્રવેશી ગઈ છે. એમ તો નળાખ્યાનમાં પણ ક્યાં તેણે દેવોની વિડંબના કરી નથી? આ ટપાટપીથી પ્રેમાનંદનો પ્રાકૃત સમાજ તો રાચ્યો હશે ને!

**કડી ૯ :** પાઠાન્તર : પહેલી પંક્તિ :

હે માગ્ય મહીપતિ, મન માને તેહ, કેહે તો આપું ઇન્દ્રાસન

**કડી ૧૧ : માગે માન :** અહીં ક્ષમા યાચના.

પાઠાન્તર : બીજી પંક્તિ:

ચંદ્રહાસને ચરણે લાગી પિતા પુત્રને માગે માન.

**કડી ૧૨ : સ્વભાવ પોતાનો ન મૂકયો :** अपराधिषु यः साधुः स साधुः सद्भिरुच्यते । ધૃષ્ટબુદ્ધિ જેવા અપકારી અને પોતાનો પ્રાણ

સેવા ત્રણ ત્રણ વાર કાવતરું કરનાર પ્રત્યે પણ મહાનુભાવતા દાખવી, પોતાના પ્રાણની આહુતિએ પણ દેવકૃપા મેળવી તેમને પુનર્જીવન અપાવવાની તત્પરતામાં ચંદ્રહાસની પરમ સાધુતાનાં દર્શન થાય છે.

કડી ૧૬, ૧૭ : ફલશ્રુતિ : આખ્યાનને અંતે ફલશ્રુતિ કહેવાની પ્રણાલિ હતી. આખ્યાન કહેનાર અને સાંભળનારને શું ફળ મળે તે ફલશ્રુતિમાં કહેવામાં આવતું. અહીં પ્રેમાનંદ નારદને મુખે એ ફલશ્રુતિ-શાલિગ્રામ–વિષ્ણુની કૃપાનું આ આખ્યાન સાંભળવાનો, ગાવાનો અને શાલિગ્રામને પૂજવાનો મહિમા કહે છે. આ આખ્યાન સાંભળવાથી અને કહેવાથી પૂર્વજોનો ઉદ્ધાર થાય છે અને કોટિ હત્યાના પાતકનું નિવારણ થાય છે.

ઓધરે : ઉદ્ધરે, ઉગરે, નર્કમાંથી સ્વર્ગમાં જાય.

કડી ૧૯ : અહીં અર્જુન કૃષ્ણને કહે છે કે આવા ભક્ત સાથે યુદ્ધ કરવું યોગ્ય નથી. મૂળ અશ્વમેધ પર્વની આખ્યાયિકામાં તો અશ્વ પાંડવોનો છે એવું જણાતાં જ ચંદ્રહાસ કૃષ્ણ અને અર્જુનને મળવા આવ્યો ત્યારે તેને આલિંગન આપી કૃષ્ણે તેને પ્રણામ કરવા અર્જુનને કહ્યું. યુદ્ધની ઇચ્છાવાળા અર્જુને વંદન ન કર્યા. તેની ઇચ્છા સમજી જઈ ચંદ્રહાસે કહ્યું કે તે તો યુદ્ધ કરવા તૈયાર છે, પરંતુ તેથી તો તેમના યજ્ઞમાં વિલંબ થશે. આથી અર્જુન સમજી ગયો અને તેને વંદન કર્યાં.

લાગે ખોડ : પ્રભુના ભક્ત સાથે યુદ્ધ કરવામાં વિવેકબુદ્ધિની ખામી દેખાય.

હવડાં : હમણાં. સં. અધુના.

કડી ૨૩ : ભક્ત વળતો રોય : આ આંસુ પરમ આનંદના છે. ભક્તાધીન ભગવાન ભક્તને કહે કે હું તો તારે દર્શને આવ્યો છું ત્યારે કયો ભક્ત આર્દ્ર ન બને?

પટકૂળ : કીમતી વસ્ત્ર. સં. દુકૂલ ઉપરથી પટકૂળ, વનકૂળ વગેરે.

લોય : લ્હોય, લૂછે.

**કડી ૨૮ : સત્તાવીશ કડવાં એહુના :** આ આખ્યાનનાં કુલ અઠ્ઠાવીશ કડવાં છે. કેટલીક પ્રતોમાં સત્તાવીશ કડવાં છે, ત્યાં કડવાંનો ક્રમાંક લખવામાં અતંત્રતા જોવા મળે છે. વિશેષે કરી ૨૦મા કડવાથી આ ક્રમાંકો લખવામાં સ્ખલન થઈ છે. ૨૦મા કડવાને ૧૯મા કડવા તરીકે ગણવાથી તે ભૂલ છેવટ સુધી ચાલુ રહે છે. 'બૃહદ કાવ્યદોહન'ની છાપેલી વાચનામાં આઠમા કડવાનો ક્રમાંક બેવડાયો છે.

કોઈ એક કડવું પ્રક્ષિપ્ત છે એમ માનવાને કોઈ આધાર જણાતો નથી. લહિયાની શરતચૂક અથવા એવા બીજા કોઈક કારણે કડવાંના ક્રમાંક લખવામાં ભૂલ થઈ હશે, એ ભૂલ સુધારવા જતાં–ભૂલ ક્યાં છે તે પકડી ન શકાતાં–બીજી ભૂલ થઈ હશે એમ અનુમાન કરી શકાય.

**રાગ આઠ એહુના વ્રુજવા :** આખ્યાનમાં આઠ ઉપર રાગો છે. અને પ્રતોમાં એકને બદલે બીજો રાગ જોવા મળે છે. ક્યારેક રામગ્રીને સ્થાને સામગ્રી, સામેરી જેવા નામો પણ સાદૃશ્યને કારણે ફેરફાર પામેલા જણાય છે.

**કડી ૨૯ : સંવત સત્તર સત્તાવીશ વર્ષે :** સંવત ૧૭૨૭માં સિંહસ્થ વર્ષની સંધિએ જ્યેષ્ઠ સુદ સાતમને સોમવારે આ આખ્યાન પ્રેમાનંદે પૂર્ણ કર્યું પ્રેમાનંદની કૃતિઓમાં નોંધાયલી સૌથી પહેલી સંવત ૧૭૨૭ છે. 'અભિમન્યુ આખ્યાન' પણ આ જ વર્ષે રચાયું એવી નોંધ છે. 'ઓખાહરણ' આ પહેલાં (સં. ૧૭૨૩) રચાયું હોવાનો કેટલાકનો મત છે. પરંતુ તે માટે કોઈ સમર્થન મળતું નથી.

સંવત ૧૭૨૭ના જ્યેષ્ઠ માસમાં સુદ સાતમને સોમવારનો યોગ મળતો નથી એમ શ્રી કેશવરામ કા. શાસ્ત્રીએ ગણતરીને આધારે બતા-

વ્યું છે. તેમણે જ્યેષ્ઠને બદલે કાર્તિક માસ હશે એમ પણ ગણતરીને આધારે કહ્યું છે.

આ વિષયમાં એક બીજી પણ સંભાવના છે. પ્રેમાનંદ પછી 'ચંદ્રહાસ આખ્યાન' રચનારાઓમાં એક ભોજ કવિ સુરતમાં થઈ ગયા. તેને નામે સુરતમાં એક ભોજા શેરી પણ છે. 'બૃહદ કાવ્યદોહન'ના આઠમા ભાગમાં આ 'ચંદ્રહાસ આખ્યાન' પ્રકટ થયું છે. એ છાપેલી વાચનામાં તો રચ્યાસંવત નથી. પરંતુ સુરતના 'ચૂનીલાલ ગાંધી વિદ્યાભવન'માં ભોજ કવિના 'ચંદ્રહાસ આખ્યાન'ની હસ્તપ્રત છે. એમાં–'સંવત ૧૭૬૪ (૭૪?) વરખે જેઠ વદ ૭ વાર શોમે રામપુરણ શમાપત થઉ છે'–એ પ્રકારની નોંધ છે. 'બૃહદ કાવ્ય દોહન'ના સંપાદકોએ જેને આધારે વાચના તૈયાર કરી હતી તે પ્રતો સં. ૧૯૧૫ અને ૧૯૧૨માં લખાયલી હતી. એ જોતાં તે બન્ને પ્રતો કરતાં સુરતની પ્રત વધારે જૂની ગણાય. ભોજો કવિ પ્રેમાનંદનો અનુગામી હોવાનું મનાય છે. સં. ૧૭૬૪ એ પ્રેમાનંદના સમયથી અત્યંત નજીક છે. સંભવતઃ ભોજ પ્રેમાનંદની ઉત્તરાવસ્થાનો સમકાલીન હશે. આ સંવતને રચ્યાસંવત ન ગણીએ અને લખ્યા સંવત ગણીએ તો પણ એ પ્રત ભોજાએ પ્રસ્તુત આખ્યાન રચ્યા પછી તરતમાં જ લખાઈ હશે પ્રેમાનંદ અને ભોજનાં પ્રસ્તુત આખ્યાનો વચ્ચે વધારેમાં વધારે પાત્રીશેક વર્ષનો ગાળો હશે. સાથે એક બીજી હકીકત પણ નોંધી લઈએ. વડોદરા યુનિવર્સિટીના 'પ્રાચ્ય વિદ્યાભવન'માં પ્રેમાનંદને નામે નોંધાયલી ત્રણ પ્રતો છે. તેમાંની ૭૫૨૨ અને ૭૫૪૫ ક્રમાંકની હસ્તપ્રતો અમે જોઈ શક્યા. આ બન્ને તપાસતા તે પ્રેમાનંદના આખ્યાનની નથી એવા ચોક્કસ નિર્ણય ઉપર અમે આવ્યા છીએ. એક પ્રતમાં સંવત ઉકેલી શકાઈ નથી.[૬] બીજી પ્રતમાં (૭૫૨૨) લખ્યાસંવત ૧૮૧૧ જેઠ સાતમ ને સોમવાર છે. આ પ્રત પણ અમારી માન્યતા પ્રમાણે ભોજ કવિના 'ચંદ્રહાસ આખ્યાન'ની છે

ઉપરના મુદ્દા ઉપરથી અનુમાન થઈ શકે કે ત્રણેક દાયકાને અંતરે રચાયેલ અને પ્રચારમાં આવેલ આ બે આખ્યાનોના માસ તિથિવારમાં સંચાર (હેરફેરી) થઈ ગયો હશે. પ્રેમાનંદના આખ્યાનના માસ કે તિથિવાર અથવા બન્નેની વિસ્મૃતિ થઈ હશે અને તેને સ્થાને અજાણતાં જ બીજા કવિના આખ્યાનમાંથી તિથિવાર કે માસનો અથવા બન્નેનો સંચાર થઈ ગયો હશે. જે જમાનામાં યાદદાસ્ત ઉપર ઘણો આધાર હતો તેમાં આમ બનવું અશક્ય ન ગણાય. આ પ્રકારનો સંચાર થતાં સુદ અને વદની ચોક્કસતા નહિ રહી હોય. અથવા પ્રેમાનંદના આખ્યાનના મૂળ રચના-સમયમાંથી સુદ કાયમ રહ્યું હશે અને માસ કે વાર તિથિ અથવા બન્ને પ્રક્ષેપ તરીકે આવ્યાં હશે. એકવાર આમ લખાયું એટલે પછી તો સ્વાભાવિક રીતે બીજી પ્રતોમાં તેનું અનુકરણ થવાનું જ. આ વિષયમાં વધુ સંશોધનને અવકાશ રહે છે. (ર. મ. શુ.)

**સિંહસ્થ :** જે વર્ષમાં બૃહસ્પતિ સિંહ રાશિમાં આવે તે વર્ષને સિંહસ્થ વર્ષ કહેવામાં આવે છે. આ પ્રકારનો યોગ દર બાર વર્ષે આવે છે. **સંધ :** સંધિમાં.

**કડી ૩૦ : વટપદ્રવાસી :** વડોદરાનો રહેવાશી. સં.વટપ્રદ : વડોદરું. **ચાતુર્વિંશી :** બ્રાહ્મણ વર્ણની પેટા જ્ઞાતિ. કોઈક સ્થળે ચાતુર્વેદી જ્ઞાતિનો ઉલ્લેખ પણ મળે છે.